ઇ. સ. તા. ૧૨-૭-૩૬ થી તા. ૧-૫-૩૮ સુધી

# સમયધર્મ

## ( અગ્રલેખ સંગ્રહ )

## તૃતીય ભાગ

અમદાવાદવાળા શેઠ કકલભાઇ કેશવલાલની
આર્થિક મદદથી

છપાવી પ્રસિદ્ધ કરનાર
સમયધર્મ કાર્યાલય
સોનગઢ ( કાઠિયાવાડ ).

ઇ. સ. ૧૯૪૨ ] કિં. ૦-૯-૦ [ વિ. સં. ૧૯૯૮

# નિવેદન

સમયધર્મ પાક્ષિક પત્રની શરૂઆત વિજયાદશમી રવિવાર ૪. સ. તારીખ ૯-૧૦-૩૨ થી શરૂ થએલ છે. આજે એ પત્રને દસ વર્ષ પૂરાં થયા છે અને અગીયારમું વર્ષ ચાલે છે. અમારે વારંવાર લખવું પડે છે કે સમયધર્મ પત્ર જૈનોમાં અને જૈનેતરોમાં ખૂબ પ્રશંસા પામેલ છે. સમયધર્મ પાક્ષિક પત્ર કોઈનું વાજીંત્ર નથી, તેમ પૈસાની લાલચે એ પત્ર નીકળતું નથી, કેમકે આપ જોઈ શકશો કે એ પત્રમાં એક પણ જાહેર ખબર લેવામાં આવતી નથી, તેમ ફક્ત સામાજિક તથા ધાર્મિક લેખો સિવાય કોઈના વિતંડાવાદની કે ચર્ચામાં સમયધર્મ ઉતરતું નથી. સમાજને કે ધર્મને ક્ષતિ લાગતી હોય તો તેવા લેખો હાથ ધરે છે.

સમયધર્મના અગ્રલેખો આજે શાસ્ત્રીય લેખો ગણાય છે. જેથી એ અગ્રલેખો બહુજ ઉપયોગી તેમજ ભવિષ્યમાં પુરાવા તરીકે કામ આવવાથી ઘણા જૈનોની એવી માગણી થઇ રહેલ છે કે સમયધર્મના અગ્રલેખોની જુદી ચોપડી બહાર પાડવાની જરૂર છે. આથી અમો ગૃહસ્થોની સહાયથી પહેલા બીજા વર્ષના અગ્રલેખોની પ્રથમ ભાગની એક ચોપડી ત્રીજા ચોથા વર્ષના અગ્રલેખોનો દ્વિતીય ભાગ અને પાંચમાં અને છઠ્ઠાં વર્ષના અગ્રલેખોનો ત્રીજો ભાગ બહાર પાડવા ભાગ્યશાળી થયા છીએ. હજુ પણ જેમ જેમ અમોને ગૃહસ્થોની સહાય મળતી જશે તેમ તેમ બાકીના વર્ષોના અગ્રલેખો બહાર પાડવા શક્તિમાન થઇશું.

અમો આશા રાખીએ છીએ કે જૈન શ્રીમંતો તરફથી અમોને સહાય મળે અને અમે બાકીના અગ્રલેખો બહાર પાડવા શક્તિમાન થઇએ.

પ્રકટ કર્તા
સમયધર્મ કાર્યાલય
સોનગઢ (કાઠિયાવાડ)

અનુક્રમણિકા

| નં. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|

| વિષય | પૃષ્ઠ |
|---|---|

| નં. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૩૫ | કેલવણીની વ્યાખ્યા ( ૧ ) ... ... ... | ૨૪૦ |
| ૩૬ | " " ( ૨ ) ... ... | ૨૪૬ |
| ૩૭ | દીક્ષા લેનારે માતા પિતાદિકની રજા લેવાની જરૂર ... | ૨૫૨ |
| ૩૮ | ભોજનવિધિ ... ... | ૨૫૯ |
| ૩૯ | શાસ્ત્રશ્રવણ ... ... | ૨૬૬ |
| ૪૦ | શરીર અને આત્મા ભિન્ન છે કે અભિન્ન ? | ૨૭૩ |
| ૪૧ | દેશકાળ વગેરે વિચારી વર્તવાની જરૂર ... ... | ૨૭૯ |
| ૪૨ | પૃથ્વીમાતાની ફરિયાદી ... ... | ૨૮૮ |
| ૪૩ | વિચારક અને સ્વાવલંબી બનો | ૨૯૫ |
| ૪૪ | જેનો પ્રતિષેધ તેનો જ રૂપાંતરે સ્વીકાર ( ૧ ) ... | ૩૦૨ |
| ૪૫ | " " " ( ૨ ) | ૩૧૦ |
| ૪૬ | જ્ઞાન ક્રિયાભ્યાં મોક્ષઃ ... | ૩૧૭ |



આપણામાં હોવી જોઇએ. દ્રવ્યની, પદવીની, કે બીજા ગમે તેવા ખાનગી લાભની લાલચથી આપણે આડે રસ્તે ન દોરવાઈએ તેનું નામ પણ નિ:સ્પૃહતા છે. ઘણું કરીને માણસ માત્રમાં પોતાના સ્વાર્થનો પ્રેમ એટલો પ્રબળ હોય છે કે તેને છોડી દઇ સાર્વજનિક શ્રેયને અગત્યતા આપી તેને જ વધારે પસંદ કરે એ જેવી તેવી નિ:સ્પૃહતા નથી. કારણકે પોતાની સુખ શાંતિનો, દ્રવ્યનો, પદવીનો અને જિંદગીનો ભોગ આપીને સાર્વજનિક શ્રેયની ભાવના જે માણસમાં રહેલી હોય તે મનુષ્યની નિ:સ્પૃહતા માટે ઓછો ધન્યવાદ નથી. મહાત્માઓ જે થઈ ગયા છે તેઓ પણ સર્વ ગુણો કરતાં આ ગુણને લઇને જ જગતમાં પૂજાયા છે. કેમકે એ પુરુષોએ પોતાના સ્વાર્થની ખાતર સર્વ વસ્તુને તૃણતુલ્ય માની છે. અનેક સંકટોમાં પસાર થઇને વગર બદલે મનુષ્યોની સેવા બજાવી છે. આ ગુણને જાળવનાર હૃદયની હિમ્મત છે.

બીજો ગુણ વ્યવહારોપયોગી શક્તિ-કાર્યકુશળતા છે. જે માણસ પોતાના વિચારની વ્યવસ્થા કરી શકે છે, જે વાહનો બાંધી શકે છે, નદીઓના પાણીને પોતાની મરજી મુજબ વાળી શકે છે. જે મહાસાગરના એક કિનારાથી બીજા કિનારા સુધી તારનાં દોરડાં લઇ જઈ શકે છે, જે પોતાની ઓરડીમાં બેઠો બેઠો દરીયાની અને જમીનની લડાઇની ગોઠવણ કરી શકે છે, જે ગોઠવણને મોટા મોટા સેનાધિપતિઓ અને સરદારો વિજય મેળવવામાં મુખ્ય કારણ માને છે અને તે ગોઠવણ કરનારનો ઉપકાર માને છે, વળી અગમચેતીની શક્તિ જેનામાં છે તે માણસ વિચારશીલ અને ભાવિનું ઘડતર ઘડનારમાં મુખ્ય ગણાય છે. એની શક્તિ કાં તો શેતરંજની રમત રમવામાં જણાઇ આવે છે અને કાં તો ગણિત શાસ્ત્રની નિપુણતાથી જણાઈ આવે છે.

તેવા માણસો જ વ્યવહારકુશલ થઇ શકે છે. કેમકે આવી શક્તિઓ જે મનુષ્યમાં હોય છે તેનાથી બીજા મનુષ્યો પોતાનું શ્રેય સાધી શકે છે. કોઇપણ માણસની ઇચ્છા વરતીને તેને કેમ પાર પાડવી કે જેનાથી તેનું ભલું થાય એવું સમજી બીજાઓના ભલા માટે તે અનેક યોજનાઓ યોજી શકે છે. જેમ મા છોકરાઓને વશ કરે છે, કેમકે મામાં છોકરાઓ કરતાં વધારે બુદ્ધિ હોય છે, તેમ અમુક માણસ આવું જાણી તેને વિશેષ જાણનાર માણસ પોતાને તાબે કરી લે છે, અને તેથી પોતાનો જ નહિ પણ અનેકનો વ્યવહાર સરળ કરી આપે છે. આ વાત જેટલી લખવી સહેલી છે એટલી જ કરવી કઠણ છે. કરનારને સંકટો ઓછાં સહન કરવાં પડતાં નથી, છતાં એ સંકટોને હિમ્મતથી સહી; છતી પોતાનું કાર્ય વ્યવહારોપયોગી બનાવે છે. જેટલો આ ગુણ વ્યવહારોપયોગી છે તેટલો જ ધર્મોપયોગી છે કેમકે જે જે ધર્મના નેતાઓ, ધર્મના સુધારકો, આચપ્રણેતાઓ, ધર્માંધતા, અવિવેક, સમાજમાંથી દૂર કરનારા પુરુષો થઇ ગયા છે, તેઓએ પણ કષ્ટો સહન કરવામાં ખામી રાખી નથી. શ્રી પરમાત્મા મહાવીર, મહાત્મા બુદ્ધ અને ઇસુ વગેરેના ઐતિહાસિક દાખલાઓ મોજુદ છે. એ મહાન પુરુષોમાં ધૈર્ય અને હિમ્મત હતાં તો તેથી તેઓ પોતે પોતાના કાર્યમાં સંપૂર્ણ ફતેહ મેળવી શક્યા હતા.

મનુષ્યે મનુષ્યની ઇચ્છાઓ વરતીને કેમ પાર પાડવી તે સંબંધમાં પોતે કુશળતાથી પ્રવૃત્તિ કરે એ પણ એક વ્યવહારોપયોગિતા છે. બીજાઓને પ્રેમથી પોતાના મિત્ર બનાવવા, પ્રતિપક્ષીને દલીલોથી હરાવવા એ પણ વ્યવહારકુશળતા વિના બની શકે નહિ. માતા જેમ

છોકરાંઓની હાજત સમજી શકે છે, તેમ જે માણસ સામા માણસની હાજત સમજી તેને સાનુકૂળ બની પોતાને વશ કરી શકે છે. ક્રમશઃ સર્વને વશ કરીને પોતાના બનાવી શકે છે. આવા માણસની પાછળ લાખો માણસો હર્ષના પોકારો કરતા હોય છે.

ત્રીજો ગુણ અનુપમતા. અનુપમતા એ એક વિશિષ્ટતાવાચક શબ્દ છે. વિશિષ્ટતામાં જ ખરું સૌંદર્ય અને આકર્ષણ સમાયેલાં છે. જ્યાં સુધી છેવટનું જોખમ આવતું નથી, ત્યાં સુધી પોતાની ભવ્યતા કદી પ્રકાશતી નથી. પણ જ્યારે એવો પ્રસંગ ઉપસ્થિત થાય છે ત્યારે ગુપ્ત વીર્ય જાગૃત થાય છે, અને તેમાંથી સંપૂર્ણ દઢતા આવે છે. જે દઢતાથી કોઇ પણ ભયમાં ડગવાપણું રહેતું નથી. દરેક જુના અને નવા ઇતિહાસોમાં રૂસ્તમ, ભીમ, અર્જુન, પ્રતાપ, સીઝર, નેપોલીયન, શીવાજી જેવા અનેક યોદ્ધાઓ થયા છે. તેમનું અનુપમ સ્વરૂપ ખરા વખતે જે પ્રકાશિત થએલું તે જ તેમની અનુપમતાની ગાથાઓ આજે પણ ગવાઇ રહી છે. કેમકે શૌર્યથી મનુષ્યનાં અંતઃકરણ એવાં મોહિત થાય છે કે તે સિંહ, ચિત્તા જેવા પ્રાણીઓના નામની ઉપમા તેઓને આપે છે. મનુષ્યની જિંદગીની શરૂઆત જે થાય છે તે જન્મથી જ પરાધીન સ્થિતિમાં થાય છે; પરંતુ ધીમે ધીમે તે જ મનુષ્ય કોઇ નિર્ભય ખોખાની પરંપરામાં દિવસે દિવસે રોકાતો જતો હોવાથી જે વિષમ અનુભવો થાય છે તે અનુભવો તેને નીડર બનાવે છે. એટલે ભીરૂતામાંથી પણ હિમ્મત જાગૃત થાય છે. ધાસ્તી એ એવી નીચી ચીજ છે કે ધોળે દહાડે આપણને આભના તારા દેખાડે છે; વધારે અનિષ્ટતો આપણું તે એ કરે છે કે આપણા અંતરના ચક્ષુઓ બંધ કરી દે છે, અને આપણા અંતઃકરણના ઉત્સાહને તે હારી નાખે છે.

ધાસ્તી એ મનુષ્ય જાત માટે, મનુષ્યની આબરૂ માટે, મોટામાં મોટો રોગ અને મોટામાં મોટું કલંક છે. વળી જેઓ પોતાનું જ સાચવવાને હમેશાં તત્પર હોય છે તેઓ પણ સામર્થ્ય વિનાના જ હોય છે. નિર્બળો ઉપર સરદારી ભોગવનારાઓ ઘડીભર એમ માને છે કે હું શૂરવીર છું, હિમ્મતવાન છું. મારી સામે થાવાની તાકાત કોનામાં છે ? પણ જ્યારે તેને અધિક શક્તિશાળી વ્યક્તિનો પરિચય થાય છે ત્યારે જ તેને પોતાની નિર્બળતાનું ભાન થાય છે.

પ્રતિકૂળતા જે વખતે દેખાય તે વખતે દરેક માણસે પોતા ઉપર અને છેવટે પ્રારબ્ધ ઉપર વિશ્વાસ રાખી મન મજબૂત બનાવવાની જરૂર છે. સાચી ચીજ અતિ પ્રિય હોવાથી તેના રક્ષણ માટે નિર્બળો પણ સબળ બને છે. પોતાના બચ્ચાના રક્ષણ માટે ગાય, ભેંસ જેવાં નિર્બળ પશુઓ સબળ સિંહની સામે થતા આપણે જોઈએ છીએ. એવી જ રીતે પ્રમાણિકપણાના સંરક્ષણ માટે પણ મૃત્યુ કબુલ કરે છે; પણ પ્રમાણિકપણું છોડતા નથી. લડાઈ જેવા પ્રસંગોમાં સામી છાતીએ ગોળી ખાનારા લશ્કરી સિપાઈઓ ફક્ત પોતાનું પ્રમાણિકપણું સાચવી રાખવા પીછે હઠ કરતા નથી.

છેલ્લા વિગ્રહ વખતે વૃદ્ધ સૈન્ય સરદાર જે મોટો લડવૈયો હતો તે પોતે કબુલ કરે છે કે હું વારંવાર ધાસ્તીથી ધ્રુજતો હતો. પણ મારા પ્રમાણિકપણાને જાળવવા ઇશ્વરની પ્રાર્થના કર્યા કરતો હતો, તેથી મારામાં અજબ હિમ્મત આવી હતી. એક સીપાઈએ ખાનગીમાં પોતાની બેનને કહ્યું હતું કે હું લડાઈમાં ખુશીથી જવાનો છું. મારામાં બરાબર હિમ્મત નથી પણ હું એ કોઈને માલુમ પડવા દઈશ નહિ.

આ રીતે પોતાની નિર્બળતાને સામે થવાનો નિશ્ચય મનમાં રાખતાં ગમે તેવી જોખમવાળી જગ્યામાં જવાની અને ગમે તેવી ધાસ્તીનું કામ કરવાની તેને આદત પડી ગઇ; તેથી તે મહાન હિમ્મતવાન બની ગયો, એમ માણસ જો સતત નિર્બળતાને તરછોડી હિમ્મત રાખી વિકટ કાર્ય કરવાની ટેવ રાખે તો તે એક કાળે હિમ્મતવાન બની જાય છે. કુદરતે દરેક મનુષ્યમાં પોતાની શક્તિ નિભાવવાની એક જાતની આંતર શક્તિ આપેલી છે; જેને બચાવની શક્તિ કહેવામાં આવે છે. ખરા વખતમાં જે શક્તિ પ્રાદુર્ભાવને પામે છે, અને પોતે અતિ વિષમ સ્થિતિમાંથી પણ પસાર થઈ જાય છે. તેથી જ કહેવાય છે કે મરણ તરણને શીખવે.

શાંતિ અને સહાહને ઇચ્છનાર માણસ ઘણીવાર નમ્રતા બતાવે છે. એ નમ્રતામાં પણ બળ છે. શારીરિકબળ જુદી વસ્તુ છે અને માનસિક બળ એ જુદી વસ્તુ છે. આ નમ્રતામાં માનસિક બળ રહેલ હોય છે. વીરરસનું પણ એજ લક્ષણ છે કે ગમે તે પ્રસંગે ઉગ્ર ન બનતાં પોતાનો માનસિક કાબુ ન ખોતાં શાંતિથી નીડરપણે શત્રુના સંહારમાં પોતાની વીર્યશક્તિનો ઉપયોગ કરે. ઉગ્રતા એ રૌદ્રરસ છે. પણ તે રસવાળા માણસો ઘણી વખત પોતાનો કાબુ ખોઇ બેસે છે, એની આગળ પાછળનો વિવેક નષ્ટ થઇ જાય છે, અને માર ખાઇ બેસે છે. કોઇપણ માનસિક વિકારને વશ થવું એ પણ નિર્બળતા છે. ધન્ય છે ક્ષત્રિયવીરોને કે જેઓએ નવપરિણીત સ્ત્રીઓના મોહને લાત મારી દુશ્મનના સામે લડાઈમાં પ્રયાણ કર્યું છે. તેમજ નવપરિણીત રજપુતાણીઓએ પણ નેત્રમાં એક અશ્રુ ન લાવતાં, આનંદપૂર્વક

રેજ્ત આપી છે. આ બધા હિમ્મતના પ્રકાર છે. માટે મનુષ્યે દરેક ગુણ સાથે હિમ્મતને પ્રથમ કેળવવાની જરૂર છે.

હાલના યુવકો સભાઓમાં ભાષણદ્વારા ગર્જના કરનારાઓમાં માત્ર બોલવાની તાકાત જોઇએ છીએ. તેવી જ તાકાત જો તેઓ પોતાના, પોતાના કુટુંબના, જ્ઞાતિના અને છેવટ દેશના રક્ષણ માટે ધરાવતા હોય તો એક કોમ બીજી કોમને જે ડરાવી રહી છે, તે પ્રસંગ ન આવે. સમાન બળ હોય ત્યાં મૈત્રી થયા વિના રહે જ નહિ. હાલમાં નિરાધાર અબળાઓનું, કુમારિકાઓનું સંહરણ થઈ રહ્યું છે, ધર્મ-સ્થાનકો ઉપર હુમલા થઈ રહ્યા છે.. છતાં તેનું રક્ષણ હાલના યુવકો ન કરી શકે તો તેઓને હિમ્મતવાન કેમ કહી શકાય? માટે આ હિમ્મતનો વિષય મનનપૂર્વક વાંચી દરેક હિમ્મત કેળવવા પ્રયત્ન કરવો. આ ગુણ વ્યવહારમાં અને સાયમાં બન્નેમાં ઉપયોગી છે.

## હિમ્મત

(૬)

કેટલાક એમ માને છે કે જ્ઞાન–સમજણ એ એક બીકનું કારણ છે. પુરાવામાં કહેવામાં આવે છે કે સમજણને લઈને માણસ કાર્યની શકયતા દુઃશકયતા અને વિકટતા વિચારી શકે છે. તેને લઈને તેને કાર્ય કરવાની હિમ્મત ચાલતી નથી, અને જેઓ અણસમજુ–જડબુદ્ધિવાળા હોય છે તેઓ આગળ પાછળ વિચાર ન કરતાં 'મા હોમ કરી પડો ફતે છે આગે' એ નેપોલિયનની કહેવતને સાચી પાડતા દેખાય છે.

ઉપરની બાબતમાં પૂર્ણ સત્ય નથી. કેમકે જ્ઞાની વિચારકો કઠણમાં કઠણ દુઃશકયમાં દુઃશકય કાર્ય સાધવા અનેક રસ્તાઓ તેમજ સાધનો શોધી શકે છે, અને કઠણ કાર્યને સરળ બનાવી શકે છે. રણક્ષેત્ર કુશળબાહોશ સેનાધિપતિ ઓછા લશ્કરે સબળ શત્રુઓને જીતી શકયા છે, અને સબળ સાધનસંપન્ન મૂર્ખ સેનાધિપતિઓએ પેટ ભરીને માર ખાધો છે. તેથી જ કહેવાય છે કે જેનો અગવો

બીધેલો તેનું કેટકું કુવામાં. માટે જ્ઞાન એ બીકનું કારણ છે એ સર્વથા માનવા યોગ્ય નથી. જેટલી ધાસ્તી સમજુને લાગે છે તેટલી જ ધાસ્તી પશુઓને લાગે છે. માટેજ ફરીથી લખવું પડે છે કે જ્ઞાનથી જોખમની મહત્તા બરાબર સમજાય છે, અને તેની સામે ઉપાયો જ્યારે હોય લાગે છે ત્યારે તે ઉપર વિજય મેળવતાં વાર લાગતી નથી. શંકા એ પણ એક બીકનું કારણ છે. ઉત્પન્ન થતા સંકલ્પ વિકલ્પોથી જે માણસ બીતો નથી, તે પોતે હિમ્મતવાન બની શકે છે. ટુંકમાં જે કાર્ય આપણી મુખ આગળ હોય છે, તેની યોગ્યતામાં તેને યોગ્ય નીવડવામાં જ હિમ્મત સમાયલી છે. વિદ્યાર્થીને પોતાનો પાઠ બરાબર આવડતો હોય છે, છતાં હિમ્મતના અભાવે માસ્તર આગળ બોલી શકતો નથી, અગર બોલતાં ભૂલી જાય છે. માટે ધાસ્તીને કોરે મૂકી વ્યવહારમાં, વિદ્યામાં, ધંધામાં, સભામાં અથવા તો કોઈ પણ કાર્યમાં યોગ્ય નીવડવામાં હિમ્મતની જરૂર છે. મનના વિશ્વાસમાં જ હિમ્મત સમાયલી છે. મનુષ્ય, મનુષ્યથી બીએ એ જ મોટી મૂર્ખાઈ છે. ત્યાં વિચાર કરવો જોઈએ કે તે મનુષ્ય છે તો હું પણ મનુષ્ય છું. સાધન એ મનુષ્યમાં રહેલી હિમ્મત હોય તોજ ઉપયોગી થઈ શકે છે. છતાં સાધને નાહિમ્મતવાન મનુષ્ય પરાસ્ત થઈ જાય છે. હિમ્મત એ ધૈર્ય-માંથી ઉત્પન્ન થાય છે. તેથી એક રીતે એ આત્માનો ગુણ છે. ધાસ્તી એ અજ્ઞાન-અવિદ્યા છે. માટે જ્ઞાનની આગળ અજ્ઞાન, વ્યવહારમાં કે ધર્મમાં કદી ટકી શકતું નથી. તેથી જ પહેલું જ્ઞાન અને પછી ક્રિયા એ સૂત્ર મહાન પુરુષોએ કહેલું છે, [illegible]
હિમ્મત એ તો મનુષ્યનું કાંઈ જુદું તત્ત્વ નથી. મગજમાં કોઈ ખાંચો કે ગોખલો નથી. એ અંતઃકરણનો સદ્‌ગુણ છે, અને તે સ્વા-

ભાવિક છે, સ્વતંત્ર છે અને તે આત્માનું સામર્થ્ય છે. તેમાં નિર્વિકારી શુદ્ધ આત્મિક હિમ્મત આત્માની પૂર્ણતા મેળવી આપે છે. વિકારી હિમ્મતમાં અમુક અંશે સ્વાર્થસાધના સમાએલી હોય છે, છતાં તેવા હિમ્મતવાનો પણ પ્રશંસાને પાત્ર ગણાય છે, કેમકે જે **कम्मे सुरा सो धम्मे सुरा** નાં અનેક દૃષ્ટાંતો શાસ્ત્રોમાં અને ઇતિહાસોમાં મળી આવે છે.

કેટલાક કાયર પુરુષો દુઃખથી છૂટવા **जीवन्नरोभद्रशतानि पश्यति** એ વાક્યને ભૂલી જઇ આપઘાત કરી પોતાનું જીવન ધૂળધાણી કરે છે. પરંતુ હિમ્મતવાન બહાદૂર નર તો મૃત્યુનો સ્વાદ એક જ વખત ચાખે છે. મૃત્યુથી તે કદી ડરતો નથી. તે માને છે કે આખરનો રસ્તો મૃત્યુ જ્યારે આવવું હશે ત્યારે આવશે જ. પ્રેમ બતાવવાથી પણ માણસમાં હિમ્મતનો જુસ્સો આવે છે. એક મજુરને પ્રેમથી બોલાવી પ્રોત્સાહન આપી તેને ભાર ઉપાડવાનું કહેશું તો તે ઉત્સાહથી ગજા ઉપરાંતનો બોજો પણ ઉપાડી જશે. પરંતુ તેનું અપમાન કરવામાં આવશે તો તે હતાશ થઇ હિમ્મત હારી જશે અને ઉચકેલો ભાર તેને અસહ્ય થઇ પડશે. જુસ્સો માત્ર હિમ્મત ન ગણાય કેમકે એનો ટકાવ ઉંવટ સુધી રહેતો નથી.

પોતાનો ધંધો ચલાવવામાં પણ હિમ્મત હોય તોજ તે વ્યવહારની જોખમદારી વેળાએ સામો થઇ તેના પર વિજય મેળવે છે. અગાડીની વખતે શૂરાનું શૌર્ય જેમ ઝળકી ઉઠે છે તેમ વ્યવહારમાં પ્રમાણિક અને ડાહ્યા માણસની જવાંમર્દી ઝળકી ઉઠે છે, ઘર બાંધવાની વિદ્યા-શિલ્પકળામાં, ચિત્રવિદ્યામાં તેમ જ તેવી બીજી કળાઓમાં જે માણસ પ્રવીણ હોય છે, પોતાની કળાપર જેને પૂર્ણ વિશ્વાસ હોય

છે, તે માણસ પ્રતિપક્ષી કળાવાન સાથે હિમ્મતથી પોતાની કળાનો સામનો કરવા તૈયાર થઈ જાય છે. આ પણ એક જાતની હિમ્મત છે. એવી જ રીતે કવિતામાં, તત્ત્વજ્ઞાનમાં અને બીજી વિદ્યાઓમાં તેમજ સંગીત વગેરેમાં જેણે કુશળતા મેળવી છે, તેવો વિદ્વાન બીજા વિદ્વાન સાથે હિમ્મતથી વાદમાં ઉતરી શકે છે. આ હિમ્મત માનસિક હિમ્મત છે, અને તે માનસિક હિમ્મત શરીરને પણ ટટાર બનાવે છે. દરેક પ્રાણીમાં પોતાના કર્તવ્યને યોગ્ય પોતાના સ્વભાવની હિમ્મત હોય છે.

પરંતુ ઘણીવાર પોતે પોતાના સ્વભાવને ઓળખી શકતો નથી, અગરતો પોતાપર વિશ્વાસ રહેતો નથી, તેને લઇને હિમ્મત છતાં નાહિમ્મત બની જાય છે, પોતાપર વિશ્વાસુ દ્દઢ મનનો એક માણસ હૃદયબળ વિનાના હજાર માણસની બરાબર છે. ધાંધલીઆ, બકરા, કે બાબાડંબરી માણસો પ્રસંગે પોતે પોતાની નિર્માલ્યતા બતાવ્યા વિના રહેતા નથી. ભયંકર રોગોમા હૃદયબળ અને હિમ્મત જેનામાં છે તે માણસ બીતો નથી એટલું જ નહિ પણ હજારો રોગીઓની શુશ્રૂષા કરી તેમને જીવિતદાન આપે છે. માટે ખરૂં જીવન હિમ્મતવાન માણસનું જ મનાય છે. બાકી હિમ્મત વિનાના માણસો મરવાની આગાસે જીવે છે. આવા નઠામાં માણસો બીજાઓને પણ નાહિમ્મતવાન બનાવે છે. ખરેખરી હિમ્મતમાં દંભ નથી અને જે દાંભિકો હિમ્મતની વાતો કરનારા છે તેઓ ખરે વખતે બાયલાપણું દાખવી પોતાનું દાંભિકપણું બતાવી આપે છે. જ્યાં હિમ્મત છે ત્યાં શુદ્ધ સાત્વિક સ્વભાવ છે, આનંદ છે. એકબીજાને માન આપે છે પ્રસંગની અનુકૂળતામાં કે પ્રતિકૂળતામાં પોતાના વહાલા સોબતીઓને છોડી શકતો નથી. ઉત્તમ ધૈર્ય, હિમ્મત એ એક જાતની ઔષધી છે, યોજના કે

અને આત્મિક પ્રેરણા છે. તે બુદ્ધિના પ્રકાશ ઉત્પન્ન કરે છે. તે પરાક્રમી હોય છે, વીર હોય છે. અને નિઃસ્પૃહી પણ તેજ હોય શકે છે. તે પોતે પોતાની બુદ્ધિથી શાંતિપૂર્વક દરેક જાતની મજૂરી કરી લે છે. પોતે સમજે છે કે મારી હયાતી આ દુનિયામાં કાંઈપણ કરવાને માટે જ છે. જો હું તેથી પરિભ્રષ્ટ થાઉં તો મારી હયાતીની કાંઈપણ જરૂર નથી. માટે પોતાને માટે અને બીજાઓને માટે જાત આપીને પણ મારી ટેક, મારી માણસાઈ જાળવી રાખવી જોઈએ. રાણા પ્રતાપમાં પણ એ જ હતું. ભક્તિમતી મીરાંબાઈમાં પણ એ જ હતું. અગ્નિની ટોચે ચડેલા પ્રહ્લાદમાં અને સત્યવાદી હરીશ્ચંદ્રમાં પણ એ જ હતું. નાજુક વદનવાળી ઘણી સતી સ્ત્રીઓ સતીત્વના રક્ષણ માટે દઢ શક્તિશાળી પુરુષો સાથે ખંજરોથી લડી પોતાનું સતીત્વ જાળવ્યું છે. અગ્નિથી તપાવેલા લોઢાના ગોળા હાથમાં લીધા છે. સતી સીતા જેવીએ તો બળતી અગ્નિની જ્વાળાઓમાં પ્રવેશ કરી પોતાનું સતીત્વ બતાવી આપ્યું છે. આ બધું શું હિમ્મત વિના બની શકે છે? સર્વ વસ્તુ કરતાં માણસ પોતાની ભાવનાને વિશેષ ગણે છે. તેનો શુદ્ધ આશય, એશઆરામ કે પૈસા માટે હોતો નથી, પરંતુ હૃદયમાં રમતાં પોતાના શુદ્ધ વિચારો આદર્શભાવનાને ટકાવી રાખવા પોતાના સર્વસ્વનો ભોગ આપવા તૈયાર રહે છે. એવા પુરુષને તે સ્થિતિમાંથી દયા લાવી બચાવવાનો જે પ્રયત્ન કરે છે, તે તેમને પરતંત્રતામાં મુકનારા છે. તેની સ્વતંત્રતા પરમ શુદ્ધ માનસિક છે તે જમીન, જર, કે પૌદ્ગલિક સુખને શોધતો નથી પરંતુ તેનો શુદ્ધ સ્વભાવ તેને જે ફરમાવે છે તે સિવાય કોઈના બંધનને તે સ્વીકારતો નથી.

## રૂઢિચૂસ્તતા એટલે અંધશ્રદ્ધા

રૂઢિચૂસ્તોમાં એવું ભૂત ભરાવી દેવામાં આવેલ છે કે ચાલ્યા આવતા રિવાજથી એક તસુ પણ ખસી સકાય નહિ. કેમકે એ આપણો પરંપરાગત રિવાજ છે. એ રિવાજમાં વિચાર કરવો કે પ્રશ્ન પૂછવો એ પાપ છે, એમાં જરાપણ ફેરફાર કરી શકાય નહિ. એમ કરવાથી ધર્મ રસાતાળ જાય. ગમે તેટલો અવિવેક અસમંજસપણું દાખલ થતું જાય તો પણ તેમાં ફેરફાર કરવાની વાતો કરવી એ પણ ધર્મ વિરૂદ્ધ છે.

એક ચિત્રક અને એક મહાચિત્રક બે ભાઇ હતા. મહાચિત્રક ભણેલો વિદ્વાન પણ વેદીઓ હતો. ચિત્રક ભણેલ ન હતો પણ વિચારક હતો. મહાચિત્રક એક શાળામાં અનેક વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવતો, તે શાળાની પશ્ચિમ તરફની બારી કોઇએ ઉઘાડવી નહિ એવી ગુરૂ આજ્ઞા હતી. એક દિવસ સખ્ત ગરમી પડવાથી પ્ર-

નની ખાતર ચિત્રકે તે બારી ઉઘાડી નાંખી. બારી ઉઘાડતાંજ વિદ્યાર્થીઓમાં મોટો ખળભળાટ થયો. કેટલાક વિદ્યાર્થીઓ ગુરુ પાસે પહોંચી ગયા. ગુરુમહારાજ ! મોટો જુલમ થયો. ચિત્રકે પશ્ચિમ દિશાની બારી ઉઘાડી નાંખી. આ સાંભળી ધરતીકંપનો સખત આંચકો લાગ્યો હોય તેમ ગુરુ દિગ્મુઢ બની ગયા. પછી શુદ્ધિ ઠેકાણે આવતાં બહુ જુલ્મ થયો, બહુજ ખરાબ કામ કર્યું. વિદ્વાનોને બોલાવી ચિત્રકને મોટું પ્રાયશ્ચિત દેવું પડશે, રાતી આંખ કરી ચિત્રકને કહ્યું મૂર્ખ ! આ બારી તેં કેમ ઉઘાડી ? ચિત્રકે કહ્યું ગરમી થતી હતી, પવન નહોતો આવતો એટલે બારી ઉઘાડી. ગુરુ કહે એ બારી ઉઘડે જ નહિ, એ ઉઘાડવાની તો સખત મનાઈ છે. ચિત્રક પૂછે છે કે શું કામ ન ઉઘાડે ? મનાઇ કરવાનું કારણ શું ? બારી ઉઘાડવાથી જુઓને કેવો સરસ પવન આવે છે ! 'અરે મૂર્ખ ! ત્રણ પેઢીથી એ બારી ઉઘડી નથી. ના કહેનારા તારા કરતાં ડાહ્યા હતા. માટે તેં બારી ઉઘાડી મોટો ધર્મદ્રોહ કર્યો છે.' ચિત્રક કહે છે કે મેં અધર્મ કર્યો છે એવું મને લાગશે તો જરુર હું પ્રાયશ્ચિત કરીશ. ગુરુ કહે છે અરે મૂર્ખ ! બારી ઉઘડે જ નહિ, અને એનાં કારણ પૂછાય જ નહિ. માટે તું ગુનેગાર છે તને શિક્ષા થવીજ જોઇએ.

સુધારકો અને રૂઢિચૂસ્તોની વર્તમાન સ્થિતિ આ દૃષ્ટાંતને લગતી છે. સુધારકોને સાચી સમજ જોઇએ છે. રૂઢિચૂસ્તોને ચાલી આવતી પરંપરામાં વિચાર કરવાનો કોઈને અધિકાર નથી, એ અંધશ્રદ્ધા જોઈએ છે. તેથી બન્નેનો મેળ ન મળે અને એક બીજા વચ્ચે અથડામણ થાય એ સ્વાભાવિક છે.

પ્રજાનો નાશ કે પ્રજાનો અભ્યુદય રાજાના વર્તન ઉપર આધાર રાખે છે. કુટુંબના નાશનો કે અભ્યુદયનો આધાર ઘરના અગેવાન ઉપર છે. તેમ ધર્મનો નાશ કે ધર્મનો અભ્યુદય ધર્મગુરુઓ ઉપર છે. પરંતુ જ્યાં ધર્મગુરુઓ પોતે જ રૂઢિચૂસ્તતાને માન આપે છે ત્યાં બીજા રૂઢિચૂસ્તોને માટે કહેવું શું? એક માણસ સત્ય હકીકત કારણો સાથે રજુ કરે, તેને રૂઢિચૂસ્તો ગુનેગાર માને એમાં આશ્ચર્ય નથી. કેમકે વસ્તુતઃ રૂઢિચૂસ્તોમાં ન્યાય નથી, રૂઢિચૂસ્તોના કોલાહલ પૂર્વકાળથી ચાલતા આવ્યા છે, અને પોતાની સત્તાથી સત્ય વાતને છુપાવવા સત્તાધીશોએ પોતાની સત્તાનો ઉપયોગ કર્યો છે. સત્યવાદીઓને પ્રાણાંતદંડની શિક્ષા પણ રૂઢિચૂસ્ત સત્તાધીશોએ કરેલી છે. લ્યુથર જેવાના દાખલાઓ આજે ઈતિહાસમાં મોજુદ છે. મનસૂર જેવા અધ્યાત્મીને જીવતો બાળ્યો છે. ઇસુને પણ ખીલા ઠોકી મારવામાં આવેલ છે. સોક્રેટિસને કાતિલ ઝેર પાવામાં આવ્યું છે. પૃથ્વી ફરે છે એમ કહેનાર ગેલેલીઓને પણ મારી નાંખવામાં આવ્યો છે. એવીજ રીતે ભારતવર્ષમાં પણ અનેક સુધારકોનો નાશ કરવામાં આવ્યો છે. આર્યસમાજના ઉત્પાદક શ્રી દયાનંદ સરસ્વતી તથા શ્રદ્ધાનંદજી વગેરેના દાખલા લોકોથી ક્યાં અજાણ્યા છે!

જે પુરુષોના કહેલા સિદ્ધાંતોથી ભડકી જઈ રૂઢિચૂસ્તોએ અને ધર્મગુરુઓએ સત્ય કહેનારાઓને શિક્ષા કરી છે, તેજ સમુદાય હાલ ને પુરુષોના સિદ્ધાંત સાચા હતા એ વાતને લાખો માણસો સ્વીકારી રહ્યા છે, અને તે પુરુષોને પૂજી રહેલ છે એ આપણે આપણી નજરે જોઈએ છીએ. વિવેક હીન રૂઢિચૂસ્તો સત્યાસત્યનો વિચાર કર્યા વિના ઘણાઓને અન્યાય કરતા આવ્યા છે.

હાલના યતિઓ એક કાળે શુદ્ધ ચારિત્રપાળક મુનિઓ હતા. ધીમે ધીમે તેઓમાં શિથિલતા આવતી ગઈ, તે શિથિલતાનો પ્રતિકાર ન કરતાં ઋદ્ધિયૂરતોએ તેમનું પોષણ કરી તેમનું વર્તન નિભાવી લીધું. તેનું પરિણામ એ આવ્યું કે યતિ સમાજ પતિત દશાએ પહોંચ્યો. તેથી ફરી શ્રીમાન્ સત્યવિજયજી પન્યાસે જ્યારે ક્રિયા ઉદ્ધાર કર્યો ત્યારે તેની સામે યતિઓએ અને ઋદ્ધિયૂરતોએ મોટો કોલાહલ કરી મૂક્યો હતો. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ, પંન્યાસ શ્રી સત્યવિજયજી મહારાજના સમકાલીન હોવાથી તેઓએ શાસ્ત્રોદ્ધારા યતિઓનાં વર્તન સામે મોરચા માંડ્યા હતાં. જેની સાખીતીમાં તેઓશ્રીએ કરેલા સંસ્કૃત, માગધી અને સવાસો ગાથાનાં સ્તવનો વગેરે પુસ્તક મોજુદ છે.

યતિઓની સત્તાનું જોર તે કાળે એટલું બધું હતું કે તે વખતનાં ત્યાગી સાધુઓનો સામનો કરી શકાતો ન હતો. ઉપાશ્રયમાં ઉતરવા દેવામાં આવતા ન હતા. યતિઓના ઉપાશ્રયો પાસેથી ગાજતે વાજતે સાધુઓ નીકળી શકતા નહિ. એટલું જ નહિ પણ યતિઓ જે શહેરમાં વ્યાખ્યાન વાંચતા હોય તે શહેરમાં સાધુઓ વ્યાખ્યાન વાંચી શકતા નહિ. સાધુઓને માનનારા અમુક શ્રાવકોને સંઘ બહાર મૂકવાની ધમકી આપવામાં આવતી. સંઘસત્તાની બીકે શ્રદ્ધા વિના પણ યતિઓને ગોચરીવાશે આપવા પડતા. પછેડી વહોરાવવી પડતી. આવી પરિસ્થિતિ ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ વગેરે દરેક દેશોમાં હતી. હજુપણ કચ્છ, અબડાસા જિલ્લામાં આ પરિસ્થિતિ ચાલુ છે. કાઠિયાવાડમાં વેરાવળ, માંગરોળ, પોરબંદર, ઘોઘા, ભાવનગર, સીહોર, પાલીતાણાના શ્રાવકોમાં હજુ એ બનાવો તાજા જ છે. પૂજ્યપાદશ્રી

મૂળચંદજી મહારાજ તથા પૂજ્યવર્યશ્રી વૃદ્ધિચંદજી મહારાજે કાઠિયાવાડમાં યતિઓના જુલ્મનાં કષ્ટો ઓછાં સહન નથી કર્યાં. એ ઇતિહાસના અવશેષો હજુ ભૂંસાયા નથી.

જે શિથિલતાનાં કારણોથી યતિઓ પતિત થયા તેવાં જ કારણો વર્તમાનકાળના મુનિઓમાં દેખાવા લાગ્યાં છે. માટે ભવિષ્યમાં યતિઓના જેવી સ્થિતિ મુનિઓની ન થાય તેને માટે કોઇ હિતેચ્છુ નગ્ન સત્ય હકીકત રજુ કરે તેથી સાધુઓ અને રૂઢિચૂસ્તોમાં જોસભેર કોલાહલ ઉભો થાય, રડીખડી રહેલી સંઘ બહારની સત્તાનો ઉપયોગ કરે તો તેમાં નવાઇ નથી. કેમકે રૂઢિચૂસ્તો રૂઢિને જ પોષતા આવ્યા છે. દરેક વખતે પતિતદશા સુધી ત્યાગી સમાજ પહોંચ્યો હોય તો તે રૂઢિચૂસ્તોને જ આભારી છે.

રૂઢિચૂસ્તોનાં ઉત્તેજનથી સાધુસમાજ કઇ હદે પહોંચ્યો છે તેનો વિચાર પણ કોઇએ કર્યો નથી. મુનિઓની મૂર્તિઓ અને ગુરુમંદિરો થવા લાગ્યાં. મુનિમૂર્તિઓને પણ ચક્ષુટીલાં, મુગટ, કુંડળ વગેરે ચડવા લાગ્યાં. પ્રક્ષાલન તથા ચંદન પુષ્પાદિકની પૂજા શરૂ થઇ. પોતપોતાના ગુરુઓની રચેલી પૂજાઓ મુનિમૂર્તિઓ આગળ ભણાવવી પણ શરૂ થઇ. તીર્થંકરોને મૂકી સાધુઓની જયંતીઓ ઠેકાણે ઠેકાણે ઉજવાવા માંડી. આ બધું રૂઢિચૂસ્તોની અંધશ્રદ્ધાથી મળતી સહાયનું પરિણામ છે હજુપણ આટલાથી અટકાવવામાં નહિ આવે તો સાધુસંસ્થા કઇ હદે પહોંચશે તે કહી શકાતું નથી.

દિવસે દિવસે જૈનસંઘોની સ્થિતિ નિર્બળ થતી જાય છે. જૈનોમાં કુસંપ વધતો જાય છે. ભાગલા પડતા જાય છે. સંયમના

હાલના યતિઓ એક કાળે શુદ્ધ ચારિત્રપાળક મુનિઓ હતા. ધીમે ધીમે તેઓમાં શિથિલતા આવતી ગઈ, તે શિથિલતાનો પ્રતિકાર ન કરતાં શ્રદ્ધિયૂસ્તોએ તેમનું પોષણ કરી તેમનું વર્તન નિભાવી લીધું. તેનું પરિણામ એ આવ્યું કે યતિ સમાજ પતિત દશાએ પહોંચ્યો. તેથી ફરી શ્રીમાન્ સત્યવિજયજી પન્યાસે જ્યારે ક્રિયા ઉદ્ધાર કર્યો ત્યારે તેની સામે યતિઓએ અને શ્રદ્ધિયૂસ્તોએ મોટો કોલાહલ કરી મૂકયો હતો. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ, પંન્યાસ શ્રી સત્યવિજયજી મહારાજના સમકાલીન હોવાથી તેઓએ શાસ્ત્રોદ્વારા યતિઓનાં વર્તન સામે મોરચા માંડયા હતાં. જેની સાબીતીમાં તેઓશ્રીએ કરેલા સંસ્કૃત, માગધી અને સવાસો ગાથાનાં સ્તવનો વગેરે પુસ્તક મોજુદ છે.

યતિઓની સત્તાનું જોર તે કાળે એટલું બધું હતું કે તે વખતના સાંગી સાધુઓના સામૈયાં કરી શકાતાં ન હતાં. ઉપાશ્રયમાં ઉતરવા દેરામાં આવતા ન હતા. યતિઓના ઉપાશ્રયો પાસેથી ગાજતે વાજતે સાધુઓ નીકળી શકતા નહિ. એટલું જ નહિ પણ યતિઓ જે શહેરમાં વ્યાખ્યાન વાંચતા હોય તે શહેરમાં સાધુઓ વ્યાખ્યાન વાંચી શકતા નહિ. સાધુઓને માનનારા અમુક શ્રાવકોને સંઘ બહાર મૂકવાની ધમકી આપવામાં આવતી. સંઘસત્તાની બીકે શ્રદ્ધા વિના પણ યતિઓને ગોચરીવારા આપવા પડતા. પંછેડી વહોરાવવી પડતી. આવી પરિસ્થિતિ ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ વગેરે દરેક દેશોમાં હતી. હજુપણ કચ્છ, અબડાસા જિલ્લામાં આ પરિસ્થિતિ ચાલુ છે. કાઠિયાવાડમાં વેરાવળ, માંગરોળ, પોરબંદર, ઘોઘા, ભાવનગર, શીહોર, પાલીતાણાના શ્રાવકોમાં હજુ એ બનાવો તાજા જ છે. પૂર્વપક્ષશ્રી

મૂળચંદજી મહારાજ તથા પૂજ્યવર્યશ્રી વૃદ્ધિચંદજી મહારાજે કાઠિયાવાડમાં યતિઓનો જુલમનો કટો ઓછો સહન નથી કર્યો. એ ઇતિહાસના અવશેષો હજુ ભૂંસાયા નથી.

જે શિથિલતાનાં કારણોથી યતિઓ પતિત થયા તેવાં જ કારણો વર્તમાનકાળના મુનિઓમાં દેખાવા લાગ્યાં છે. માટે ભવિષ્યમાં યતિઓના જેવી સ્થિતિ મુનિઓની ન થાય તેને માટે કોઇ હિતેચ્છુ નગ્ન સત્ય હકીકત રજુ કરે તેથી સાધુઓ અને રૂઢિચૂસ્તોમાં જોસબેર કોલાહલ ઉભો થાય, રઢીખડી રહેલી બંધ બહારની સત્તાનો ઉપયોગ કરે તો તેમાં નવાઇ નથી. કેમકે રૂઢિચૂસ્તો રૂઢિને જ પોષતા આવ્યા છે, દરેક વખતે પતિતદશા સુધી ત્યાગી સમાજ પહોંચ્યો હોય તો તે રૂઢિચૂસ્તોને જ આભારી છે.

રૂઢિચૂસ્તોનાં ઉત્તેજનથી સાધુસમાજ કઇ હદે પહોંચ્યો છે તેનો વિચાર પણ કોઇએ કર્યો નથી. મુનિઓની મૂર્તિઓ અને ગુરુમંદિરો થવા લાગ્યાં. મુનિમૂર્તિઓને પણ ચક્ષુટીલાં, મુગટ, કુંડળ વગેરે ચડવા લાગ્યા. પ્રક્ષાલન તથા ચંદન પુષ્પાદિકની પૂજા શરૂ થઇ. પોતપોતાના ગુરુઓની રચેલી પૂજાઓ મુનિમૂર્તિઓ આગળ ભણાવવી પણ શરૂ થઇ. તીર્થંકરોને મૂકી સાધુઓની જયંતીઓ ઠેકાણે ઠેકાણે ઉજવાવા માંડી. આ બધું રૂઢિચૂસ્તોની અંધશ્રદ્ધાથી મળતી સહાયનું પરિણામ છે હજુપણ આટલાથી અટકાવવામાં નહિ આવે તો સાધુસંસ્થા કઇ હદે પહોંચશે તે કહી શકાતું નથી.

દિવસે દિવસે જૈનસંઘોની સ્થિતિ નિર્બળ થતી જાય છે. જૈનોમાં કુસંપ વધતો જાય છે. ભાગલા પડતા જાય છે. સંઘસત્તા

નિર્બળ થતી જાય છે. સંઘની સ્થિતિ છિન્નભિન્ન થઇ રહી છે. ગામો ગામના સંઘોમાં કલેશો વધી પડ્યા છે. તેથી જે તીર્થોના, જિનમંદિરોના તેમજ ધર્મના અનેક કાર્યોનો આધાર સંઘ ઉપર રહેલો છે તે સંઘનાં સંગઠ્ઠનને બદલે રૂઢિચૂસ્તો સંઘસત્તા ઉપર કુઠારાઘાત કરી રહ્યા છે. પરંતુ જ્યાં ડાહ્યા ગાંડા થાય ત્યાં કહેવું કોને!



નથી, રક્ષણ કરવાની કે સુધારવાની હૃદયમાં પ્રેમભરી લાગણી નથી તેવો ગુરુ હોય કે માતાપિતા હોય, રાજા હોય કે શેઠ હોય એ કોઈ પણ ઉપરી થવાને લાયક નથી; અને જેમાં ઉપરીપણાની લાયકાત નથી તે બીજાનું કે પોતાનું ભલું કરી શકતો નથી.

ભૂલની શિક્ષા જે ઉપરી, ઉપરીપણાના ગુણ ધરાવતો હોય, પૂર્ણ વત્સલતા જેમાં હોય તે જ તાબેદારને હિતબુદ્ધિથી કરી શકે છે અને તે શિક્ષા ગુન્હેગારને પ્રિય લાગે છે. અણસમજણને લઈને કેટલાકો તે શિક્ષાનો હેતુ તરત ન સમજી શકે તેથી શિક્ષા કરનારની સામે પણ થાય. શિક્ષા કરનાર તેની અજ્ઞાનતા ઉપર હસે, પરંતુ રોષ તો કદી કરે જ નહિ. સમર્થ પુરુષોનું સામર્થ્ય ત્યાં જ છે કે જ્યાં પોતે જગતના જીવમાત્ર ઉપર વાત્સલ્ય રાખે. વિશ્વબંધુત્વ ભાવના તેઓમાં જ હોઈ શકે. મહર્ષિઓના આશ્રમોમાં પશુઓમાં, તીર્થંકરોના સમવસરણમાં પશુ પંખીઓ પણ આજન્મ વૈરને ભૂલી જતા હતા. મયૂરો પોતાની પસારેલી કળાની છાયામાં સાપોથી તપેલા સર્પોને રાખતા. સિંહણ મૃગના બાળને ધવરાવતી, હાથીના બચ્ચાં કેસરી સિંહની કેસવાળી ખેંચતાં જ્યાં જોવામાં આવતાં, એવા તપોવનો એ વાત્સલ્યનાં ધામ હતાં. મોટા મોટા રાજાઓના ગર્વ જ્યાં ગળી જતા. સ્થિર વૃક્ષોમાં પણ શાંતિ દેખાતી. ચપળ વાંદરા પણ પોતાની ચપલતા એ ઘડી જ્યાં ભૂલી જતા, ત્યાં વિશ્વપ્રેમી મહાત્માઓના વાસ હતા. જૈનો દ્રવ્યદયા અને ભાવદયા માને છે. દ્રવ્યદયા કોઈપણ જીવને દુઃખ ન દેવું અગર જીવથી મારવો નહિ; ભાવદયા ખાટકી કે કસાઈનાં કાર્ય જોઈ તે જીવો ઉપર પણ તેઓ દયા લાવે: અરેરે ! કર્મવશ આ જીવો આવું નિંદ્યકર્મ કરી ભવાંતરમાં બહુ દુઃખી થશે;

એ વિચારોથી તેઓના હૃદય રડે પણ રોષતો આવા જીવોપર પણ લાવે નહિ, અધર્મીને ઉપદેશદ્વારા ધર્મી બનાવવા પ્રયત્ન કરવો અને તે પ્રયત્નમાં જો નિષ્ફળતા મળે તો તેના કર્મનો દોષ માનવો. આટલું સમજાવ્યા છતાં પણ આ સમજતો નથી માટે દુષ્ટ છે, પાપી છે, એવાં કટુ વચન તો શું પણ મનમાં વિચારે ન લાવવો. આવું હૃદય મહાન્ યોગીઓ વિના કોનું હોઇ શકે ?

આ જગતમાં ધર્મ અને અધર્મનું દ્વંદ્વ યુદ્ધ અનાદિકાળથી જોઇએ છીએ. ધર્મી માટે કાંઇપણ પ્રયત્નની જરૂર હોય જ નહિ. કેમકે તેઓ પોતે ધર્મી છે અને માટે ઉપદેશ આપવો એમાં મથા સમ્પ્રેષ કે નથી ઉદારતા. પરંતુ જ્યાં અધર્મી છે, અધર્મ ભાવના જેઓમાં ઠાંસી ઠાંસીને ભરેલી છે. પોતે પોતાની માન્યતાને ધર્મ માને છે અને ધાર્મિક ભાવનાને અધર્મ માને છે, તેવાઓને પોતાના બુદ્ધિબળથી પ્રેમપૂર્વક સમજાવી ધર્મી બનાવવા એમાં જ પુરુષાર્થ છે. ડોકટર કે વૈદ્યની આવડતની કિમ્મત ત્યાંજ છે કે જ્યાં સડેલા અંગને સુધારે, પરંતુ તે અંગને કાપી નાખવામાં વિશેષતા કોઇ જાતની નથી.

જે પ્રભુ મહાવીરનો પૂર્વ ભવનો વૈરી હતો, મહાવીરને જોઇ મહાવીર ઉપર જેને તિરસ્કાર ઉત્પન્ન થયો હતો, તેવાને પણ ઉપદેશ આપી સુધારવા ગૌતમ સ્વામીને એ જ મહાવીર પ્રભુએ આજ્ઞા કરી હતી, જે ગોશાળાએ પોતાની અયોગ્યતા પોતાના વર્તનથી પુરવાર કરી આપી હતી. ભવિષ્યમાં પણ જે ગોશાળો મુનિઘાતક નીવડવાનો હતો, તેવા ગોશાળાને તાપસે મૂકેલી તેજોલેશ્યાથી શ્રી મહાવીર પ્રભુએ શીતલેશ્યા મૂકી તેનું રક્ષણ કર્યું હતું. આ શું

ઓછી ઉદારતા છે? ચંડકૌશિક જેવાને પ્રતિબોધવા ખાસ પ્રભુએ ત્યાં જઈ તેના કરેલા ઉપસર્ગોને શાંતિથી સહન કરી અંતે તે ચંડકૌશિકની દુષ્ટ ભાવના દૂર કરી હતી. ગજસુકુમાલના માથા ઉપર અગ્નિ સળગાવી મારી નાખનાર ઉપર જ્યારે કૃષ્ણ વાસુદેવ ક્રોધે ભરાણા ત્યારે નેમનાથ પ્રભુએ તેમને શાંત કર્યા હતા. એવા અનેક મહાપુરુષોના દાખલાઓમાં વત્સલતા તરી આવે છે. "સવી જીવ કરૂં શાસન રસી, એસી ભાવ દયા મન ઉલસી." એ ભાવ દયા મહાન પુરુષોમાં જ હોય. પરંતુ જેમનાં અંગેઅંગ અને રોમેરોમમાં રૂધિર માંસમાં વેર ઝેરનાં વિષ ભર્યાં છે, તેવાઓમાં આવી ભાવદયાની ગંધ પણ ન હોય. તેવાઓ આવા શબ્દોનો ઉપયોગ કરવાને લાયક પણ ન ગણાય; આવા શબ્દોનો જો તેવાઓ ઉપયોગ કરે તો તેઓ શબ્દનાં મહત્વને ભ્રષ્ટ કરે છે.

ત્યાગીઓમાં જે સમભાવ જોઈએ, ત્યાં ઇર્ષ્યા, વેર, અને તેને લઈને ક્રોધ ભર્યો હોય તો તેઓ પોતાની સાધુતાને પરવારી બેઠા છે એમ માનવું પડે છે. શ્રીમાન્ ઉપાધ્યાય યશોવિજયજી મહારાજ ક્રોધની સજ્ઝાયમાં કહે છે કે, "ક્રોધે તે બોધ નિરોધ છે, ક્રોધ તે સંયમ-ઘાતીરે." ક્રોધ એ બોધને રોકનાર–બોધનો નાશ કરનાર છે. ગમે તેવો પંડિત ક્રોધને લઈને પોતાની પંડિતાઈ ઉપર પાણી ફેરવે છે. પોતાના જ્ઞાનનો જ્યાં પોતે પોતા માટે ઉપયોગ કરી શકતો નથી, ત્યાં તે જ્ઞાન બીજાનું ભલું તો કયાંથી કરી શકે! ક્રોધ સંયમનો ઘાતક–નાશ કરનાર છે. કેમકે તે પછી લખે છે કે,–

"પૂર્વ કોડચરણ ગુણે ભાવ્યો છે આતમ જેહનોરે;
ક્રોધ વિવશ હુંતા દોય ઘડી હાર્યું ફળ સવી તેહનોરે."

બાળે તે આશ્રમ આપણો ભજના અન્યને દાહેરે,
- ક્રોધ કૃશાનુ સમાન છે ટાલીએ પ્રશમ પ્રવાહરે ''

જે મુનિએ પૂર્વકોડ વર્ષો સુધી શુદ્ધ ચારિત્ર પાળ્યું છે, તે મુનિ એ ઘડી પણ જો ક્રોધને વશ થાય તો તે પૂર્વ કરોડ વર્ષનાં ચારિત્રના ફળને હારી જાય છે. ક્રોધ કરનારને ક્રોધ ચોક્કસ નુકશાન કરે છે. જેના પર ક્રોધ કરવામાં આવે છે તેને નુકશાન થાય અને ન પણ થાય. કેમકે જો તે પોતે સામો ક્રોધે ભરાય તો તેને નુકશાન છે. અને જો પોતે શાંતિ રાખે તો તેને કાંઈપણ નુકશાન નથી. માટે ક્રોધને સમતારૂપી જળના પ્રવાહથી શાંત કરવો જોઈએ. ક્રોધને અગ્નિની ઉપમા આપવામાં આવી છે.

તરણુ તારણુ બિરૂદધારી મુનિ હોય કે આચાર્ય હોય, તેઓએ બીજાઓ માટે ગુરુ કે ચેલાઓ માટે, કે બીજા આચાર્યો માટે કેવા શબ્દો વાપરવા જોઈએ, તે આ ઉપરથી ધડો લેવાની જરૂર છે. પરંતુ ધર્માંધે લઈને ક્રોધ વિવશ થએલા મહાન મુનિરાજો પણ વાક્યુદ્ધ કરવામાં જ પોતાનું જીવન જ્યાં પસાર કરતા હોય ત્યાં વત્સલતા ક્યાંથી હોઈ શકે?

એક વાત દરેકે બહુ ધ્યાનમાં રાખવાની છે કે જે વાતને નીતિકાર અને શાસ્ત્રકાર ટેકો આપી રહ્યા છે; કે દરેક મનુષ્ય જે કાર્ય નિંદ્ય હોય તેનો તિરસ્કાર ભલે કરે, પણ નિંદ્યકાર્ય કરનારને તો કદી ધિક્કારે નહિ. ચોરીની નિંદા કરો પણ ચોરની નિંદા તો ન જ કરવી જોઈએ. કેમકે વ્યક્તિગત નિંદા સર્વથા ત્યાજ્ય છે. શાસ્ત્રો પણ એ જ વાત કહે છે. ચાર ભાવનામાં પહેલી મૈત્રીભાવના જે જગતના તમામ સત્ત્વો પર મિત્રતા-સમાનતા દાખવે. હું જેવો છું તેવાજ આ બધા છે અને એ બધા સજાતીય હોવાથી મારા મિત્રો છે. બીજી પ્રમોદ

ભાવના; પોતાથી બીજાને ગુણાધિક જોઈને અગર તેની પ્રશંસા સાંભળીને પોતે રાજી થાય. ધન્ય છે તેમને કે જેઓએ આવા ઉત્તમ ગુણો પોતામાં પ્રગટ કર્યા છે. એઓનાં દર્શન પણ કલ્યાણને અર્થે છે. ત્રીજી કરુણા ભાવના: પ્રાણી માત્ર કર્માધીન છે. કરેલાં કર્મોને લઈને કેટલાક અજ્ઞાનતામાં નવાં કર્મો બાંધી રહ્યા છે અને કેટલાક પૂર્વકૃત કર્મોવડે દુઃખ અગર માનેલું સુખ ભોગવી રહ્યા છે. તેવાઓને પોતે કોણ છે, પોતાનું શું કર્તવ્ય છે તેનું ભાન પણ નથી. પ્રભો! આવા જીવોને સદ્બુદ્ધિ પ્રાપ્ત થાઓ એવી અંતઃકરણની જે લાગણી તે પણ એક જાતની ભાવ દયા છે. સમ્યકત્વના પાંચ લક્ષણમાં, અનુકંપા એ પણ એક લક્ષણ છે. આ લક્ષણનો સમાવેશ ત્રીજી ભાવનામાં થાય છે. ચોથી ભાવના માધ્યસ્થ છે. જે ઉંચામાં ઉંચી કોટીની ભાવના કહી શકાય. આત્મનિંદા કે આત્મપ્રશંસા સાંભળતાં જેને રાગદ્વેષ ન થાય, શત્રુ મિત્ર ઉપર જેની દૃષ્ટિ સમાન હોય, એવી જે અંતઃકરણની સમભાવવાળી પ્રવૃત્તિ તે માધ્યસ્થ ભાવના છે. પ્રશંસા સાંભળી ખુશી ન થવું એ કહેણમાં કઠણ વાત છે. એની અસર જેને ન થાય તે પુરુષ જંગતવંદ્ય છે. પરંતુ " જ્યાં જઈ પૂછીએ ત્યાં સહુ આવે અહમેવ." જ્યાં જઈને પૂછો ત્યાં પોતાની બડાઈ અને પોતાના મંતવ્યને સિદ્ધાંત રૂપે સ્થાપી અમો જે કહીએ છીએ તેજ બરાબર છે એવું કહેનારાઓ જ્યાં જોવામાં આવતા હોય ત્યાં માધ્યસ્થભાવના તો શું, પણ સામાન્ય મનુષ્યને શોભે એવો વિવેક પણ નથી હોતો. અનેક ગુણસંપન્ન મહાત્મા ગાંધીજી— જેવાની સમતા અને ત્યાગ તેમજ જવાહરલાલજી જેવાનો ત્યાગ અને દેશ સેવાની પ્રશંસા પણ જેઓ સાંભળવા તૈયાર નથી તેઓમાં ઉપરની આશા જ ક્યાંથી રાખી શકાય ?

આ ચારે ભાવનામાં કરુણા અને મૈત્રીભાવનામાં વત્સલતા રહેલી છે.

મુનિનું નામ વાચંયમ છે, તેનું કારણ એ જ છે કે મુનિઓ વાણી ઉપર કાબુ રાખનારા હોય છે. વાણીને સંયમમાં રાખવાથી કોઈને જરાપણ અપ્રીતિ ઉત્પન્ન થાય એવો શબ્દ મુનિ બોલે નહિ. કાણાને કાણો કહેવો, આંધળાને આંધળો કહેવો એ સત્ય છતાં અસત્યમાં ગણવામાં આવે છે કેમકે એ શબ્દોથી સામા માણસને અપ્રીતિ ઉત્પન્ન થાય છે. કોઈને અપ્રીતિ ઉપજ થાય કે મન દુખાય એવો શબ્દ બોલવો ન જોઈએ. સૂત્રોમાં જ્યાં જ્યાં અન્યમતાવલંબીઓની વાતો આવે છે, ત્યાં ત્યાં વીર પરમાત્માએ એઓને અન્યયુથિક શબ્દથી બોલાવ્યા છે. પરંતુ મિથ્યાત્વી કે મિથ્યાદૃષ્ટિ એ શબ્દોનો ઉપયોગ કર્યો નથી. આ બધાનું કારણ પ્રભુમાં સર્વ જીવ પ્રત્યે રહેલી વત્સલતા છે. કોઈપણ જીવની કલ્યાણ કરવાની ભાવના જેનામાં હોય, તેમાં વત્સલતા તો પ્રથમ હોવી જ જોઈએ. તે જ પુરુષો તરણતારણ શબ્દથી સંબોધવા લાયક છે.

સ્વામિવત્સલ શબ્દ પણ સ્વધર્મી બંધુઓ પર વત્સલતા રાખવાથી પ્રચલિત થયો છે. હાલમાં માત્ર સંઘજમણમાં વત્સલ શબ્દનો ઉપયોગ માનનારાઓ વત્સલતાને ભૂલ્યા છે. ખરી સ્વામિવત્સલતાને જેનો સમજ્યા હોત તો હાલમાં હજારો જૈનો રોટલીના બટકા માટે ટળવળી રહ્યા છે, અનીતિ આચરી રહ્યા છે, ધર્મ વિમુખ થઈ રહ્યા છે, તે જોવાનો વખત ન આવત. માટે ખરી વત્સલતા પ્રાપ્ત કરવાથી જ ધર્મ ટકી રહેવાનો છે. તે વિના ધર્મને ટકાવી રાખવાની વાતો કરવી એ અરણ્યરુદન જેવી અથવા તો પાયા વિનાની ઇમારત જેવી છે.

## જૈનોની સંખ્યા કેમ ઘટી ?

જૈનોની સંખ્યા વીરપરમાત્માના સમયમાં અને તે પછી અમુક કાળ સુધી પુષ્કળ હતી, કે જેથી તેનો ઉલ્લેખ કરવા અમો માગતા નથી. પરંતુ આચાર્યશ્રી બપ્પભટ્ટસૂરિ અને આમ રાજાના વખતથી જૈનોની સંખ્યા જે ઉપલબ્ધ થાય છે તે બતાવવા માગીએ છીએ. તેઓના વખતમાં વીસ કરોડ જૈનો હતા. ત્યાર બાદ શ્રી હેમચંદ્રાચાર્ય કુમારપાલના વખતમાં બાર કરોડ જૈનોની સંખ્યા હતી. આચાર્યશ્રી રત્નશેખરસૂરિના વખતમાં આઠ કરોડ જૈનો રહ્યા હતા. પછી સો વર્ષમાં ઘટતાં ઘટતાં ચાર કરોડની સંખ્યા રહી હતી. તે હીરસૂરિના વખતમાં ત્રણ કરોડની સંખ્યા કહેવાતી હતી. કંપની સરકારના શરૂઆતનાં સમયમાં એક કરોડની સંખ્યા ગણવામાં આવી હતી. હાલમાં દિગંબરી સ્થાનકવાસી અને શ્વેતાંબર મૂર્તિપૂજકોની મળી ફક્ત તેરલાખની સંખ્યા રહી છે. આ રીતે જૈનોની સંખ્યામાં ક્રમે ક્રમે ઘટાડો થતો ગયો છે.

સમર્થ પુરુષો તે કાળમાં ઓછા ન હતા. ધર્મોપદેશ અને ધર્મ જાગૃતિ દેશ વિદેશોમાં વિચરી કરનારા હતા. છતાં સંખ્યામાં ઘટાડો થતો ગયો. એના કારણોમાં એકતો વચલા કાળમાં ઘણા દુકાળો પડયા તે માનવામાં આવે છે. બીજું કારણ જૈન રાજાઓનાં અસ્તિત્વનો અભાવ માનવામાં આવે છે. ત્યારબાદ ત્રીજું કારણ જ્ઞાતિબંધારણ માનવામાં આવે છે; આ ત્રણ કારણોથી દુકાળનું કારણ કંઈ સબળ છે. બીજું કારણ અમોને બહુ સામાન્ય લાગે છે. પરંતુ ત્રીજું કારણ જ્ઞાતિબંધારણ એ જૈનોની સંખ્યા ઘટાડવામાં પ્રબળ કારણ માનવામાં આવે છે. કેમકે ધર્મને જ્ઞાતિઓ સાથે જોડી દેવામાં આવ્યો, એટલે જ્ઞાતિ અભિમાને એક બીજાની સાથે કન્યા વ્યવહાર અને ભોજન વ્યવહારમાં ભેદ ઉભા કર્યા. એથી જ્ઞાતિ એ જ જૈનસંઘ થઇ પડયો. જૈનસંઘ જ્ઞાતિથી ભિન્ન રહ્યો નહિ. જ્ઞાતિબહાર મુકાયેલો અથવા એક જ્ઞાતિથી ઉતરતો માણસ જ્ઞાતિમાં ન જમી શકે તેમ સંઘમાં પણ ન જમી શકે. અને સંઘ બહાર મુકાયેલો માણસ જ્ઞાતિમાં જમી શકે એટલે સંઘ કરતાં જ્ઞાતિની પ્રધાનતા વિશેષ મનાણી. આથી પરિણામ એ આવ્યું કે એક બીજાની જ્ઞાતિથી તિરસ્કારાયેલા અથવા છુટા પડેલા માણસો પોતાનું અપમાન સહન ન કરી શકવાથી ધર્મભ્રષ્ટ થતા ગયા (બીજા ધર્મોમાં મળતા ગયા) પચાસ વર્ષ પહેલાનો જ દાખલો લઇએ તો ભાવસાર, ખત્રી, મણીઆર અને પાટીદાર હજારોની સંખ્યામાં જૈનધર્મ પાળતા હતા; પરંતુ જ્યારે વણિકજ્ઞાતિના મીથ્યાભિમાને તેઓને સંઘજમણમાં પણ છેટા બેસાડવા માંડયા ત્યારે તેઓનું સ્વમાન ન જળવાવાથી તેઓ જૈનધર્મને છોડી બીજા ધર્મોમાં દાખલ થઇ ગયા. એના દાખલા ગામવાર તૈયાર છે. જૈનગુરુઓએ આ કાર્ય તરફ ઉદાસીનતા દાખવી છતાં કેટલા-

કોએ તેમ ન કરવા આગ્રહપૂર્વક ઉપદેશ પણ કર્યો હોય, તોપણ જ્ઞાતિના અભિમાનમાં મત્ત બનેલા આગેવાનોએ તે વાતનો સ્વીકાર ન કરતાં તે તરફ ઘૃણા બતાવેલી. આથી સાધુઓનો ઉપદેશ પણ જ્ઞાતિબંધનો આગળ નિરૂપયોગી થઇ પડયો. પણ જો જ્ઞાતિ અને સંઘ એ બે સંસ્થાઓ જુદી રાખવામાં આવી હોત તો આ પરિણામ ન આવત. સંઘનો માણસ ગમેતે જ્ઞાતિનો હોય, તોપણ તે સંઘમાં એક પંગતે જમી શકે. એક જ્ઞાતિવાળા બીજા જ્ઞાતિવાળાની સાથે જ્ઞાતિવ્યવહાર રાખે કે ન રાખે એ એની મરજીનો વિષય હોવો જોઇતો હતો. માટે જૈનધર્મની સંખ્યામાં મોટામાં મોટા ઘટાડાનું કારણ હોય તો તે જ્ઞાતિબંધનો જ છે.

એક કારણ જૈનો અને જૈન ગુરુઓની સંકુચિતદષ્ટિ પણ છે. ભૂતકાળ ઉપર નજર ન કરતાં પાપ પુણ્યની ધાંતો કરનારાં ઉપદેશકોએ બીજા ધંધામાં થતાં અનેક પાપ આગળ જે પાપ ગૌણ ગણાય છતાં તેને વધારે પડતા માની તે ધંધો ન કરવાનો બોધ આપી તેવા ધંધા કરનારાઓને બીજા જૈનોની દષ્ટિમાં હલકા પાડયા. જેમકે જૈનોથી ખેતી ન થાય. જૈનો બાગ બગીચા કરી પોતાનું પોષણ ન કરી શકે. આજીવિકા માટે જૈનો ગાયો ભેંસોને ન રાખી શકે. કેમકે એમાં મોટું પાપ છે. માટે આવા પાપના ધંધા કરનારા જૈનધર્મ ન પાળી શકે, આવા ઉપદેશથી ખેતીવાડી કરનારા જૈનોને હલકા ચીતરવામાં આવ્યા.

મીલોના ધંધામાં, અનાજના, ગોળ ઘીના ધંધામાં, કે એવા બીજા મશીનરીના ધંધામાં જૈનત્વ ટકી રહે છે, અને ખેતીવાડી કર-

નાગરોમાં જૈનત્વ શું ટકી શકતું નથી ? કેટલાક જૈનો ખેતીવાડી કરનારા જૈનોને પોતાથી હલકા ગણી તેમની સાથે ધાર્મિકવ્યવહાર પણ રાખતાં અચકાય.

એકજ દાખલો લઈએ કે જે જામનગરની આસપાસ ઘણા ગામડાઓમાં વીશા ઓસવાળોની વસ્તી છે. તેઓ ખેતીવાડી કરનારા હોવાથી જામનગરના જૈનો તેમને હાલારીના નામથી સંબોધે છે. જામનગરમાં જ્યારે કોઈ મોટો મહોત્સવ કે વરઘોડો હોય અથવા એવા જ કોઈ બીજા જૈનધર્મના પ્રસંગે ગામડાંના હાલારી જૈનો (મહાજન) જામનગરમાં આવે છે. તે દિવસે, નવકારસી હોય કે સંઘ હોય ત્યાં પંગતમાં તેઓને જમાડવામાં આવતા નથી, ઘણીવાર તો તેમને નોતરું પણ દેવામાં આવતું નથી. એટલે દાળીયા કે મમરા ફાકતા બાપડાં છોકરાઓ સાથે બે બે ચાર ચાર ગાઉનો પંથ કાપી ઘર ભેગા થાય છે. એક જૈનસમુદાય સંઘજમણમાં જમે છે, બીજો જૈનસમુદાય દાળીયા-મમરા ફાકતો ઘર ભેગો થાય છે. આવું અપમાન સ્વામીભાઈની વાતો કરનારા સ્વામીભાઈઓ જ કરી રહ્યા છે. આ બધાનું કારણ જ્ઞાતિઅભિમાનને લઈને માની લીધેલી ઉંચ નીચતા છે.

ગુજરાતમાં હજારો પાટીદારો જૈનધર્મને પાળનારા હતા. જેઓએ દેરાસરો અને ઉપાશ્રયો પણ એક કાળે બંધાવ્યા છે. તેઓને સાંકડા વિચારના ધર્મગુરૂઓએ તમારે પત્રાવળીમાં ન જમવું, પત્રાવળીમાં જમવાનું જૈનધર્મમાં ન હોય. માટે તમારે થાળીમાં જ જમવું જોઈએ. પાટીદારોની મોટી વસ્તી અન્યધર્મસંબંધી હોવાથી જ્ઞાતિભોજનમાં પતરાળાં વપરાય છે. ગુરૂ ઉપદેશથી જૈન પાટીદારોએ વાપી લીધા

કે અમોને થાળીમાં જમાડો. અમો પત્રાવળીમાં જમશું નહિ. આ તકરારે મ્હોટું રૂપ પકડયું. પરિણામે પાટીદાર જૈનોએ પોતાની જ્ઞાતિ જુદી કરી. પરંતુ પોતાનો સમુદાય નાનો હોવાથી વખતો વખત મોટી જ્ઞાતિની જરૂર પડવાથી દંડ આપી થોડા થોડા તેમાં ભળવા લાગ્યા. હાલમાં ટેરવે ગણાય એટલા જ પાટીદાર જૈનો રહ્યા છે.

સુરતના જૈનો લાડવા શ્રીમાળી સાથે ભોજન વ્યવહાર નહોતા રાખતા, પોતાની જ્ઞાતિથી તે જ્ઞાતિને ઉતરતી ગણતા. પરંતુ ધીમે ધીમે સમજુ માણસોની તેમજ કેટલાક મુનિરાજોની પ્રેરણાથી તે તકરાર મટી છે અને લાડવા શ્રીમાળી સંઘમાં ભેગા જમવાના અધિકારને પામ્યા છે.

કચ્છી દશા ઓસવાળ કચ્છમાં ખેતીવાડી કરનારા હોવાથી ગુજરાતના જૈનોએ તેઓને સંઘ જમણથી અને નવકારસીના જમણથી હજીપણ જુદા રાખ્યા છે. તેઓને નવકારસીમાં નોતરાં આપવામાં આવતાં નથી. તેમ તેઓની નવકારસી ગુજરાતી સ્વીકારતા નથી. જો કે કચ્છી દશા ઓસવાળ આચાર વિચારમાં, તેમજ ધર્મમાં આગળ વધ્યા છે. શત્રુંજય ઉપર જેમણે અનેક દેરાસરો બંધાવ્યાં છે. પાલીતાણા વગેરે તીર્થોમાં વિશાળ ધર્મશાળાઓ પણ બાંધવામાં આવી છે. છતાં જ્ઞાતિના કારણે ગુજરાતીઓ પોતાને ઉંચા માની તેઓને નવકારસીથી ભિન્ન રાખે છે. જો કે કચ્છી દશા ઓસવાળની કોમ મોટી છે, એટલે તેઓને ગુજરાતીઓની પરવા નથી. તોપણ સ્વામીભાઇ તરીકે ભેદ બુદ્ધિનું કલંક ગુજરાતીઓએ વહોરી લીધેલું છે એ વાતની ના નહિ પાડી શકાય. આ ઉપરથી વાચકો જાણી શકશે કે જ્ઞાતિબંધને

જૈનોની સંખ્યામાં મોટો ઘટાડો કર્યો છે. પરંતુ જ્ઞાતિ અને સંઘ એ બે જુદા રાખવામાં આવ્યા હોત તો આ પરિણામ આવત નહિ.

સ્થાનકવાસી અને દિગંબરીમાં પણ એ જ જ્ઞાતિબંધનો કારણભૂત છે.

બીજું એક કારણ સાધુઓની વિહાર શિથિલતા પણ છે. હાલમાં ઘણો વખત થયાં આપણે જોઈએ છીએ કે જૈન સાધુઓ ધર્મ કરતાં પોતાની અનુકૂલતા વધારે પ્રમાણમાં જુએ છે. ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ વગેરે દેશોમાં અમુક વર્ષો સુધી સાધુઓ ન રહે તો પણ જૈનો પોતાનો ધર્મ ચૂકે તેમ નથી. બીજા દેશો એવા છે કે જ્યાં સાધુ મુનિરાજોના ઉપદેશની અહુ જ જરૂર છે. મહારાષ્ટ્રમાં જે લોકો લિંગાયતો થઈ ગયા છે, તે પહેલાં બધા જૈનો જ હતા. પણ ઉપદેશના અભાવે જૈનો મટી લિંગાયતો બની ગયા છે. પૂર્વ અને બંગાળમાં પણ ઘણા જૈનો જૈનધર્મને છોડી અન્યધર્મમાં દાખલ થઈ ગયા છે. મારવાડમાં ઘણા જૈનો તેરાપંથી બની ગયા છે, જોકે એ લોકો જૈન તરીકે ઓળખાય છે પણ એમના વિચારો જૈનધર્મને શોભાસ્પદ નથી.

પહેલાં અમો સખી ગયા છીએ છતાં ફરીથી અમો [illegible] છીએ કે ભાવસાર, ખત્રી, મણીઆર વગેરે કોમો પણ [illegible] સ્વમાન ઘવાતું હોવાથી જૈનધર્મ છોડી બીજા ધર્મોમાં [illegible] ગયા છે, એટલે જૈનધર્મને મોટામાં મોટી નુકશાની [illegible] તે જ્ઞાતિબંધનોએ જ કરી છે.

જ્ઞાતિબંધનોના કારણે અન્યજ્ઞાતિવાળાને [illegible] રસ્તો બંધ થયો છે. ધારો કે એક બ્રાહ્મણ હોય, [illegible]

આવે એટલે બ્રાહ્મણો. તેને પોતાની જ્ઞાતિમાંથી દૂર કરે અને જે જૈનો છે તે પોતાની જ્ઞાતિમાં દાખલ કરે નહી, તેથી જૈન થનારની સ્થિતિ નહિ ઘરની કે નહિ ઘાટના જેવી થાય.

યુરોપ, આફ્રિકા, અમેરીકા, એશિઆ વગેરે ખંડોમાં હાલમાં જે માણસોની વસ્તી છે, તેમાં લગભગ એક ભાગના ખ્રીસ્તી, એક ભાગના બૌધ અને એક ભાગના ઈસ્લામી છે, બાકીના એક ભાગમાં તમામ ધર્મોવાળા આવી જાય છે. કારણકે યુરોપ, આફ્રિકા, અમેરીકા અને એશિઆમાં જ્ઞાતિબંધનો નથી. ફક્ત હિંદુસ્તાનમાં જ્ઞાતિબંધનો હોવાથી આર્યધર્મ જ્ઞાતિબંધનોને લઇને વિસ્તારને પામેલ નથી. જ્ઞાતિબંધનોને લઇને આર્યધર્મ જૂદા જૂદા ભાગમાં વહેંચાઈ ગએલો છે. હજુપણ જ્ઞાતિબંધનો જો એમને એમ રહેશે તો જૈનોની સંખ્યા ઘટી કઇ હદે પહોંચશે તે કહી શકાતું નથી.

## જિન પ્રતિમા જિન સારિખી

જિનેશ્વર ભગવાનની પ્રતિમા જિનેશ્વર પ્રભુના જેવી જ છે. એટલે પ્રતિમાનાં દર્શન પૂજન કરનારાએ હું પ્રભુનાં દર્શન પૂજન કરું છું એમ માનવાનું છે. પણ પ્રતિમાની પૂજા કરું છું આટલું જ માની બેસી રહેવાનું નથી. પ્રતિમાના પૂજનમાં દેવની પૂજા ન ભૂલવી જોઈએ. કેટલીક મૂર્તિઓમાં અતિશયના દેખાતી હોય તો તેના અધિષ્ઠાયક દેવોને લઈને છે, એમ માનવું. પરંતુ સ્વતંત્ર મૂર્તિમાં અતિશયતા છે એમ માનવાથી આગળ વધી શકાતું નથી. જો કે મૂર્તિને સંસ્કારયુક્ત કરી અંજનશલાકા દ્વારા પ્રાણપ્રતિષ્ઠાથી પૂજ્ય બનાવવામાં આવે છે, તે ફક્ત મૂર્તિના પાષાણના પરમાણુની મલિનતા દૂર કરી પવિત્ર કરવામાં આવે છે. અને તેનાં દર્શનથી દેવદર્શનની ભાવના જાગૃત થાય એટલા પૂરતો જ પ્રાણપ્રતિષ્ઠાનો હેતુ છે. મૂર્તિપૂજકે આ સિદ્ધાંતને ભૂલવો ન જોઈએ.

મૂર્તિઓ એક દેવની લાખો બની શકે છે, પરંતુ દેવ તો એક જ છે. એટલે દરેક મૂર્તિમાંથી જે ભગવાનની જે મૂર્તિ હોય તે મૂર્તિદ્વારા તે ભગવાનનાં દર્શન પૂજન હોવાં જોઈએ. એક ભગવાનની નાની મોટી અનેક મૂર્તિઓથી ભગવાનમાં ભેદભાવના ઉત્પન્ન ન થવી જોઈએ. હાલમાં મૂર્તિપૂજકો એક જ પ્રભુની જૂદે જૂદે સ્થળે બિરાજતી મૂર્તિઓમાં ભેદભાવ કલ્પી લે છે, એ અંધશ્રદ્ધાનું અથવા લૌકિક આશાનું કારણ છે. એક જ પ્રભુની મૂર્તિ ઉપર પુષ્કળ કેસર ચડે છે, ફુલના ઢગ ચડાવવામાં આવે છે, અને એ જ પ્રભુની પાડોશમાં રહેલી બીજી મૂર્તિ માટે તેવું બહુમાન જળવાતું નથી. એટલે પ્રભુપૂજાને બદલે મૂર્તિપૂજા ઘણેભાગે કરવામાં આવે છે એ ઠીક નથી. એક મૂર્તિ વધારે આકર્ષક હોય, તો તે કળાની દૃષ્ટિએ બનાવનાર કારીગરની ખુબી છે. પણ તેથી એકમાં પ્રભુતા વધારે અને એકમાં ઓછી એમ માનવાનું નથી. હવે જ્યારે મૂર્તિદ્વારા પ્રભુપૂજન કરવામાં આવે છે, ત્યારે સાક્ષાત પ્રભુની પૂજા આપણે શી રીતે કરીએ, એ પૂજા કરનારે વિચારવું જોઈએ. એ વિચાર જો આવે તો લાખો રૂપિયાના હીરા માણેકનાં દાગીના જે મૂર્તિ ઉપર ચડાવવામાં આવે છે તેમાં વિચારની જાગૃતિ અવસ્ય થઇ શકે.

મૂર્તિ આગળ ભાવપૂજા ચૈત્યવંદનાદિક કરવામાં આવે છે. ત્યાં પ્રભુની જ સ્તુતિ કરવામાં આવે છે. મૂર્તિની સ્તુતિ કરતાં નથી. એ વાત મૂર્તિપૂજકોએ ધ્યાનમાં લેવી જોઇએ. જેમ પુસ્તકમાં લખાયેલા અક્ષરોની શબ્દરચના ઉપરથી લેખકનો આશય વાંચી શકાય છે. માત્ર અક્ષરો કે શબ્દ રચના વાંચી બેસી રહેતા નથી, તેમ મૂર્તિ પણ પુસ્તક સમાન છે. કેમકે તે દ્વારા પ્રભુને યાદ કરવાના

છે. તેમના અતિશયની તેમજ તેઓએ કરેલા ઉપકાર યાદ લાવી તેમનું બહુમાન ભક્તિપૂર્વક મૂર્તિદ્વારા કરવું જોઈએ. જો આ સમજણું જૈનોમાં હોય, તો મૂર્તિના નામે કોર્ટોમાં ઝગડા કરી લાખો રૂપિયાનું પાણી કરતા અટકે. કેમકે ઝગડા મૂર્તિના છે પણ પ્રભુના નથી. કોઈને ચક્ષુ વિનાની મૂર્તિ જોઈએ છે, તો કોઈને ચક્ષુ ચડાવેલી મૂર્તિ જોઈએ છે. મૂર્તિના ભેદોની માન્યતા તકરારનું કારણ છે; પરંતુ જો બન્ને પક્ષ મૂર્તિદ્વારા પ્રભુના પૂજારી બને તો મૂર્તિની તકરાર મટી જાય.

કૌરવો અને પાંડવોના વખતમાં એક ભીલકુમારે દ્રોણાચાર્યના ચરણમાં મસ્તક નમાવી, ગુરુમહારાજ મને બાણાવળી બનાવો એવી વિનંતી કરી. તેના ઉત્તરમાં દ્રોણાચાર્યે કહ્યું કે તું હલકી જાતનો હોવાથી તને વિદ્યા અપાય નહિ. નિરાશ ન થતાં ભીલકુમાર જંગલમાં જઈ દ્રોણાચાર્યની માટીની મૂર્તિ બનાવી તેની સામે રહી બાણકળા શીખવા લાગ્યો. પરિણામે તે મહાબાણાવળી થયો. ભીલકુમારે દ્રોણાચાર્યની મૂર્તિને માત્ર મૂર્તિ માની હોત તો દ્રોણાચાર્યની વિદ્યા કદી પણ સંપાદન કરી શકત નહિ. પરંતુ તે મૂર્તિને સાક્ષાત્ દ્રોણાચાર્ય માનતો હતો; એ શ્રદ્ધાને લઈને જ પોતે બાણાવળી બન્યો.

જૂદા જૂદા દેશોના નકશાઓમાં પર્વત, નદી, રેલ્વે, શહેર, ગામને બતાવનારી માત્ર સાંકેતિક લીટીઓ હોય છે. નકશાના અભ્યાસી લીટીને લીટી ન માનતાં બતાવેલ વસ્તુસ્વરૂપને માની તે વિદ્યામાં કુશળ બને છે, અને તે ઉપરથી આખા દેશનું જ્ઞાન મેળવી શકે છે. મોટી મોટી સ્ટીમરો નકશાદ્વારા મુસાફરી કરે છે. મહાયુદ્ધોમાં નકશા

ઉપરથી જ વ્યૂહરચના ગોઠવવામાં આવે છે, એટલે નકશાની લીટી નિમિત્ત કારણ છે. પરંતુ તેનું જે જ્ઞાન તે ઉપાદાન કારણ છે. નવાણું પ્રકારની પૂજામાં વીરવિજયજી મહારાજ કહે છે કે, **"અન્વય વ્યતિરેકે કરી પ્રભુ દર્શન મુખરંગ."** પ્રભુની ઓળખાણ મૂર્તિદ્વારા જેને થઈ છે તેને જ મુખ ઉપર પ્રભુતા પ્રગટે છે. જ્યાં માત્ર મૂર્તિનાં દર્શન છે ત્યાં પ્રભુતા પ્રગટી શકે નહિ. સાક્ષાત પ્રભુ આજે વિદ્યમાન હોય તો તેમનાં દર્શન, તેમની ભક્તિ આપણે જે ભાવથી કરીએ, તે ભાવથી જ જિનપ્રતિમા દ્વારા પ્રભુદર્શન અને પ્રભુભક્તિ કરવી જોઈએ. સાક્ષાત પ્રભુને મજબૂત દ્વાર બંધ કરી તાળાં વાસી પ્રભુને કેદ કરી શકશું ? સાક્ષાત પ્રભુની સેવા હલકા નોકરોને સોંપી શકશું ? આ પ્રશ્નોના ઉત્તરમાં નકારનો જ ઉત્તર મળશે. તો પછી જિન પ્રતિમાને આપણે કેવી સ્થિતિમાં તેમજ કેવા નોકરો હસ્તક રાખીએ છીએ એનો વિચાર કોઈએ કર્યો છે ?

જે સીધી રીતે મૂર્તિને નહિ માનનાર સરકાર, મહારાણી વિક્ટોરીઆનાં પૂતળાને ખાસડાનો હાર. કોઈ બદમાસે પહેરાવેલ અને પૂતળાનું મોઢું કાળું કરી નાંખેલ. તે ગુન્હેગારને શોધવા પોલીસે આકાશ પાતાળ એક કર્યાં હતાં. કારણ કે સરકાર માનતી હતી કે આ પુતળાનું અપમાન તે મહારાણી વિકટોરીઆનું જ અપમાન છે. તેમ પ્રભુની મૂર્તિ એ સાક્ષાત પ્રભુજ છે એમ માની પ્રભુને શોભતાં વિનય વિવેક સાથે પ્રભુની મૂર્તિ તરફ આપણું વર્તન હોવું જોઈએ.

પ્રભુની ભકિતના નામે કેટલાક એવા અવિવેકો દાખલ થઇ ગયા છે કે જેનો હેતુ કાંઈપણ જોવામાં આવતો નથી. વર ઘોડે, શબ્દનો

અપભ્રંશ વરઘોડો થઈ ગએલ છે. એ શબ્દનો મૂળ ઉપયોગ વરને પર-
ણાવવા લઇ જતાં ઘોડે ચઢાવવામાં આવે એ અર્થમાં વરઘોડો શબ્દ
વપરાતો. પરંતુ હાલમાં ગમે તે ધાર્મિક પ્રસંગોમાં વરઘોડો શબ્દ રૂઢ
થઇ ગએલ છે. એટલે જળયાત્રાનો વરઘોડો રથયાત્રાનો વરઘોડો એ
રીતે વરઘોડાશબ્દનો ઉપયોગ કરવામાં આવે છે તે સામે પણ તકરાર
નથી. પરંતુ આવા ધાર્મિક વરઘોડામાં હાથમશાલદીવડો રાખવાનો રિવાજ
અને પ્રભુની મૂર્તિને પોંખવાનો રિવાજ કોઇ રીતે ઇષ્ટ નથી. એ
બન્ને રિવાજ લૌકિક હોવા છતાં લોકોત્તરક્રિયા સાથે અજ્ઞાનતાને
લઇને જોડી દેવામાં આવ્યા છે. પવિત્ર પ્રભુની મૂર્તિને પોંખવી એ
કેટલો બેહૂદો દેખાવ છે! ત્રાક, ધોસરૂં, રવાઈ, સાંબેલું વગેરે
પ્રભુને દેખાડવા એનો અર્થ શો? લોકો એનો બે રીતે અર્થ કરે છે.
એક તો પરણવા જનાર વરને પોંખતી વખત કહેવામાં આવે છે કે
આ ત્રાકથી વીંધશે, માથે ધોસરૂં ધરશે, રવાઇની માફક વલોવશે,
સાંબેલાથી સાંબેલાની માફક ખાંડશે એ બધું કબૂલ છે? આવો અર્થ
કેટલાક કરે છે. આ અર્થ બહુજ ઉત્તમ બંધ બેસતો ન ગણાય. પણ
બીજો અર્થ એનો એ થાય છે કે સાસુ વરને પૂછે છે કે તારે ઘેર
રેંટીઓ છે? કુઆણું છે? ખેતીવાડી છે? તારે ઘેર કમોદ ખાંડાય
છે? એ પૂછવાનું કારણ એજ કે ગમે તેવી સ્થિતિમાં આવાં સાધ-
નોદ્વારા પોષણ થઈ શકે છે. પોષણ ઉપરથી પોંખણા અપભ્રંશ થએલ
છે. આ બન્ને અર્થ પ્રભુ પ્રતિમાને પોંખવામાં લાગુ પડે છે? જો ન
પડતા હોય તો આવો કઢંગો, ઉપહાસજનક રિવાજ સદંતર બંધ
થવો જોઇએ. વ્યવહારમાં આ લૌકિક રૂઢિ લોકપ્રિય હોવાથી
કેટલીક ક્રિયાઓમાં અને કેટલાંક પુસ્તકોમાં દાખલ કરી દીધેલ હોય

તો તે પ્રમાણિક ન ગણાય. ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળ, મોક્ષ. એ પાંચે કલ્યાણકમાંથી કોઈપણ કલ્યાણકને પોખણાની ક્રિયા લાગુ પડતી નથી.

કોઈપણ મૂર્તિપૂજા માનનારા માત્ર મૂર્તિની પૂજા માનતા નથી. પરંતુ દરેક ધર્મવાળા મૂર્તિદ્વારા પ્રભુની પૂજા માને છે. કેટલાકો મૂર્તિને નહિ માનનારા જે નિરાલંબન ભકિતની વાતો કરે છે તે તેમનું માત્ર શુષ્ક જ્ઞાન છે. પરંતુ અમો હાલ એ ચર્ચામાં ઉતરવા માંગતા નથી. " જિનપ્રતિમા જિનસારિસારિખી " એ પદનો આશય માત્ર દેખાડવા માંગીએ છીએ,

ધ્યાતા ધ્યાન ધ્યેયની દષ્ટિએ પણ પ્રભુમૂર્તિમાં ધ્યેયબુદ્ધિ ન રાખતાં પ્રભુમાં ધ્યેયદષ્ટિ રાખી ધ્યાન કરવું. જેથી અંતે ધ્યાતા પોતે ધ્યાનદ્વારા પ્રભુરૂપ બને અને જો મુર્તિને ધ્યેય રાખી ધ્યાન કરવામાં આવે તો એનું પરિણામ એ આવે કે ધ્યાતા પોતે મૂર્તિરૂપ બની જાય. એટલે ધ્યાતા પોતે જડ બની જાય.

એક ચિતારાને અમુક માણસ સાથે તીવ્ર વૈરવૃત્તિ જાગેલી. તે એટલી હદ સુધી કે ચિતારાનું હૃદય વૈરમય બની ગયું. તેથી તે ચિતારો ગમે તેની મૂર્તિ ચિતરતો હોય પણ તેમાં પોતાના દુશ્મનની આકૃતિ આવી જાય. પરિણામે ચિતારાને ચિત્રકામ છોડી દેવું પડયું. માટે મૂર્તિને ધ્યેય ન રાખતાં પ્રભુને ધ્યેય બનાવવા જોઇએ. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ લખે છે કે " અરિહંતપદ ધ્યાતો થકો, દવ્વ ગુણ પર્યાયેરે, ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાયરે. " ધ્યાતા અરિહંતનું દ્રવ્યથી, ગુણથી અને પર્યાયથી ધ્યાન કરતો પોતે અરિહંત સ્વરૂપે બની જાય છે. કમકે જે આત્મદ્રવ્ય અરિહંતમાં છે તેજ મારામાં છે. જે જ્ઞાન, દર્શન,

ચારિત્ર આદિ ગુણ અરિહંતમાં છે તેજ ગુણો મારામાં છે. જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક પર્યાયનું પરિવર્તન અરિહંતમાં થાય છે, તેવુંજ પરિવર્તન મારામાં જોવામાં આવે છે. અરિહંતમાં અને મારામાં ભેદ નથી; માત્ર તે શરીરને ત્યાગી મુક્ત થયા છે અને હું શરીરી છું. પરંતુ શરીર મારૂં નથી. કેમકે એવાતો અનંત શરીર ગ્રહણ કરીને મેં મૂકયાં છે. શરીર ઉપર મારાપણું એ અજ્ઞાનજન્ય ભ્રાંતિ છે. હું શરીરથી ભિન્ન છું એવું ધ્યાન કરતાં ધ્યાતા પ્રભુ બને છે. માટે પ્રભુથી પ્રભુતા પ્રગટાવવા મૂર્તિદ્વારા પ્રભુનું ધ્યાન કરવું જરૂરનું છે. છતાં ભૂલ ત્યાં થાય છે કે જ્યાં પોતાની તેજુરી ભરેલી છતાં પોતે પોતાને ભિખારી માને છે. રાજા છતાં રંક બની ભીખ માગે છે. પોતે પોતાથી તરી શકે છે. છતાં કોઈ મને તારો એવા ફાંફાં પોતે મારે છે. ખરીરીતે તો જે પ્રભુમાં છે, તેજ પોતાના આત્મામાં છે. તેથી તેનું ભાન કરાવવા પ્રભુમૂર્તિની જરૂર છે. સાચો અગર ખોટો હીરો પોતાને ઉપલબ્ધ થયો હોય છતાં તેનાં સત્યાસત્યનું જ્ઞાન પ્રાપ્ત કરવા પોતાને હીરાનો પરીક્ષક બનવું જોઈએ. તે પછી જ ઉપલબ્ધ હીરો સાચો છે કે ખોટો તેનો નિર્ણય પોતે કરી શકે. તેથીજ પહેલું જ્ઞાન અને પછી ક્રિયા કહેલ છે.

જિંદગીભર " જિન પ્રતિમા જિન સારિખી " નો આશય સમજ્યા વિના મૂર્તિને જિન માની પૂજા કરે તો તે કદીપણ પૂજ્ય બની શકે નહિ. પોતે પોતાના સ્વરૂપને ઓળખી શકે નહિ. મૂર્તિ ઉપર હીરા, માણેક, મોતીના દાગીના ચડાવી પુષ્પના ઢગલા કરી કેસર, સુખડ, બરાસ, ચોપડી પૂજન કરવાથી વસ્તુસ્વરૂપનાં જ્ઞાનના અભાવે પ્રભુરૂપતો શું પણ મૂર્તિરૂપે નથી બની શકતો. મૂર્તિ ઉપરથી મોહ ટળી જવો જોઈએ. મૂર્તિમાં ખરી ભાવના પ્રગટ કરવી જોઈએ; તોજ જિન

પ્રતિમા જિન સારિખી એ સમનય. બાકી મૂર્તિ એજ જિન
એવી માન્યતા જ્યાંસુધી છે ત્યાંસુધી મોહ ટળવાનો નથી. સંદર્શન
એ ઉપમા છે પણ પોતે તે નથી. તેથી ઉપમેય ભિન્ન છે. આને ચંદ્ર
મુખી કહેવાથી સ્ત્રીનું મુખ ચંદ્ર બનતું નથી, કેમકે મુખ અને ચં
એ બન્ને વસ્તુ ભિન્ન છે. અમુક વસ્તુને સાકર જેવી મીઠી કહેવાથી
તે વસ્તુ સાકર બને નહિ; કેમકે સાકર ભિન્ન છે. માટે ઉપમા એ
સાદૃશ્ય સૂચક છે. પરંતુ તાદાત્મ્ય સૂચક નથી. તેમ " જિન પ્રતિમા
જિન સારિખી " એ પણ ઉપમાન ઉપમેય છે. અને તે સાદૃશ્ય સૂચક
છે. પરંતુ પ્રતિમા પોતે જિન નથી. પ્રતિમાથી જિન ભિન્ન છે.
આવીરીતે જો આપણે પૂર્વકારિકાનો અર્થ કરી, જ્ઞાનપૂર્વક વર્તન
સુધારવામાં આવે તો પૂજક અવશ્ય પૂજનનો લાભ મેળવી શકે.

## આચાર વિચાર

કેટલાકોનું માનવું એવું છે કે આચારથી વિચાર ઘડાય છે અને કેટલાકો એમ પણ માને છે કે વિચારથી આચાર ઘડાય છે. આ બન્ને માન્યતામાં આચારથી વિચાર ઘડાય છે એ માન્યતા ગૌણ છે. જો કે આ માન્યતા તદ્દન પાયા વિનાની છે એમ તો કહી શકાય તેમ નથી. કેમકે ઘણીવાર એમ પણ બને છે કે આચાર, ઉત્પન્ન થએલ અશુભ વિચારનો અમલ કરવા દેતો નથી. એટલે આચારવાન માણસ પોતામાં આચારમાં ચુસ્ત હોવાથી વિચાર વિનિમયજન્ય પ્રવૃત્તિનો નિષેધ કરે છે. માટે આચાર એ વિચારની લગામ છે. મહર્ષિ પ્રસન્નચંદ્ર રાજર્ષિના વિચારોને ઠેકાણે લાવનાર મસ્તકનો લોચ હતો. હું સાધુ છું, મારો આચાર જીવદયા પાળવાનો છે. માટે મનથી જો મેં અશુભસૃષ્ટિ ઉભી કરી તે મારા સંયમનો ઘાત કરનારી છે, તો એ સર્વથા ત્યાજ્ય છે. આવા વિચારો આવવાથી પશ્ચાત્તાપ થયો અને

તેને પરિણામે ઉચ્ચ શ્રેણીએ ચડી કેવળજ્ઞાન મેળવ્યું. આટલું કહ્યા પછી વિચારથી આચાર ઘડાય છે, એ સંબંધમાં વિચાર વધારે આદરણીય છે અને મુખ્ય છે. કેમકે વિચારની વિશુદ્ધિથી આચારની વિશુદ્ધિ થાય છે. વિચારની મલીનતાથી આચાર અપવિત્ર બને છે. એટલે વિચાર એજ આચારનો ઉત્પાદક છે. પ્રથમ શ્રદ્ધાની વિશુદ્ધિ અને તજ્જન્ય રૂચિપૂર્વક મનુષ્ય પોતાની પ્રવૃત્તિ કરે છે. તે પ્રવૃત્તિજ લાંબા વખત સુધી ટકી શકે છે, નહી તો ધર્મક્રિયા કરતાં આચાર પાળતાં ઘણા માણસો લલચાવનાર સંયોગો પ્રાપ્ત થએથી આચારભ્રષ્ટ થતા જોઇએ છીએ. પણ જે રૂચિપૂર્વક આચાર સ્વીકારવામાં આવેલ હોય તો ગમે તેવા સંયોગોમાં રૂચિપ્રધાન આચારથી માણસ પતિત થતો નથી. તેથી જ પહેલું જ્ઞાન અને પછી ક્રિયા શાસ્ત્રકારો ફરમાવે છે. જ્ઞાન બે જાતનાં છે, એક જ્ઞાન શ્રદ્ધાની જાગ્રતિ કરી શુભ આચાર તરફ રૂચિ વધારનાર અને બીજું જ્ઞાન જે આચાર પોતે પાળે છે. તે શા માટે? તેનું ધ્યેય શું છે? આ આચારથી મારે શું મેળવવાનું છે, વગેરે જાણે છે. તેથી તેવા આચારમાં **ગતાનુગતિક** પ્રવૃત્તિનો દોષ અથવા અવિવેક દાખલ થઈ શકતો નથી. પણ, જ્ઞાનક્રિયાની પ્રવૃત્તિમાં અસમંજસપણું દાખલ થઈ જવાથી પ્રવૃત્તિનું રૂપાંતર થઈ જાય છે એટલે મૂળ આચારનું સ્વરૂપ રહેતું નથી. હાલમાં ઘણા ભાગે તેવું જોવામાં આવે છે. કેમકે ઘણાઓનું કહેવું અને માનવું એવું છે કે કરતાં કરતાં આવડશે. પણ જે ગામનો માર્ગ જાણ્યો નહિ હોય તે ગામે ચાલવામાં ગમે તેવો હુશિયાર માણસ પહોંચી શકશે નહિ. તેથી જો પહેલી સમજણ અને પછી આચરણ થાય તો જરૂર એક દિવસે ધ્યેયને મેળવી શકાય.

આચાર હાલમાં કેટલેક વખત થયા સાંપ્રદાયિક બની ગયો છે. એટલે અમુક અમુક સંપ્રદાયના અમુક અમુક આચાર નિર્ણીત થઈ ગયા છે, એનું પરિણામ એ આવ્યું છે કે એક સંપ્રદાયવાળો બીજા સંપ્રદાયના સારામાં સારા ઉદાર આચારને સ્વીકારી શકતા નથી. સાંપ્રદાયિક આચાર એ સંપ્રદાયોમાં રહેલા તમામ માણુસોને સાનુકૂળ રુચિકર હોઈ શકેજ નહિ. ઘરના ચાર માણુસોમાં પણ વિચારભેદ, આચારભેદ, રુચિભેદ હોય છે, તો પછી સંપ્રદાયોમાં કેમ ન હોય? માટે સાંપ્રદાયિક આચાર રચના એ વાડાઓમાં ઘેટાઓને પૂરી રાખવા બરાબર છે.

જૈનોએ જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપ આચાર, વીર્યાચાર એ પાંચ આચાર જૂદા જૂદા બતાવેલા છે. તેમ જીવનાં લક્ષણુમાં પણ નીચે પ્રમાણે ભેદ જોવામાં આવે છે.—**नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा, वीरियं उवओगो य, एयं जिवस्स लक्खणं** જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને ઉપયોગ એ જીવનાં લક્ષણો છે.

ઓછી વધતી જ્ઞાનની પ્રાપ્તિ એ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમને આધારે થાય છે. દર્શનની પ્રાપ્તિ દર્શનાવરણીયનાં ક્ષયોપશમના આધારે તેમજ ચારિત્રની પ્રાપ્તિ ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમના આધારે થાય છે. તેવીજ રીતે તપ કરવાની શક્તિ વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમના આધારે આત્માને થાય છે. કહેવાની મતલબ એ છે કે જીવના લક્ષણોમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ વગેરે આવી જાય છે. તે ઉપરથી જ જ્ઞાનાચાર, દર્શનાચાર વગેરે પાંચ આચાર બતાવવામાં આવેલ છે. જો કે એક ગુણુમાં બીજા ગુણોના સમાવેશ થઇ જાય છે, છતાં એ જૂદા જૂદા ગુણો જૂદાં જૂદાં કર્મોથી આવૃત હોય છે. તો તે તે કર્મોના ઓછા વધતા ક્ષયોપશમના પ્રમાણુમાં જીવને તે તે ગુણનો

વિકાસ થાય છે, એટલે એક વ્યક્તિ, આથરી પણ જુદા જુદા કર્મજન્ય ક્ષયોપશમને લઇને પાંચે ગુણનો વિકાસ અને તે વિકાસથી રચાયલા આચાર સરખા ન હોઇ શકે. તો જૂદી જૂદી વ્યક્તિઓના જુદા જુદા પ્રમાણમાં થએલ આત્મગુણનો વિકાસ તજ્જન્ય આચાર એક સરખા કેવી રીતે સંભવી શકે? માટે દરેક વ્યક્તિના વિચાર એક સરખા ન હોવાથી આચાર પણ એક સરખા ન હોઇ શકે. તો પછી જે સાંપ્રદાયિક આચાર દરેક સંપ્રદાયમાં રહેનાર વ્યક્તિને શી રીતે લાગુ પડી શકે? એક વ્યક્તિ પૂજા કરે, વ્યાખ્યાન સાંભળે, સામાયિક કરે, પોષધ કરે, પ્રતિક્રમણ કરે, અને તપ કરે તોજ તે વ્યક્તિ ધર્મીમાં ગણાય. આમાંથી જેટલું ઓછું કરે તેટલી તેના ધર્મમાં ખાંમી. માટે દરેક વ્યક્તિએ ઉપરની તમામ ક્રિયાઓ કરવી જોઇએ. તીર્થયાત્રા અને ગુરુભક્તિ પણ કરવી જોઈએ. આ જાતનો બોજો દરેક ઉપર કર્તવ્ય રૂપે ઉપદેશકો તરફથી લાદવામાં આવે છે. તેનું પરિણામ એ આવે છે કે ઘણી વ્યક્તિઓ લોકોને દેખાડવા અગર તો દેખાદેખી કરે છે, અને કેટલાકને તેમ કરતાં કંટાળો પણ આવે છે. તેથી મન વિનાની ક્રિયા કરનાર ક્રિયાના ધ્યેયને પ્રાપ્ત કરી શકતો નથી. તેથી સાંપ્રદાયિક બંધારણ એ સામાન્ય લોકોપયોગી ભલે હોય પણ ધર્મોપયોગી ન હોઇ શકે. ધર્મના નામે પક્ષો, પથો અને ઝગડા જે થતા જોવામાં આવે છે, તેનું કારણ એજ છે કે આંતરરૂચિ ધર્મક્રિયાં ઉપર જાગ્રત થઈ નથી. નહિતર ધર્મક્રિયા કરતાં, આચાર પાળતાં કદી પણ એક બીજા વચ્ચે અથડામણ થાય નહિ. રૂચિના અભાવે અગર રૂચિ જોયા વિના લાદી દીધેલા ધાર્મિક આચારના બોજા તળે દબાયલા માણસો ધર્મસ્થાનકોમાં જ ઝગડા કરતા જોઇએ છીએ.

એ પ્રમાણે દરેક આચાર વ્યક્તિગત જુદા જુદા હોવા જોઇએ, માટે ભિન્ન રૂચિવાળા મનુષ્યો માટે એ જ માર્ગ છે કે જેની જે આચાર પાલનમાં અભિરૂચિ વધારે હોય તેજ આચાર તેને માટે બંધ બેસતો છે, કેમકે વિચાર શુદ્ધિ પણ તેમાંજ હોઇ શકે અને વિચારશુદ્ધિપૂર્વકની જે ક્રિયા તેજ ફળદાત્રી છે.

ઉપદેશકો—શિક્ષકો પોતાના વિચારોને અનુકૂળ ખીલ્તાઓને બનાવવા તેમને સેવે છે. પણ ત્યાં જે અધિકારભેદ, રૂચિભેદ, શક્તિભેદ જોવા જોઇએ તે જોવાતા નથી. જેને જે સાનુકૂળ હોય તેનેજ તેની પુષ્ટિ આપવી જોઇએ.

અમો પહેલાંજ લખી ગયા છીએ કે આચાર જુદાં જુદાં છે અને આત્માના ગુણ પણ જુદા છે. તેના ક્ષયોપશમ વધતા ઓછાં પણ જુદા જુદા છે. તેથી કોઇને જ્ઞાન ઉપર પ્રીતિ હોય, તો કોઇને શ્રદ્ધા પ્રિય હોય, કોઇને ત્યાગ તરફ અભિરૂચિ હોય અને કોઈ વૈયાવચ્ચ સેવા પ્રેમી હોય છે. એક એક ગુણની પ્રધાનતા બીજા ગુણોને પ્રાપ્ત કરી શકે છે, પરંતુ તે સ્વાભાવિક પોતાથી થવું જોઇએ. એમાં કૃત્રિમતા ન હોય; કૃત્રિમતાથી અન્ય ગુણોની પ્રાપ્તિ પણ ન હોય.

વીરપ્રભુના સમયમાં તેવાંજ ભિન્ન ભિન્ન પાત્રો હસ્તી ધરાવતાં હતાં. કેટલાક જ્ઞાન ધ્યાનમાં પોતાનો કાળ વ્યતીત કરતા હતા, કેટલાક માત્ર શુદ્ધ શ્રદ્ધાવાન હતા, અને કેટલાકો તપશ્ચર્યા કરી પોતાની કાયાને શુષ્ક બનાવતા હતા. કેટલાક શક્તિશાળી સિંહની ગુફા અને કૂપ કાષ્ટને અવલંબી સહેલાઇથી ચાર ચાર માસ વ્યતીત કરતા હતા. કેટલાકો સિંહ અણગારની માફક વૈયાવચ્ચ કરવામાંજ આનંદ માનતા

હતા. કેટલાકોમાં ત્યાગ પ્રધાનપદ ભોગવતો હતો. આવા ભેદો મુનિઓમાં અને શ્રાવકોમાં જોવામાં આવતા હતા, અને તે ભેદો ક્ષયોપશમજન્ય હોવાથી તે કાળમાં આદરણીય હતા વર્તમાનકાળમાં પણ આજ રીતિ સ્વીકારવામાં આવે તો અમો માનીએ છીએ કે જરૂર ધર્મને નામે થએલા મતભેદો, ગચ્છભેદો અને ઝગડા એની મેળે મટી જાય.

દુઃખનો વિષય તો એ જ છે કે પાછળથી સંપ્રદાયમોહમુગ્ધ કેટલાક આચાર્યોએ એવાં શાસ્ત્રો રચ્યાં છે કે જે શાસ્ત્રોએ ઐક્યનો નાશ કરી શત્રુનું કામ કર્યું છે. સાંપ્રદાયિક મોહમુગ્ધોએ તે શાસ્ત્રોને આગળ ધરી લોકોના વિચારો કચરી નાંખ્યા છે. માટે જ્યાં સુધી વિચારપૂર્વક વ્યક્તિગત આચાર પાલનની શરૂઆતને આદર નહિ અપાય ત્યાં સુધી ધર્મનું ખરું સ્વરૂપ પ્રાપ્ત નહિ થાય.

# દિવાળી

દિવાળી દરવર્ષે આવે છે. અને પત્રકારો બનતાં સુધી દિવાળીના લેખો લખે છે. કેટલાક દિવાળીના અંકો કાઢે છે. એટલે દિવાળીપર્વ એ જનસમુદાયમાં મોટામાં મોટું વાર્ષિકપર્વ ગણાય છે. એ વાર્ષિક પર્વમાં થતી કેટલીક ક્રિયાઓ આવશ્યક અને આનંદજનક હોવાથી તે ક્રિયાઓને અને ક્રિયાના હેતુઓને ભિન્ન ભિન્ન સ્વરૂપ આપે છે.

દિવાળીપર્વ એ જૈનદષ્ટિએ જૈનપર્વ નથી, પણ સર્વમાન્ય લૌકિકપર્વ છે. કલ્પસૂત્રની ટીકામાં વીરપ્રભુ મોક્ષે ગયા પછી ભાવ-ઉદ્યોત જવાથી દ્રવ્યઉદ્યોત કર્યો. ત્યારથી દિવાળીની શરૂઆત થઈ એમ લખવામાં આવેલ છે. તેમ જ પ્રભુનું નિર્વાણ થએલું સાંભળી નંદીવર્ધન રાજાએ એક દિવસ અફસોસમાં કાઢયો. બીજે દિવસે નંદીવર્ધનના બહેને નંદીવર્ધનને સમજાવી પોતાને ઘેર તેડી જઈ જમાડ્યા છે, એટલે ત્યારથી ભાઈબીજની શરૂઆત થઈ. એ રીતે પણ લખવામાં

મહોત્સવ ભળ્યો. તેથી યમયજ્ઞ ગૌણ થઈ ગયો, અને લક્ષ્મીપૂજન મુખ્ય થયું. વળી એમ પણ લખેલ છે કે બળી રાજાએ બધા દેવોને લક્ષ્મી સાથે કેદ કર્યા હતા. ભગવાન વામનના રૂપે ત્રણ ડગલાં પૃથ્વી માંગીને વિરાટ સ્વરૂપ કર્યું. આસો વદ ૧૩-૧૪ ને અમાસના ત્રણ દિવસોમાં પોતાના વિરાટસ્વરૂપ દ્વારા ત્રણ પગલાંથી સ્વર્ગ, મૃત્યુ, પાતાળ, પોતાના અધિકારમાં લીધા. બળીને પાતાળમાં મોકલ્યો. દેવતાઓ સાથે લક્ષ્મીજીને બળીનાં કેદખાનામાંથી મુક્ત કર્યા, તેથી આ ત્રણ દિવસ દીપોત્સવી તરીકે મનાય છે અને તેમાં આ લક્ષ્મીપૂજન થાય છે.

પદ્મ પુરાણમાં એમ લખ્યું છે કે વૈશ્યરાજ અહિદ્ર વિજયાદશમીને દિવસે દુર્ગાપૂજન કરી વેપાર માટે પરદેશ ગયો છે, તે ચૌદ દિવસમાં ચૌદ ભુવનની લક્ષ્મી પોતાને ઘરે લઈ આવ્યો છે. તેના આનંદમાં ત્રણ દિવસ સુધી ઉત્સવ ઉજવ્યો અને ત્રણે દિવસ સુધી લક્ષ્મીપૂજન કર્યું. ત્યારથી વૈશ્યોમાં એ પર્વને વધારે પ્રાધાન્યપદ મળ્યું છે.

એક એવી વાત પણ પ્રચલિત છે કે નળરાજા દિવાળીને દિવસે પોતાના ભાઈ પુષ્કર રાજા સાથે જુગાર રમ્યો. તેમાં પુષ્કર રાજા જીત્યો અને નળ રાજા હાર્યો. માટે દિવાળીમાં જુગાર ખાસ રમવું જોઈએ, એવી દંતકથા કેટલાએક મૂર્ખાઓએ શોધી કાઢી છે. પુષ્કર રાજા જીત્યો પણ નળ અને દમયંતીની કેવી દુરદશા થઈ છે એનો પણ રમનારાઓએ જોગો વિચાર કરવો જોઈએ. વેદભગવાન તો અક્ષૈર્માદિવ્ય પાસાઓથી રમવું નહિ એમ જુગાર રમવાની સાફ ના પાડે છે.

વીર પ્રભુના નિર્વાણની ક્રિયા કરવામાં આવે છે. અહીં ઉદયાતનો નિયમ નથી. વીર પ્રભુ સ્વાતી નક્ષત્રમાં મોક્ષે ગયા છે, પણ હાલના પંચાગો પ્રમાણે દિવાળીમાં સ્વાતી નક્ષત્ર કોઈ વખત આવે છે, અને કોઈ વખત નથી પણ આવતું. એટલે તિથિનો નિયમ જળવાય છે, પણ નક્ષત્રનો નિયમ જળવાતો નથી. નિર્વાણ કલ્યાણક પહેલાં વીર પ્રભુએ સોળ પહોર પોતાનું તીર્થંકરનામકર્મ ક્ષય કરવા અખંડ દેશના આપી છે. અમાસની મધ્યરાત્રિ સુધી દેશના આપી તેમાં પંચાવન અધ્યયન પાપફળ વિપાકના અને પંચાવન અધ્યયન પુણ્યફળ વિપાકના કહ્યાં છે, તેમ જ અપૃષ્ટ વ્યાકરણ (કોઈના પણ પૂછયા વિના) ઉત્તરાધ્યયન સૂત્રનાં છત્રીશ અધ્યયન કહ્યાં છે. છેલ્લું મરૂદેવા અધ્યયન બોલતાં અમાવાસ્યાની મધ્યરાત્રિએ વીર પ્રભુ મોક્ષે ગયા છે. આટલા પૂરતું જૈનોનું પર્વ દિવાળી કહી શકાય. બાકી ભાવ ઉદ્યોત ગયો તેથી લોકોએ તે વખતે દીવાઓ કરી દ્રવ્ય ઉદ્યોત કર્યો છે. તે કાર્ય તે રાત્રી પૂરતું જ ગણી શકાય. પાછળથી લોકો દર વર્ષે દીવા કરતા આવ્યા તેથી જૈનોએ દીપમાળ કરવી જોઈએ એ માનવું ભૂલ ભરેલું છે. કારણ કે આતો એક જાતનું ગતાનુગતિક પણું કહેવાય. એમાં કોઇ જાતનો હેતુ નથી. એટલે મહાવીર સ્વામીથી દિવાળીની શરૂઆત થઇ તે રાત્રીએ લોકોએ દીવા કર્યાં, એટલે જૈનો ત્યારથી દર વર્ષે દિવાળી અને દીપમાળ કરતા આવ્યા છે એમ માની તે જૈનો દિવાળી અને દીપમાળ કરતા હોય તો તે મિથ્યા છે. તેમજ નંદીવર્ધનને બહેને ભાઈનો સોગ મૂકાવવા પોતાને ઘરે જમાડ્યા તેથી ભાઇબીજની શરૂઆત થઇ એમ માની જૈનો ભાઈબીજ કરતા હોય તો તે પણ મિથ્યા છે.

અમુક વર્ષે અમુક દિવસે અમુક માણસને ઘેર લગ્નના પ્રસંગે મંગળગીત ગવાયાં હોય, અગર અમુક દિવસે કોઇ મરી ગયું હોય તેને અંગે રડાકૂટ થએલી હોય, તે મંગળગીત અથવા રડાકૂટ દર વર્ષે તે દિવસે કરે એ જેમ ઉપહાસજનક છે, તેમ દરવર્ષે દીવા કરવા કે બહેન ભાઇને જમાડે એ પણ ઉપહાસજનક છે.

જુદી જુદી રીતે જુદા જુદાઓની જુદી જુદી માન્યતાઓ દિવાળીના સંબંધમાં રજુ કરવામાં આવી છે. એટલે એકે એક ધર્મવાળા પોતાની માન્યતા પ્રમાણે દિવાળીપર્વને સ્વીકારે છે માટે દિવાળીપર્વ એ લૌકિકપર્વ છે. લોકોત્તર પર્વ નથી. જો જૈનોનું લોકોત્તરપર્વ હોયતો તે દિવસે સારાં સારાં વસ્ત્રાલંકારો પહેરવાનું તેમ જ મિષ્ટાન્ન ભોજન કરવાનું ન હોય. માટે દરવર્ષે દરેક જૈન પેપરવાળા દિવાળીનું મહત્વ જૈનીયપર્વનું મહત્વ માની પિષ્ટપેષણ જેવા લેખો આપે છે એ નિરુપયોગી છે.

એક બીજી વાત તરફ પણ લક્ષ ખેંચીએ છીએ કે ધનતેરસ પછી નરકચૌદશ (કાળીચૌદશ) તે પછી દિવાળી લક્ષ્મીપૂજન બતાવવામાં આવેલ છે. તેનો અર્થ એ પણ માનવાનો છે કે એક ધર્મરાજાની કથા નરકથી બચવાનો ઉપદેશ કરે છે. એટલે સત્ય બોલવું, ટેક ન છોડવી, લક્ષ્મી તથા શારદાનું પૂજન કરી વિદ્યા પ્રાપ્ત કરી ન્યાયથી ધન સંપાદન કરવું. હોળી, દિવાળી, વિજયાદશમી અને શ્રાવણીનો ઉત્સવ એ ચાર પર્વો આખા હિન્દુસ્તાનમાં ઉજવાય છે. તેમાં પણ દિવાળીને હોળી ખૂબ પ્રસિદ્ધ છે. વિજયાદશમી અને શ્રાવણી ઉત્સવ કેટલાક પ્રાંતોમાં દેશી રાજ્યોના અભાવે લુપ્ત થઇ ગએલ છે.

આ બધા લખાણની મતલબ અમારી એ છે કે દિવાળીપર્વ એ જૈનોનું પર્વ નથી પણ લૌકિક પર્વ છે. આ પર્વમાં તમામ ક્રિયા આશીભાવની છે. માટે જેમ તીર્થંકરોની કલ્યાણ તિથિનું આરાધન કરવામાં આવે છે તેટલું આરાધન આ પર્વમાં કરવાનું છે. બાકીની પ્રવૃત્તિ તમામ લૌકિક દાખલ થઈ છે.



## વર્તમાન યુગમાં સમાનતાની ઝંખના

વર્તમાન યુગમાં જ્યાં જોઈએ છીએ ત્યાં દરેકને સમાનતાની ઝંખના લાગી રહી છે.

દરેક દરેકને સમાનતા જોઈએ છે. અસમાનતામાં ગુલામીની ભાવનાની ગંધ દરેકને આવે છે. પતિ પત્નીમાં, પિતા પુત્રમાં, રાજા પ્રજામાં અને શ્રીમંત ગરીબમાં સમાનતાની માગ પોકારાતી સંભળાય છે. યુવકો વૃદ્ધો સાથે સમાનતા માટે ઝુંબેશ ઉપાડી રહ્યા છે, સ્ત્રીઓ મોટી મોટી સભાઓ ભરી પુરુષો સામે સમાનતા માટે અને સમાનતાના હકો માટે જોસભર ચર્ચા કરી રહેલ છે. ગમે તે ભોગે દરેકને સમાનતા જોઈએ છે. સમાનતા માટે કેટલાક સહ શિક્ષણની યોજના અમલમાં મૂકી રહ્યા છે. નાત, જાત ઉંચ નીચના ભેદોને ધિક્કારી રહ્યા છે. કેટલીક અભણ કોમો. વાઘરી, ચમાર, ઢેડ, ભંગી પોતાની કોન્ફરન્સો ભરી સમાનતા માટે લડતો ચલાવવા વિચાર કરી રહ્યા છે. ...

કોઈના દબાણમાં કોઇએ ન રહેવું. આ જાતનો દરેકનો આંતરધ્વનિ ગાજી રહેલ છે.

ઉપર બતાવેલી હિલચાલનું કારણ અસમાનતાના ઓઠા નીચે વચલાકાળમાં પોતાથી ઉતરતાઓને એટલા બધા દાબી દીધેલા કે જાણે તેઓમાં માણસાઈ જ નથી. અમારી ગુલામી કરવા માટે જ તેઓ સરજાયેલા છે. પતિઓએ પત્નીઓ જે અર્ધાંગના અને ગૃહિણી મણાય છે તેને સંતતિ ઉત્પન્ન કરવાનું કારખાનું માની લીધું. ગુલામી કરવા માટે જ સ્ત્રીઓ સરજાઇ છે. સર્વોપરી સત્તા પુરુષોની છે. પુરુષ એ સ્ત્રીઓના પરમેશ્વર છે. સ્ત્રીઓને તાડના તરજના કરવી, ઘરમાં ગોંધી રાખવી, આજ્ઞા વિના એક ડગલું પણ સ્ત્રી ભરી શકે નહિ. આ પ્રકારનો પુરુષોએ પોતાનો ધર્મ માનેલો. રાજાઓએ પ્રજાને માટે પણ તેવી જ રીતિ અખત્યાર કરેલી કર. ભારથી પ્રજાને કચરી નાંખવી, પ્રજા પાસે વેઠ કરાવવી. પ્રજાના પૈસે રાજાઓ, ગમે તે આનંદ ભોગવી શકે; એ પૈસોમાંથી પ્રજાના ભલા માટે કાંઈપણ કરાવવાનો પ્રજાનો હક્ક નથી. ધર્મગુરુઓએ ધર્મના નામે પોતાની સર્વોપરિ સત્તા સેવકો પર નરક સ્વર્ગની લાલચો દેખાડી ખૂબ જમાવી. સેવક માત્ર સેવા કરવા જ સરજાયલા છે. ગુરુ આજ્ઞા એ પ્રભુ આજ્ઞા, સેવકોએ માનવાની છે. આ રીતે ધર્મના નામે પ્રજાનું માનસ કચરી નાખવામાં આવ્યું છે. તેથી દરેકમાં સ્વમાન જેવી વસ્તુ રહી નહિ. વચલાકાળમાં એટલી બધી આ ભાવના પ્રબળ થઇ કે તેના અનેક પુસ્તકો લખાણાં અને તે ધર્મના નામે, નીતિના નામે, કર્તવ્યરૂપે મનાવ્યાં. અજ્ઞાનતાના કાળમાં ઉંચાઓના જુલમો નીચાઓએ ખૂબ સહન કર્યા.

અંગ્રેજી કેળવણીના પ્રતાપે દેશોદેશમાં નવા આવતાના સાધનોની વિપુલતાએ અને વિદ્વાનોની કલમોથી લખાએલા ઇતિહાસો દ્વારા નાનાં મોટાં દરેક કોઈક બાબુરાઈ સમજતાં શીખ્યા. સ્વમાન જેવી કોઇ વસ્તુ છે એમ જ્યારથી જણાતું થયું ત્યારથી પોતાની ઉપર ગુજરવામાં આવતા જુલમોનો ખ્યાલ આવવા માંડ્યો. ધીમે ધીમે એની ચર્ચા શરૂ થઈ. વર્તમાનકાળના સાહિત્યે દલિતોની દુર્દશા બતાવી. જ્યારથી જુલમગારોના જુલમો ખુલ્લા કર્યા ત્યારથી પ્રજાની આંખ ઉઘડી, પ્રજામાં બળ આવ્યું. પતિના હક્કો અને પત્નીના હક્કોની વહેંચણી શરૂ થઇ, એટલુંજ નહિ પણ સમાનતાની ભાવના સ્ત્રીઓમાં જન્મી. પુરુષો અનેક સ્ત્રીઓ કરી શકે, પુરુષ જાર કર્મ કરી શકે, દેખાતો ગણી શકે, 'જર્ના સ્ત્રીથી કાંઈ ન બોલાય' એ પડદો ચીરાઇ ગયો. સ્ત્રીઓ પુરુષો પાસે તેના ખુલાસા માંગવા તૈયાર થઈ એટલુંજ નહિ પણ સ્ત્રીઓએ સભાઓ ભરી પુરુષોના જુલમોના ચિતાર પોતાની બહેનોને સમજાવી પોતાનું સંગઠન શરૂ કર્યું. પ્રજાએ રાજા પાસે પોતાના હક્કોની માંગણી શરૂ કરી. અમારી સંમતિથી તમો રાજ્ય ચલાવી શકો. સ્વતંત્ર રાજ્ય ચલાવવાનો તમારો અધિકાર અમો સ્વીકારતા નથી. એ બાના હેઠળ કોમિસોદ્વારા પ્રજાએ સંગઠનરૂપે સંસ્થાઓ આગળ પોતાની દલીલો રજુ કરી. ધર્મગુરુઓનાં જે જુલમો હતાં તેની સામે યુવકોએ બંડ ઉઠાવ્યાં. રૂઢિચુસ્તોને પણ તેમાં કેટલુંક વાજબી લાગ્યું. પુત્ર પુત્રીઓએ મા બાપોને સંભળાવી દીધું કે જિંદગીના સહચારી અથવા સહચારની પસંદગીમાં તમારી ડખલગીરી નિરુપયોગી છે, કેમકે તમોએ કન્યાઓને વેચી [illegible] ખાતાં તમોએ તમારું ભલું ઇચ્છ્યું છે. બાળક

કરી તમોએ અમારી જિંદગી બરબાદ કરી છે, એટલે હવે પછી તમારો એ હક્ક અમો છીનવી લઈએ છીએ. આ સ્વતંત્રતાના પરિણામે વર્ણાંતર લગ્ન, સ્નેહ લગ્ન શરૂ થયાં. આજ સુધી ઉપરીઓએ મહા પાપ કરી જે જુલમો ગુજાર્યા છે, તે જુલમોનું પ્રાયશ્ચિત્ત આજે તેઓ કરી રહેલ છે. આ સ્થિતિ સુધી વર્તમાન યુગ આવી પહોંચ્યો છે. હવે આના સંબંધમાં અકળાઇ ગએલો માણસ જેમ આગળ પાછળ વિચાર કર્યા વિના દોડવા માંડે છે. તેવી સ્થિતિ હાલમાં આપણે જોઇએ છીએ. હાલની સ્થિતિ અને સમાનતાની વગર વિચારી ગાંડીભાવના પણ નુકશાનકારક છે એ અમો નીચેના કારણો આપી સમજાવવા માંગીએ છીએ.

૧. સમાનતા, ૨. વિવિધતા, ૩. વિભિન્નતા, ૪. વિરોધતા, આ ચાર પ્રકારના મુખ્ય જનસ્વભાવ હોય છે. કોઇમાં કોઈ ગુણની વિશિષ્ટતા અને કોઇમાં કોઇ ગુણની વિશિષ્ટતા. એટલે સમાનતા કરતાં મનુષ્ય સ્વભાવમાં વિવિધતા વધારે પ્રમાણમાં જોવામાં આવશે. એક પતિ પત્નીના સંબંધમાં લઇએ તો રૂપ, વય, સ્વભાવ, વિદ્યા (કળા) એની સમાનતા હજારમાં કોઇકમાં સંભવે; અને જ્યાં આ બધી જાતની સમાનતા હોય ત્યાં કદી મેળ મળે જ નહિ. દંપતીપ્રેમ એકબીજાની અસમાનતામાં જ સંભવે. જ્યાં સમાનતા ત્યાં નાશ એ સિદ્ધાંતને સ્વીકાર્યા વિના છુટકો નથી. વિવિધતા એ વધારે એકબીજા વચ્ચે આકર્ષક હોય છે. વિભિન્નતા એ જાતિસ્વભાવને લાગુ પડે છે. વિરુદ્ધતા જ્યાં હોય ત્યાં કદી કોઈ જાતનો મેળ મળે જ નહિ. સ્ત્રી પુરુષો વર્તમાનકાળમાં જે સમાનતા માંગી રહ્યા છે, તે સમાનતા જે દિવસે પ્રાપ્ત થશે તે દિવસે સ્ત્રી સ્ત્રીધર્મ, પુરુષ પુરુષધર્મ ભૂલી જશે.

તેમાંથી અંતરકલહ ઉત્પન્ન થશે. એક બીજા એક બીજાથી નિરપેક્ષતા સેવી પશુતા પ્રાપ્ત કરશે. માણસાઈ તદ્દન નાશ પામશે. માટે સમાનતાનો અર્થ મર્યાદિત હોવો જોઈએ. હાલમાં જે સમાનતાનો અર્થ કરવામાં આવે છે તે સ્વતંત્રતા ઉત્પન્ન કરનાર છે અને એ સ્વતંત્રતામાંથી સ્વચ્છંદતા થવાની છે. સ્વચ્છંદતામાં સમાજવ્યવસ્થા રહી શકે નહિ. જ્યાં સમાજવ્યવસ્થાનો અભાવ થયો ત્યાં જંગલીપણું આવવાનું. માટે હાલનું જે કેટલુંક સાહિત્ય સમાનતા પોષક રચાઈ રહેલ છે તે સમાજવ્યવસ્થા વિઘાતક છે.

રાજા પ્રજા વચ્ચે, ગુરુ શિષ્ય વચ્ચે, શેઠ મુનીમ વચ્ચે, પિતાપુત્ર વચ્ચે, પતિ પત્ની વચ્ચે પ્રેમને બદલે દ્વંદ્વયુદ્ધ ( આંતર કલહ ) જગવવાના. માટે હાલની સમાનતાની ઝંખના એ એક જાતનું ગાંડપણ છે. અધિકારભેદ, સત્તા ભેદ, કાર્યભેદ, વ્યવસ્થાભેદ અને કર્તવ્યભેદ એ જ સમાજની વ્યવસ્થાનો પાયો છે. સહુ સહુએ પોતાને અનુકૂળ વ્યવસ્થિત રીતે એક બીજાને પોષ્ય પોષકભાવે, રક્ષ્ય રક્ષકભાવે, સેવ્ય સેવકભાવે મર્યાદાશીલ રહેવું જ જોઈએ. ફક્ત પોતપોતાના કાર્યમાં પૂર્ણ સ્વતંત્રતા મળવી જોઈએ. એમા એક બીજાએ માથું મારવું ન જોઈએ. પરંતુ એક બીજાના હકોના પોષણમાં એક બીજાએ સહાય સહાયકભાવે રહેવું જોઈએ, પોતાની સત્તાનો ગેર ઉપયોગ કોઈએ પણ કરવો ન જોઈએ. એક બીજાને એક બીજાની મળેલી સત્તા અને શક્તિની રાહે એક બીજાને સહાયક બનવું જોઈએ. આ વ્યવસ્થા જે પ્રાચીન કાળમાં હતી, તે વ્યવસ્થા વર્તમાનકાળને અનુકૂળ સુધારા વધારા સાથે સ્વીકાર્યા વિના છૂટકો નથી. વચલાકાળમાં જે સ્વાર્થીભાવનાને લઈને સશક્તોએ અશક્તોને કચરી નાખવાની અને

માણસાઈથી વિરુદ્ધ કરેલી પ્રવૃત્તિથી અકળાઈ જવાથી લોકોમાં સમાનતાની ઝંખના પેદા થઈ છે, પણ તે વાજબી નથી. કારણકે સ્ત્રી પુરુષની સમાનતાથી, માતા, પિતા, પુત્ર, પુત્રીની સમાનતાથી, ગુરુ શિષ્યની સમાનતાથી, રાજા પ્રજાની સમાનતાથી તેમજ સેવ્ય સેવકની સમાનતાથી સંસાર ટકી ચાલી શકવાનો નથી. સમવિષમથી જ સંસાર ચાલ્યો છે અને ચાલે છે. જ્યાં સમતા હોય ત્યાં ચલાવી લેવાની વૃત્તિ રહેતી જ નથી. રજોગુણ, તમોગુણ અને સત્વગુણ આ ત્રણે ગુણની અસમાનતાથી પશુ, પંખી, મનુષ્ય વગેરેનો વ્યવહાર અસ્તિત્વમાં આવ્યો છે. સંસારનો આરંભ અસમાનતાથી જ શરૂ થયો છે.

આપણા જૈનો પહેલાં જુગળીયાં હતાં એમ માને છે. તેઓમાં જ્યાં સુધી સમાનતા હતી, ત્યાં સુધી તેઓ અવ્યવહાર જુગલિયા તરીકે રહ્યા. પણ જ્યારે તેઓમાં પણ અસમાનતા ઉભી થઈ ત્યારે તેઓને માટે વ્યવહારવ્યવસ્થા ઉભી કરવી પડી.

**ગુણત્રયાણાં સામ્યં પ્રકૃતિઃ** ત્રણે ગુણની સમાનતા એ પ્રકૃતિ છે. પ્રકૃતિના નિયમો લગભગ અચલ હોય છે. એટલે જ્યાં અચલતા છે ત્યાં વ્યવહાર ન હોઈ શકે. વર્તમાનયુગમાં જે સમાનતા જોઈએ છે, તે વ્યવહારની સરળતા માટે પણ સમાનતામાં વ્યવહારે સરળતા નથી. માટે આવી ખોટી સમાનતાની ઝંખના મૂકી દઈ પોતપોતાના અધિકારની લડત વધારે ઉપયોગી છે. એક બીજાએ એક બીજાનો અધિકાર સાચવવામાં સંપ, શાંતિ અને સુખ છે.

Y

## લગ્ન

લગ્નશબ્દની વ્યાખ્યા એકબીજાએ પ્રેમથી જોડાવું એ છે. એ જોડાણ માત્ર પતિ પત્નીએ જોડાવું એટલું જ નથી, પણ મિત્રોનું પ્રેમથી જોડાવું, સ્ત્રીઓએ પ્રેમથી જોડાવું, સેવ્ય સેવકે પ્રેમથી જોડાવું એ બધા જોડાણને લગ્નશબ્દ લાગુ પડે છે. પણ બીજા જોડાણ ગૌણ છે, પતિ પત્નીનું જોડાવું એ મુખ્ય છે. કેમકે એ એક બીજાનું જિંદગી-ભરનું જોડાણ છે. એક બીજાનું જીવન એક બીજા સાથે ઓતપ્રોત થઈ ગએલ હોય છે. એક બીજાએ એકબીજાને પ્રાણ અર્પતાં સુધી પાછું હઠવાનું ન હોય, એ બન્નેના પ્રેમથી ઉત્પન્ન થએલ ફળ–સંતતિથી બન્ને આત્મસંતોષ માને છે. એ સંતતિનું પોષણ પ્રેમપૂર્વક એકબીજા કરે છે. તે કાળે બંન્નેની નિઃસ્વાર્થભાવના હોય છે. આ વાત મનુષ્ય જાત માટે થઈ. પ્રેમથી જોડાવું એ પશુપંખીઓમાં પણ હોય છે. પશુઓ કરતાં પંખીઓમાં નરમાદાનું જોડાણ સ્વતઃ એક

બીજા કરી લે છે, અને તેઓ તેનો નિર્વાહ પણ લાંબાકાળ સુધી કરે છે. તેઓ પણ પોતાનાં સંતાનોને પૂર્ણ પ્રેમથી પાળે-પોષે છે. પશુઓમાં પણ લગભગ એ જ રીતિ છે. તેમાં પણ જંગલોમાં સ્વતંત્ર વિચરનારા પશુઓ નરમાદાનો પ્રેમ લાંબા કાળ સુધી ટકાવી શકે છે. માત્ર જે પશુઓને સ્વાર્થની ખાતર મનુષ્યો જ્યારે સંગ્રહ કરે છે, ત્યારે તેઓમાં કોઈજાતનો નિયમ રહેતો નથી. છતાં ત્યાં પણ એક વાત તો ચોક્કસ છે કે માતા પોતાનાં બાળકને ખૂબ પ્રેમથી પાળી-પોષી મોટાં કરે છે. એટલે પ્રેમભાવના પશુપંખીઓમાં પણ ઓછી નથી. મનુષ્યોએ તે ભાવનાને કેળવી છે. પશુપંખીઓએ તે ભાવનાને જેવી છે તેવા રૂપમાં સાચવી છે.

મનુષ્યજાતે પૂર્વોક્ત ભાવનાને દૂષિત પણ બનાવી છે. કેમકે સ્વાર્થની ખાતર અનેક નિયમો ઘડી અનેક બંધનો ઉભાં કરી, સ્ત્રી પુરુષમાં સ્વાર્થની ભીંત બાંધી લગ્નશબ્દની મૂળ વ્યાખ્યાનો નાશ કર્યો છે. મનુષ્યજાતમાં પ્રેમને બદલે પ્રેમ વ્યભિચાર વધ્યો છે. કેટલાક દેશોમાં તો માત્ર વ્યભિચાર સિવાય કાંઈપણ જોવામાં આવતું નથી. પશુપંખીઓમાં જે પ્રેમ હોય છે, તેવો પ્રેમ સ્ત્રી પુરુષોમાં પણ દેખાતો નથી. લગ્નના નામે અમર્યાદિત રીતે શરીરની આપલે કરે છે અને છુટાં થાય છે. તેમનાથી ઉત્પન્ન થએલી સંતતિ ઉપર પણ તેમને પ્રેમ હોતો નથી. તે સંતતિનું પોષણ પણ બીજાઓને સોંપવામાં આવે છે. આવાઓએ ખરેખર લગ્નનું ખૂન કર્યું છે. એ રીતિને વખાણનારાઓ ભલે પોતાને ડાહ્યા સમજતા હોય, પણ ખરી રીતે તેઓ ડહાપણમાં પશુપંખી કરતાં પણ ઉતરતા છે.

સંગ્રહમાંથી માલેકીની ભાવના ઉત્પન્ન થાય છે એ વાત સાચી છે. પરંતુ માલેકીની ભાવના એ એક જાતની મર્યાદા છે. ફક્ત તે મર્યાદા પોતા પૂરતી હોવી જોઇએ. એક બીજાની માલેકી છિનવી લેવાની લાલચ એક બીજામાં ન હોવી જોઇએ.

લગ્ન વસ્તુ ખરાબ નથી, પણ જુદા જુદા કાળમાં ઉભી કરેલી રીતિ ખરાબ છે. એક કાળે એક પુરુષ અનેક સ્ત્રીઓને પરણતો. એ રીતિ પણ સારી ન હતી. રખાતો ગખવાનો રિવાજ એક કાળમાં સામાન્ય ગણાતો. એક બીજા એક બીજાની સ્ત્રીને ઉપાડી જતા. એકબીજાની કન્યા માટે અનુચિત માંગણીઓ કરવામાં આવતી. આ બધા રિવાજો લગ્નની વ્યાખ્યાના વિઘાતક હતા. તે કાળમાં માત્ર જે સ્વયંવર થતા હતા તે સારા ગણાતા. ત્યાં પણ જે સ્ત્રી હજારો પુરુષોમાંથી એકને પસંદ કરી સ્વીકારતી તેજ પુરુષ બીજા સ્વયંવરમાં બીજી સ્ત્રી માટે ઉમેદવારી કરતો. તેટલી અધમતા તે કાળના પુરુષોમાં હતી. લોકો સ્ત્રીઓને ધિક્કારે છે, પણ ખરી રીતે ધિક્કારવા લાયક તો પુરુષજ છે. કેમકે કોઈપણ સ્ત્રી તરફથી પુરુષ જેવી નીચ પ્રવૃત્તિ થઈ નથી. બાકી ખીજાઈ ગએલી બીલાડી પણ ગળે બાઝે છે. તેવી શક્તિનો ઉપયોગ કોઇ કોઈ સ્ત્રીએ કર્યો હોય તો તે પુરુષના વર્તનને જ આભારી છે.

આર્યસંસ્કૃતિ લગ્નને માટે બહુ જ મક્કમ હતી. છેવટ આપત્કાળે બીજા લગ્નને અવકાશ ન હોય, તો પણ તે કાળે ગાંધર્વલગ્ન કરી લેતા. લગ્ન વિનાની કુમારિકા પત્ની બની શકતી નહિ, અને તેવો પ્રસંગ કોઇને માટે આવી જતો તો તે નિંદ્યપ્રસંગ ગણાતો. પૂર્વકાળથી

બ્રાહ્મણથી લઈ શૂદ્રની કોમમાં પણ આજસુધી લગ્ન-સંસ્કારને માન અપાય છે. પુનર્લગ્નમાં પણ સંસ્કાર અને સમ્મતિ હોય છે, અને તે લગ્નને પણ હિન્દુ લૉ લાગુ પડે છે. મનુસ્મૃતિમાં લગ્નના અને પુત્રના અમુક અમુક પ્રકાર પણ બતાવવામાં આવ્યા છે. બીજા દેશો કરતાં હિન્દુસ્તાન જે ગૌરવને ભોગવતું હોય તો તે ઉત્તમ સંસ્કારને લઈને છે.

ક્રમભાગ્યે હાલનું હિન્દુસ્તાન પરદેશોનું અનુકરણ કરવા લાગ્યું છે. કેટલાક દેશોના રિવાજોને આગળ ધરી સુધારો કરવાની ઘેલછા નવશિક્ષિતોમાં જોવામાં આવે છે. પોતાના મંતવ્યને પ્રતિપાદન કરવા બુદ્ધિનો ગેર ઉપયોગ કરી કોમળ હૃદયના યુવક યુવતીઓમાં મલીન વાતાવરણ ફેલાવી રહ્યા છે. તેમાં પણ સહ-શિક્ષણની પદ્ધતિ શરૂ કરી આર્યસંસ્કૃતિ ઉપર કુઠારાઘાત શરૂ કર્યો છે. વર્ણાંતરલગ્ન શરૂ થઇ ગયાં છે. આમ હિન્દુસ્તાન પોતાનું ભાન ભૂલ્યું છે. આમ થવામાં અમોને બે કારણ મુખ્ય લાગે છે. એક તો પાશ્ચાત્યદેશીય એક તરફી શિક્ષણથી ઉભી થએલી હવસખોરી; બીજું કારણ જ્ઞાતિબંધનો. જ્ઞાતિબંધને વધારે નુકશાન કર્યું છે. કેમકે સ્વાર્થને ખાતર જ્ઞાતિઓએ ઉભા કરેલાં નાના નાના સરકલોમાં ભણેલાઓને ભણેલી કન્યાઓ મળતી નથી, અને ભણેલી કન્યાઓને તેવા વર મળતા નથી. બેમાંથી એક મૂર્ખ અને એક ભણેલ હોય, એ બેનો મેળ શી રીતે મળી શકે. અધુરામાં પૂરું કન્યાવિક્રયે ઘર ઘાલ્યું છે. એવી જ રીતે વર વિક્રયે પણ ઓછી નુકશાની નથી કરી. આવાં કારણોથી અકળાઈ જઈને લોકો આ નવી રીતિને સ્વીકારનારા થયા છે. એમને જ્યારે તેમ ન કરવાનું સમજાવવામાં આવે છે, ત્યારે તેઓ ઉપરની હકીકતો રજુ કરે છે. માટે જે જ્ઞાતિબંધનો, કન્યાવિક્રય, કે વરવિક્રય

જેવા ઘાતકી રિવાજોનો સત્વર નાશ કરવામાં નહિ આવે તો હવે આર્યસંસ્કૃતિ ટકી રહેવાની નથી. જો ઉજળું દૂધ માની પાશ્ચાત્ય અનુકરણ કરનારાઓને પણ પરિણામે પેટ ભરીને પસ્તાવાનો વખત આવવાનો જ. જ્યાં લગ્ન એ વસ્તુજ નહિ રહે ત્યાં સંતતિપોષણ પણ ગૌણ થઇ જશે, બાળકોને ઉછેરવા અનેક સંસ્થાઓ ઉભી કરવી પડશે. પુત્રપ્રેમ કે માતૃપ્રેમ જેવી કોઇ ચીજ રહેશે નહિ. પરિણામે પશુ કરતાં પણ ઉતરતી હાલતમાં મનુષ્યજાત મુકાઈ જશે. કૌટુંબિક ભાવનાનું નામ નિશાન પણ રહેશે નહિ. છેવટ એનું પરિણામ એ આવશે કે હિન્દુસ્તાનનો વિનાશ વહેલો થશે.

આજ સુધી હિન્દુસ્તાન ઉપર અનેક વિદેશી રાજાઓ રાજ્ય કરી ગયા છે, છતાં હિન્દુસ્તાનની પ્રજા પોતાની જાહોજલાલી સાથે ટકી રહી છે તેનું મૂળ કારણ આર્યસંસ્કારો જ છે.

ગ્રીક દેશમાં વિજેતૃ પ્રજાએ તે દેશની મૂળ પ્રજાનો નાશ કર્યો છે. જંગલમાં ભટકતી રેઝેળતી નામશેષ બનાવી દીધી છે. હિન્દુસ્તાનની પ્રજા પણ જો આર્યસંસ્કૃતિને ભૂલી જશે તો તેને માટે પણ એજ પરિણામ આવવાનું છે.

પૂર્વકાળમાં ઋષિ આશ્રમોમાં સહશિક્ષણ હતું. પણ ત્યાં બ્રહ્મચર્ય બંધુ, ભગિની પ્રેમનેજ પોષણ મળતું. કેમકે મહાન સંસ્કાર સંપન્ન નિઃસ્પૃહી યોગી, મહાત્માઓની દેખરેખ તળે શિક્ષણ અપાતું. તેમ, સીધી દેખરેખ પણ તે મહાત્માઓનીજ રહેતી. તેમના આચાર વિચાર એટલાં બધાં ઉંચા હતા કે તેના અનુકરણથી ધર્મસંસ્કાર વિદ્યાર્થીઓમાં જાગૃત રહેતા. હાલમાં તે માહેલું કશું નથી. હાલમાંતો

સંતતિ નિયમનની વાતો થાય છે. સતી ધર્મ કે બ્રહ્મચર્ય ધર્મ ભુલાતો જાય છે. જે હિન્દુસ્તાનની માતાઓએ મહાન્ ત્યાગી તથા વીર સમર્થ પુરુષોને જન્મ આપેલ છે, તેજ માતાઓ આજે સંતતિ નિયમનની વાતોમાં ઘેલી બની છે. વાતાવરણજ જ્યાં જંગલી જામતું જાય છે, ત્યાં સારાની આશા કયાંથી રાખી શકાય ? માટે સનાતનીઓએ કે જૈનોએ અગર રાજપૂતોએ પૂર્વસંસ્કાર ને ટકાવી રાખવા હોય, તો ભાષણો કરવા ઠરાવો કરવા કે રાજ્ય પાસે દાદ મેળવવાનું ભુલી જઈ તત્કાળથી જ્ઞાતિ બંધનોનો નાશ કરવો જોઇએ અને ચાર વર્ણાશ્રમની સ્થાપના કરી બ્રાહ્મણો બ્રાહ્મણમાં, વૈશ્યો વૈશ્યમાં, ક્ષત્રિયો ક્ષત્રિયમાં અને શુદ્રો શુદ્રમાં કન્યાની લેતી દેતી શરૂ કરે તો જ આર્યત્વ ટકી રહેવાનું છે.

પૂર્વકાળમાં રાજા મહારાજા અને ચક્રવર્તી વગેરે જુદા જુદા દેશોની સ્ત્રીઓને પરણી લાવતા, પણ તેમની સાથે સ્ત્રી સંબંધ સિવાય ધાર્મિક સંબંધ કોઇ જાતનો રાખતા ન હતા. સ્ત્રીઓ પણ સૌ સૌનો ધર્મ પાળતી. તેમાં પતિ તરફથી કોઇ જાતનો આગ્રહ ન હતો. હાલના હવસના ગુલામોમાં એ તાકાત પણ કયાં છે ?

ધર્મગુરુઓને પણ અમો ચેતવીએ છીએ કે તમારી જાહોજલાલીનો સૂર્ય પણ અસ્તાચલ તરફ જઈ રહ્યો છે. થોડા જ સમયમાં આર્યત્વના નાશ સાથે તમો રસ્તાના રખડતા ભિખારી બની જવાના. માટે જો હજુ ડહાપણ હોયતો જ્ઞાતિબંધન તોડવાનું શરૂ કરી દો. જે વખતે જરૂર હતી તે વખતે તમારા પૂર્વજોએ જ જ્ઞાતિબંધનો ઉભા કર્યા હતાં, હવે જરૂર નથી માંટે તે બંધનોને તોડવાનું કાર્ય પણ તમારે જ શરૂ કરી દેવું જોઇએ.



# જૈનધર્મ

વર્તમાનયુગમાં જૈનધર્મ ઉપર બીજા—અન્ય ધર્માવલંબી લેખકો અને વકતાઓ તરફથી છૂપા તેમજ ઉઘાડા અનેક જાતના હલ્લા થઇ રહ્યા છે. આવી સ્થિતિમાં જૈનત્વનો બચાવ કરવો આવશ્યક છે. તે કરવા માટે દરેક જૈનોએ પોતાનું પાકું સંગઠ્ન કરી જૈનવિદ્વાનોએ સંયુક્ત સામનો કરવો જોઇએ. એમ કરવામાં સહાયભૂત થવાની એક બીજા વચ્ચે સંધીની બહુ જરૂર છે. અંદર અંદરના મતભેદ નષ્ટ કરી અગર ભૂલી જઇ આપણે દરેક પ્રસંગો માટે તૈયાર રહેવું જોઇએ, અને જૈનધર્મના રક્ષણ માટે સતત પ્રયાસ કરવો ઘટે છે.

સુભાગ્યે જ્યારે આપણા મતભેદો નાબૂદ થશે, વિપક્ષી સહ્રોનો લોપ થશે, ત્યારે ઐક્યનું સંગીત સાંભળવાનો પ્રસંગ મળશે, અને સર્વની સહાનુભૂતિમાંથી ઉત્પન્ન થએલું ઐક્ય પ્રાપ્ત થશે, ત્યારે અનેક આપત્તિઓમાંથી આપણે આપણા જૈનધર્મનું રક્ષણ કરી શકશું.

વિઘ્નનાં વાદળ વિખેરી થઇ અને ઉત્કર્ષના મંદિરના શિખરનાં દર્શન કરી શક્યું. ધર્મોપદેશકોમાં મતાગ્રહ વિશેષ હોય છે. એક બીજાનો મત લઈ નિર્ણય કરવાની વાત તેમને પસંદ હોતી નથી. એ વર્ગ પોતાને સંપૂર્ણ માને છે, અને પોતાનું સ્વત્વ રાખવા જતાં પોતાનો જ આત્મઘાત કરે છે. ધર્મનાં ઐક્યની કલ્પના, ભૂલેલા સ્વાર્થી અને અજ્ઞાનીઓની કલ્પનાથી ઘણી જ ભિન્ન હોય છે. કેટલાક સર્વધર્મનું ઐક્ય સાધવા જાય છે. અને કેટલાક સર્વ જાતિઓને સુદૃઢ અને બળવાન બનાવવામાં અભ્યુદય સમજે છે. આ બધી કલ્પનાઓમાં ઘસડાઈ જવાથી સ્વત્વ ભૂલી જવાય છે. નવા નવા વિચારકોએ નવી નવી કલ્પનાઓમાંથી નવા નવા સમાજો ઉભા કર્યા છે. બ્રહ્મોસમાજ, આર્યસમાજ, આવા કેટલાક સમાજો હિન્દુધર્મનું રક્ષણ કરવાના ઉદ્દેશથી ઉભા કર્યા છે. હિન્દુસંસ્કૃતિ હિન્દુસ્તાનમાં પ્રાચીન છે, અને તેમાંથી ષડ્દર્શનની ઉત્પત્તિ થઇ છે. જૈનધર્મ એક સ્વતંત્ર ધર્મ છે. સાથે સાથે કહેવું જોઈએ કે હિન્દુસંસ્કૃતિથી તે ભિન્ન નથી. હિન્દુસંસ્કૃતિમાં ધર્મના નામે યજ્ઞાદિકની હિંસા વગેરે ગૃહસ્થ, બ્રાહ્મણ, ધર્મગુરુઓએ પુરાણોદ્વારા અનેક કલ્પનાઓ ઉભી કરી લોકોને વહેમી અને નિર્માલ્ય બનાવ્યા. પૌરાણિક લાલચોથી લલચાઈ મૂળસ્વરૂપ લોકો ભૂલ્યા. બ્રાહ્મણોએ પોતાના ગૌરવની છાપ પાડવા લોકોને અનેક પ્રકારે ભ્રમિત કરી ધર્મના નામે ગુલામ બનાવ્યા. આવા પ્રસંગે જૈનોએ સત્યસ્વરૂપ સમજાવવા પ્રયત્ન કર્યો. મનુષ્યની સમાનતા તથા બંધુભાવની જાગૃતિ લાવવા ખૂબ મહેનત લીધી. યજ્ઞમાં હોમાતાં પશુઓની થતી હિંસા દૂર કરાવી. બૌદ્ધોએ પણ અમુક અંશે પોતાની ત્યાગ અને તાત્વિક બોધજનક પ્રવૃત્તિથી સાથ પૂર્યો. આથી બ્રાહ્મણોએ

મોટો ખળભળાટ ઉભો કરી જૈનો હિન્દુ નથી, જૈનો વેદ બાહ્ય છે, એવા ઉપદેશો આપવા શરૂ કર્યા. શાસ્ત્રરચના કરી જૈનોને હિન્દુધર્મથી જુદા ચીતર્યા. આ બધું દ્વેષબુદ્ધિનું પરિણામ છે. વસ્તુતઃ જૈનધર્મ જ ખરો હિન્દુ ધર્મ છે.

જૈનધર્મની શ્રેષ્ટતા એ છે કે શાશ્વતસુખ, મોક્ષ પ્રાપ્ત કરવો.

એ મોક્ષજ્ઞાનનું સંપાદન એ જ મનુષ્યનું અંતિમધ્યેય જૈનધર્મે માનેલ છે. એ ધ્યેય જૈનોએ જેટલી પૂર્ણતાથી પ્રાપ્ત કરેલ છે, તેટલી પૂર્ણતાનું પ્રતિપાદન બીજાં દર્શનોમાં નથી. કેમકે કોઇએ ઈશ્વરને કર્તા સ્વીકાર્યો, કોઇએ ક્ષણિકવાદ સ્વીકાર્યો, કોઇએ અદ્વૈતવાદ સ્વીકાર્યો. માયાની માયિક કલ્પનાઓ ઉભી કરી, કેટલાકોએ ચેતન ઔપાધિક માની આત્માને જડ માન્યો. કેટલાકોએ યોગને મુખ્ય માન્યો, એમ દરેકમાં અમુક અમુક તત્વો ઉત્તમ છે. પરંતુ તત્ત્વો ઘણા થોડા શ્રેષ્ટ પંક્તિના લોકોથી જ વ્યવહારમાં મૂકી શકાય છે, જૈનદર્શને એ દરેકને પોતાના અંગ માન્યા છે. જૈનોએ પોતે મોક્ષ મેળવેલ છે અને બીજાઓને તે જ્ઞાનમાર્ગ દર્શાવ્યો છે. જૈનધર્મના તત્ત્વો જો સરળતાથી વિચારવામાં આવે તો સઘળાઓને સર્વ સમયને માટે એક સરખા ઉપયોગી છે. સનાતનધર્મ એજ કહી શકાય કે જેના તત્ત્વો ત્રિકાળાબાધિત હોય.

આવા શ્રેષ્ટ જૈનધર્મના તત્વોનો સૂક્ષ્મવિચાર કરનારાઓને હાલના શોધિલા સાયન્સ સાથે લગભગ મળતાપણું જોવામાં આવશે.

ધર્મ એ એવી કોઈ મૂર્તવસ્તુ નથી, કે જેના તરફ અંગુલી નિર્દેશ કરી બતાવી શકાય. ધર્મની ખરી વ્યાખ્યા મૂળ અવિકૃત દ્રવ્યનો સ્વભાવ થાય છે. બીજાં દ્રવ્યોને બાજુમાં રાખી આત્મદ્રવ્યોનો જે સ્વભાવ તેને ધર્મશબ્દથી સંબોધવામાં આવે છે. આત્મા દ્રવ્ય છે અને એ દ્રવ્યના

અનેક ગુણ છે. એ ગુણો આત્માથી અભિન્ન હોવાથી ગુણ ગુણીભાવે રહેલ છે. એ ગુણોને પ્રગટ કરવા માટેની ક્રિયાઓને ઉપચારથી ધર્મ કહેવામાં આવે છે. સામાયિક, પ્રતિક્રમણ, પૂજા, દાન, શીલ, તપ, ભાવના, સર્વવિરતિ, દેશવિરતિએ પ્રવૃત્તિઓને હાલ ધર્મના નામથી ઓળખાવામાં આવે છે. વસ્તુતઃ એ પ્રવૃત્તિઓમાંથી આત્મધર્મનો વિકાસ જે થયો હોય તે જ ધર્મ કહી શકાય. વિકાસ તરફ લક્ષ ન આપતાં, અથવા તો વિકાસને ધ્યેય ભૂલી જઇ પ્રવૃત્તિમાત્રને ધર્મ કહ્યા કરવો એ અજ્ઞાનતાએ જ જૈનધર્મનાં મૂળસ્વરૂપને ઢાંકી દીધેલ છે.

નવપદની હકીકતમાં એ નવપદમાં **"પણ છે ધર્મી ધર્મતે ચાર પ્રકારોજી"** અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચ ધર્મી છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ચાર ધર્મ છે. એ ચાર ધર્મ ઉપર બતાવેલા પાંચ ધર્મીમાં હોવા જોઈએ. અરિહંત, સિદ્ધ માટે તો કાંઇ કહેવાપણું રહેતું નથી. પણ આચાર્ય, ઉપાધ્યાય, અને સાધુ એ ત્રણેમાં ઉપર બતાવેલા ચાર ધર્મનો વિકાસ જો થયો ન હોય, અથવા તેઓ કરી શકયા ન હોય, છતાં પોતે પોતાને જૈનાચાર્ય, જૈન ઉપાધ્યાય અને જૈનસાધુ માનતા મનાવતા હોય, તો તેમની જે પ્રવૃત્તિ તે પ્રવૃત્તિને બીજાઓ જૈનધર્મ માની બેસે અને તેથી જૈનધર્મનું મૂળસ્વરૂપ નષ્ટ થાય. તેનો દોષ તે ધર્મીઓને આભારી છે. નાટકના એકટરો પણ નાટક કરતી વખત જે જે પાઠ ભજવે છે, તેનું યથાર્થદર્શન જો તેઓ ન કરાવી શકે, તો જે વ્યકિતનો પાઠ લીધો હોય તે વ્યકિતને તે દૂષિત બનાવે છે, કિંવા જોનારની દૃષ્ટિમાં તે પાત્રને હલકું દેખાડે છે. ધર્મના સ્વરૂપની ઓળખાણનો આધાર ધર્મીઉપર રહેલો છે. ધર્મીની ખામીથી ધર્મ ખામીવાળો દેખાય છે.

જૈનો હર્ષમાં આવી જઈ જૈનશાસનની જય. જૈનધર્મની જયની ઉદઘોષણા કરે છે. પરંતુ તેઓએ સમજવું જોઈએ કે ધર્મની અને શાસનની જયનો આધાર તમારા ઉપર છે. બોલવા માત્રથી જય કદી થયો નથી. પણ આત્મભોગ આપી અનેક સંકટો વેઠી જેઓએ જીત મેળવી છે તેઓનો જ જય થયો છે.

કોઈ કહેશે કે ભલેને હાલના ધર્મીઓમાં જૈનધર્મનો યથાર્થ વિકાસ જોવામાં નથી આવતો, પણ જૈન શાસ્ત્રોમાં તો જૈનધર્મનું સ્વરૂપ પ્રતિપાદન કરેલ છે, માટે જૈનધર્મનું ગૌરવ અમારા જૈનશાસ્ત્રો સાંચવી રહ્યાં છે. જ્યાં સુધી જૈનશાસ્ત્રો છે, ત્યાં સુધી જૈનધર્મ જયવન્તો જ વર્તે છે.

આમ કહેનારાઓએ આટલું સમજવું જોઈએ કે શાસ્ત્રો એ જડ વસ્તુ છે. તેઓ પોતે પોતાની મેળે વસ્તુસ્વરૂપનું પ્રતિપાદન કરી શકશે નહિ. માટે શાસ્ત્રોમાં જૈનધર્મના સ્વરૂપના પ્રતિપાદનનો આધાર હાલના જૈનોના હાથમાં છે, તેથી બે વાતોથી જૈનોએ સાવચેત રહેવું જોઈએ. એક તો શાસ્ત્ર વિરુદ્ધ કરાતી પ્રવૃત્તિને શાસ્ત્રયુક્ત સ્થાપિત ન કરવી જોઈએ. બીજું જૈનોએ એક બીજા વચ્ચેની કડવાશ, મતભેદદૂર કરી સંગઠ્ઠનદ્વારા ઐક્ય સાધવું જોઈએ. જો આટલું જૈનો કરે તો જૈનોએ જૈનધર્મની મોટી સેવા બજાવી કહેવાય. કેમકે શરૂઆતમાં જ અમોએ કહ્યું છે કે જૈનધર્મ ઉપર થતા છુપા તેમજ ઉઘાડા આક્ષેપોથી જૈનધર્મને બચાવી લેવો જોઈએ. કમનસીબે આટલું પણ જો જૈનો ન કરી શકે તો જૈનો પોતે પોતાના હાથે જૈનધર્મનું ખૂન કરી રહ્યા છે એમ કહેનારને ઠપકો આપવો નકામો છે.

Y

## વર્તમાનનો અનાદર

ભૂત અને ભવિષ્યના વિચારે વર્તમાનનો અનાદર કર્યો છે. ઘણી વાતોના ઘણા માની લીધેલા સિદ્ધાંતોના અને વાસિતશ્રદ્ધાના યોગે આપણા આર્યો, વર્તમાન કરતાં ભૂતકાળ તરફ ખૂબ જોતા આવ્યા છે. આથી વર્તમાનકાળાનુકૂળ નિઃશંક સ્વતંત્ર વિચારપૂર્વક પ્રવૃત્તિમાં શિથિલતા સેવી છે. તેથી દરેક કાળમાં સામાજિકત્રુટીઓ રહી ગઈ છે. દરેક વર્તમાન, ભૂત થતો આવ્યો છે. છતાં એક કાળનો વર્તમાન બીજા કાળનો ભૂત છે એ સંબંધમાં બહુ વિચાર કરાયો નથી. ભૂત સામાજિકજીવનની સેળભેળ વર્તમાનમાં કરાતી જોવામાં આવે છે. તેથી ઘણીવાર વર્તમાનજીવન સંક્લિષ્ટ બને છે. જીવનની સરળતાનો પોષક નિરંતર વર્તમાન જ હોય છે. ભૂતની વાતો ઘણી એવી હોય છે કે, જે વર્તમાનને બંધબેસતી હોતી નથી. અને જે બંધબેસતી દેખાતી હોય તેને ભૂત શા માટે માનવો જોઈએ? એને વર્તમાનરૂપે જ સ્વીકારવાની જરૂર છે.

ઘણા પ્રસંગો ક્ષણિક હોય છે, અને ઘણા પ્રસંગો લાંબાકાળ સુધી બધેબેસતા હોય છે. કેટલીક ઘટનાઓ સૂર્યચંદ્રની અતિ સાથે સંબંધ ધરાવતી હોવાથી આપણને સ્થાયી જેવી પણ લાગે છે. વસ્તુતઃ તે સ્થાયી નથી, પણ તેના સંયોગો એવા મળતા આવી જાય છે કે એને આપણે સ્થાયી માની લઈએ છીએ. વસ્તુ અને વસ્તુના આકારોમાં ફેર છે. વસ્તુ સ્થાયી પણ હોય છે પણ આકારો સ્થાયી હોતા નથી. તો પણ તેમનું મળતાપણું આવવાથી આપણે તેને સ્થાયીનું રૂપ આપીએ છીએ. નામ સંકલનામાં પણ એવું જ બને છે.

વર્તમાનકાળમાં રેલ્વે, તાર, ટેલીફોન, વાયર્લેસ, ટેલીગ્રાફ તેમ જ એરોપ્લેન વગેરે આપણને પોતા તરફ આકર્ષે છે એમ આપણે માનીએ છીએ. પણ વસ્તુતઃ તે આકર્ષણ નથી. વર્તમાનકાળને બંધ બેસતી એ પરિસ્થિતિ છે. તેનો ઉપયોગ કર્યે જ છૂટકો. તે વિના વર્તમાન વ્યવહાર પંગુ બને છે. આ સંબંધમાં આપણે પોળ્ળી વાતો વિચારીએ. પહેલાકાળમાં પગરસ્તે ગાડાંઓમાં જતા હતા, ઘોડાઓ પર બેસતા હતા, ઉંટ ઉપર બેસતા હતા, એક ગામથી બીજે ગામ સગાઓની મહેમાની માણતાં મુસાફરી કરતા હતા. આજે એ માહેલું કાંઈ છે? આવી વાહીઆત વાતો કરી વર્તમાનના સંયોગોનું અપમાન કરતા જોઈએ છીએ. જે કાળની આપણે વાતો કરીએ છીએ તે કાળમાં આપણા જીવનના સાધનો બહુ સાંકડાં હતાં. ધોતીયું પહેરી માથે લુગડાનો કટકો બાંધી ખભે લુગડું નાંખી ઉઘાડે શરીરે ચોરામાં બેસી પંચાતો કરતા હતા. તકરારોના નીવેડા લાવતા હતા. તે કાળે એ જ આપણી કોર્ટો ગણાતી. આજે તેમ થઈ શકે તેમ છે? કેમકે સાધનો વધ્યાં, સંયોગો ફર્યા, રાજા પ્રજાના બંધારણો જ્યાં નવાં રચાયાં

ભૂતકાળની વાતો કરી અપ્રાપ્યમાં પ્રાપ્યની લાલસા વધારી, વર્તમાનને અવગણી પોતાના જીવનને વિષમય બનાવવું છે. ગામડાંના ઝાંપા વચ્ચે રહેનારાઓ આજે મોટા શહેરોમાં શહેરી બની મહાલતા આપણે જોઈએ છીએ. તેમની આગળ ભૂતકાળના ગામડાઓનો આનંદ કહેવો એ જેટલું નિરુપયોગી છે તેટલું જ મૂર્ખાઈ ભરેલું છે.

વર્તમાન શોધખોળને અંગે ઉભાં થએલાં સાધનો જોઈ આવાં સાધનો પૂર્વકાળમાં પણ હતાં, એ કહેનારાઓ પૂર્વકાળનું મિથ્યાભિમાન સેવી વર્તમાનકાળની શોધખોળની અવગણના કરે છે.

સામાજિકબંધારણ, ધાર્મિકબંધારણ અને રાજકીયબંધારણમાં ભૂતકાળના સામાજિક, ધાર્મિક અને રાજકીયબંધારણોની ભેળસેળ કરવી એ વર્તમાનબંધારણને મલિન બનાવવા જેવું છે. ભૂતકાળમાં જે સંયોગોમાં સામાજિકબંધારણ રચાયેલું, તે સંયોગો વર્તમાનકાળમાં ન હોવાથી નિરૂપયોગી છે. ધાર્મિક અને રાજકિયબંધારણમાં પણ એ જ સમજવાનું છે.

ભૂતકાળમાં રચાયેલાં પુસ્તકો કેટલાંક એવાં છે કે તે વખતના વર્તમાનકાળના મનુષ્યોના વિધિપ્રતિષેધ રૂપે છે. કેટલાંક પદાર્થ નિરૂપણ કરનારાં છે, અને કેટલાક સામાન્ય નીતિ અને વિશેષ નીતિનો પ્રતિપાદન કરનારાં છે. તેમ જ કેટલાંક વૈદકીય વિષયનાં અને જ્યોતિષ વિષયનાં પણ છે. તેમાં જે વિધિપ્રતિષેધરૂપે લખાયેલાં પુસ્તકો છે તે તે કાળના બંધારણને પ્રતિપાદન કરનારાં હોવાથી વર્તમાનકાળમાં સર્વથા ઉપયોગી નથી. તેવાં પુસ્તકોની વાતો કરવી, તેવાં પુસ્તકોના પુરાવા

આપવા અને જનસમૂહ આગળ તેવાં પુસ્તકો વાંચી લોકોનાં મન ઉપર ભૂતકાળના આચારવિચારોની વિધિપ્રતિષેધની છાપ પાડી કર્ત-વ્યરૂપે વર્તમાનકાળમાં કહેવું એ ઉભયભ્રષ્ટ બનાવવા જેવું થાય છે. માટે વર્તમાનકાળને અનુકૂળ જે સહેલાઇથી શાંતિપૂર્વક રસ લઈ કરી શકે તેજ વિધિ અને જે મનથી તિરસ્કારી ત્યાગ કરી શકે તેજ નિષેધ હોવો જોઈએ. આવા વિધિપ્રતિષેધો જુદા જુદા કાળે જુદીજુદી રીતે ઘડાતા આવ્યા છે, અને તે ભૂતકાળમાં ભળતા ગયા છે.

પદાર્થ નિરૂપણ કરનારાં જે પુસ્તકો છે તે પુસ્તકોમાં નિરૂપણ કરેલ વસ્તુસ્વરૂપ એ લગભગ સદાકાળ સ્થાયી હોય છે. આત્મા ને, જડ એ મુખ્ય વસ્તુ-પદાર્થ સ્થાયી-સનાતન છે. આત્માનું સ્વરૂપ કે જડનું સ્વરૂપ એ ત્રિકાળાબાધિત હોવાથી એને માટે ભૂત, ભવિષ્ય કે વર્તમાનકાળના ભેદો ન હોઇ શકે. તે સાથે એના અનુસંગી પુણ્ય, પાપ, પરલોક વગેરે પણ તેમ જ માનવાના છે. એટલે એના સંબંધમાં નવી કલ્પના કરવી કે તે તરફ અણગમો બતાવવો એ નાસ્તિકવાદ છે. સાયન્સ, વર્તમાનકાળમાં ખૂબ ખીલ્યું છે, ખૂબ આગળ વધ્યું છે, છતાં પણ જે આત્મશક્તિ આત્મામાં છે, તે સાયન્સ પોતાથી કદી પણ ઉત્પન્ન કરી શકે તેમ નથી. એ તમામ સાયન્સનો સમાવેશ જડમાં આવી જાય છે. જૈનોએ પરમાણુવાદ એટલો ઉત્તમરીતે પ્રતિપાદન કરેલો છે કે સાયન્સની શોધખોળનો સમાવેશ તેમાં થઇ જાય છે. એટલે તે તેથી પર નથી. ભવિષ્યને વર્તમાન કહેનાર અને વર્તમાનને ભૂત બનાવનાર એ આત્મા અને જડ એ બન્ને પદાર્થો છે. તેમાંથી પ્રકૃતિ જન્મે છે.

સામાન્ય અને વિશેષ નીતિનાં પ્રતિપાદક પુસ્તકો પણ ભૂતકાળનાં વર્તમાનમાં ઉપલબ્ધ છે. એમાંથી સામાન્ય નીતિ જે સત્ય બોલવું, ચોરી ન કરવી, પ્રમાણિકપણે વર્તવું, પોતાના સ્વાર્થની ખાતર બીજાને નુકશાન ન પહોંચાડવું વગેરે છે. સામાન્ય નીતિ પણ લગભગ ત્રિકાળાબાધિત છે. વિશેષ નીતિમાં અવશ્ય વર્તમાનકાળના સંયોગો ફેરફાર કરે છે; માટે નીતિનાં પુસ્તકોના વ્યાખ્યાતાઓએ સામાન્ય નીતિ સાથે વિશેષ નીતિનું મિશ્રણ ન થઇ જાય, એને માટે ખૂબ સાવચેતી રાખવી જોઇએ. વિશેષ નીતિ સામાજિકજીવન સાથે વધારે સંબંધ ધરાવે છે. સામાજિકજીવન વર્તમાનકાળને અનુકૂળ ઘડાય છે, એ પહેલાં ચર્ચેલ છે.

હવે વૈદકીય વિષયનાં અને જ્યોતિષવિષયનાં જે પૂર્વકાળનાં પુસ્તકો લખાયલાં છે, તેના ઉપર પણ સર્વથા આધાર રાખી શકાય નહિ, કારણ કે ખોરાકભેદે મનુષ્યોની ઉભી થએલી હાજતોથી પોતાના શરીરમાં વિકૃતિના કારણે જે રોગો ઉત્પન્ન થાય છે, તે રોગોને અનુકૂળ શોધખોળથી નક્કી કરેલ દવાજ ઉપયોગી નીવડે છે. તેથી પૂર્વકાળના વૈદકીય નિયમોવાળી દવા ઉપયોગી છે એ માન્યતા વર્તમાનકાળમાં ભૂલ ભરેલી છે. દવા સાચી છે, વનસ્પતિમાં રહેલા જે ગુણ એ પણ સાચા છે, છતાં તે વર્તમાનકાળને અનુકૂળ ફેરફાર માગે છે.

જ્યોતિષના સંબંધમાં પણ એ જ પરિસ્થિતિ છે, કેટલાક સ્થૂળગણિત માનનારા હોવાથી ભૂતકાળના જ્યોતિષનાં પુસ્તકોના આધારે જ્યોતિષવિદ્યાનો ઉપયોગ કરી રહ્યા છે, પરંતુ ખરી રીતે તે બહુજ કટાઇ ગએલી વિદ્યા હોવાથી વર્તમાનકાળમાં નિરુપયોગી

જેવી છે. સૂક્ષ્મગણિત જે, ગ્રહ નક્ષત્રના સાચા ઉદયાસ્તને સૂચવનાર છે, તે જ વર્તમાનકાળમાં વધારે ઉપયોગી છે. કેટલાક નવા ગ્રહોની શોધખોળ ખગોળવેત્તાઓએ કરેલી છે, એટલે ખગોળવિદ્યા વર્તમાનકાળમાં જેટલી પ્રત્યક્ષ સપ્રમાણ છે તેટલી ભૂતકાળમાં હતી કે કેમ એ એક સવાલ છે.

આ ઉપરથી ભૂતકાળ તરફ આદર રાખી વર્તમાનનો અનાદર કરવાથી આપણે વર્તમાનનો આનંદ ખોઇ બેસીએ છીએ એટલું જ નહિ પણ વર્તમાનકાલીય સંયોગોની સાનુકૂળતાના સુખ સંતોષથી વંચિત રહીએ છીએ.

મનુષ્યજાતને એકને એક સ્થિતિમાં ગોંધી રાખી આગળ ન વધવા દેવી એ મનુષ્યનો મોટામાં મોટો દ્રોહ કરીએ છીએ. ભૂતકાળમાં ભીલ જેવી કેટલીક હલકી કોમો જે જંગલમાં ઝુંપડાં કરીને રહેનાર અને જંગલી પેદાશમાંથી પોતાનો નિર્વાહ કરનાર, એક લંગોટીથી શરીર ઢાંકનારને આપણે એમ કહીએ કે ભૂતકાળમાં તમારા બાપદાદા જે સ્થિતિએ રહ્યા છે, તે સ્થિતિએ જ તમારે જીવનનિર્વાહ કરવાનો છે. એક તસુ પણ તમારે આગળ વધવાનું નથી; એ ફરજને કોઇપણ ડહ્યો માણસ સારી માનશે? સમયનો લાભ નાના મોટા દરેકને લેવાનો સમાન હક્ક છે. માટે ભૂતકાળ તરફની દૃષ્ટિ જરૂર ફેરવવી જોઇએ. પૂર્વકાળથી એ ભૂલને લઇને તે તે કાળના, વર્તમાનની સામાજિક, રાજકીય સ્થિતિ અધુરી ભૂલ ભરેલી જ રહેલી છે. મોટા હિન્દુ સમ્રાટો અને બાદશાહોની બાદશાહીનો નાશ એ વર્તમાનકાળની ?

કરવાથી જ થએલો છે. દરેક દેશોના ઇતિહાસોના પાના ઉકેલતાં જોવામાં આવે છે, કે દરેક કાળનો ઇતિહાસ ભૂલવિનાનો નથી. એ ભૂલનું કારણ તે કાળના વર્તમાનને પૂર્ણ આદર ન આપવાથી ભૂતકાળના પોતાના પૂર્વજોના વર્તન તરફ દૃષ્ટિ રાખવાનું છે. ભાટ ચારણોની ભાષાનો અભ્યાસ પણ એ જ જાતનો પડી ગએલો જોઇએ છીએ કે તમારા બાપદાદા આવા હતા, તેવા હતા, તેઓ આવાં આવાં કામો કરી ગયા છે. તમારા જેવા સુપુત્રોએ તેમને પગલે જ ચાલવું જોઇએ. પરંતુ કહેનારાઓને ભાન નથી કે બાપદાદાના સંયોગો વર્તમાનકાળને અનુકૂળ છે કે નહિ? મતલબકે આવી જ ભૂલો આપણે ઘણાજ કાળથી કરતા આવ્યા છીએ.

ભૂત, ભવિષ્ અને વર્તમાનકાળનો વિચાર કરીએ તો ભૂતકાળ, ભૂતકાળના સંયોગો નાશ પામેલા હોવાથી તેનો વિચાર નિરુપયોગી છે. ભવિષ્યકાળ અનુમેય હોવાથી તે કાળના સંયોગો કે પરિસ્થિતિનો જ જ્યાં અભાવ છે તો પછી તે કાળના વિચારોની પરંપરા ઉભી કરવી એ પણ નિરુપયોગી છે. વર્તમાનકાળ એ જ ઉપયોગી છે. નૈયાયિકો પણ ભૂત, ભવિષ્યકાળને નિરુપયોગી માને છે. એક વૃક્ષ ઉપરથી પડતા ફળને માટે **पतति** ( પડે છે ) એ ક્રિયાપદ બંધ બેસતું છે. કેમકે **पतिष्यति** ( પડશે ) એની જરૂર નથી, **अपत्तत्** ( પડયું ) એ પતતિ ક્રિયાની પરિસમાપ્તિ છે. એટલે એની પણ જરૂર નથી માત્ર વર્તમાનકાળ જ અહીં ઉપયોગી છે. જેનો પણ જે સમય નષ્ટ થઇ ગયો છે, અને જે સમયની હજુ ઉત્પત્તિ થઈ નથી, તેને ન માનતાં માત્ર વર્તમાનસમયને જ કાળ કહે છે.

એકની એક પરિસ્થિતિ પુદ્‌ગલદ્રવ્યની રહેતી નથી. અવસર્પિણી-કાળમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ વગેરેની સમયે સમયે હાનિ જૈનો માને છે. તેવી જ રીતે ઉત્સર્પિણીમાં સમયે સમયે વૃદ્ધિ માને છે, તેથી પ્રકૃતિની રચનામાં પણ ફેરફાર થયા કરે છે. વળી સ્યાદ્વાદ દૃષ્ટિએ દ્રવ્યના પર્યાયમાં ઉત્પત્તિ નાશ માનવામાં આવે છે, તેમ જ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે વર્તમાનમાં વર્તવા જે ભાર મૂકવામાં આવે છે તે પણ એ જ સૂચન કરે છે કે વર્તમાનમાં જે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ હોય તેવું વર્તન મનુષ્યે રાખવું જોઇએ. ના પાડવી કામ આવે તેમ નથી. શીયાળો ગરમ વસ્ત્રો પહેરવાની ફરજ પાડે છે, ઉનાળો શીતળતા ઇચ્છે છે. ચોમાસું જુદા જુદા માણસોને જુદું જુદું કાર્ય કરવા પ્રેરે છે. માટે ભૂતકાળની વાતો કરવામાં ડહાપણ ન માનતાં વર્તમાનકાળને આદર આપવો અને તેને અનુકૂળ સાધન સામગ્રીનો ઉપયોગ કરવો એમાંજ માણસ જાતનો અભ્યુદય છે.

## ત્યાગ

ત્યાગશબ્દ વિશેષણ વિશિષ્ટ છે. કોઈપણ વસ્તુને છોડવી એનું નામ ત્યાગ છે. ત્યાગમાં હેતુ, સબળ અને નિર્બળ એ હોય છે. ત્યાગમાં બીજી વસ્તુનો સ્વીકાર પણ રહેલો છે. સ્વીકારણીયવસ્તુ કરતાં ત્યાજ્યવસ્તુ ઊંચી હોવી જોઇએ. જે ત્યાગમાં ત્યાજ્યવસ્તુ નિર્માલ્ય હોય તે ત્યાગ ઉત્તમ ગણાતો નથી. બાકીતો લેવું અને દેવું એ વ્યવહારમાં પણ ત્યાગ રહેલો છે. એ ત્યાગની વ્યાખ્યા ત્યાગશબ્દને લાગુ પાડી શકાય નહિ. એકવાત તો ચોકકસ છે કે ત્યાગનું પરિણામ કોઈ પણ વસ્તુનો સ્વીકાર છે. છતાં ત્યાગના ગૌરવમાં સ્વીકરણીયવસ્તુ યત્કિંચિત હોવાથી તે તરફ લક્ષ રહેતું નથી. માત્ર ત્યાગ જ મુખ્ય મનાય છે. મહાન્ યોગીઓન ત્યાગના ગૌરવની ગાથાઓ એને લઇને જ ગવાણી છે. મહાન્ ત્યાગીઓએ જગત્ પાસેથી લેવા કરતાં જગત્‌ને ખૂબ આપ્યું છે. શ્રી મહાવીર ભગવાન અને મહાત્મા ગૌતમબુધ્ધે

અનેક સંકટો સહન કરી જગતના મનુષ્યોના ભલા માટે પોતાની શક્તિનો ને જ્ઞાનનો ઉપયોગ કર્યો છે. તે પણ દયાર્દ્રભાવે, નિઃસ્વાર્થ-વૃત્તિએ પોતે જે જાણ્યું, જે માણ્યું, પોતાને જેમાં સત્ય લાગ્યું, તે જ દુનિયાના માણસોને બતાવ્યું છે. એ જ એમની મહત્તા અને ઉદારતા આજે આપણે ગાઈ રહ્યા છીએ. એમના જીવનમાંથી એકે વસ્તુ એવી ઉપલબ્ધ નહિ થાય કે, જેઓએ સેવકો કે શિષ્યો પાસેથી કાંઈપણ મેળવ્યું હોય. માત્ર શિષ્યો અને સેવકોએ જે પોતા માટે મેળવ્યું તે જોઈ પ્રસન્ન થયા છે. અને તેમાંથી કોઈ વંચિત ન થાય એટલું જ નહિ પણ હજુ આગળ વધે તેવી ઈચ્છા તેઓએ રાખી છે.

ત્યાગની પ્રેરક પોતાના ધણી તરફની અને પોતાના દેશ તરફની મમતા છે. તોપણ આ ત્યાગ સામાન્ય તો ન જ ગણાય.

પતિપત્ની, પિતાપુત્ર, બંધુ ભગિનીનો સંબંધ એ કૌટુંબિક સંબંધ છે. એ સંબંધનો પોષક સ્વાર્થ છે. છતાં ઘણીવાર એમાં પણ સ્વાર્થની ગૌણતા અને સંબંધની શ્રેષ્ઠતા જોવામાં આવે છે. એ શ્રેષ્ઠતાને લઇને એકબીજા પોતાનાં સુખનો એક બીજા માટે ભોગ આપે છે. અહીં પણ પોતાનાં સુખના ભોગે બીજાઓને સુખી કરવા એમાં પણ એક જાતનો સ્વાર્થત્યાગ રહેલો છે.

અમો પહેલાં જ લખી ગયા છીએ કે ત્યાગમાં હેતુ, સબળ કે નિર્બળ બે રહેલા છે. કયા ત્યાગમાં સબળ હેતુ છે અને કેમાં નિર્બળ છે એ વિચારકોએ વિચારી લેવું જોઇએ.

કેટલાકો એમ માને છે કે ભર્તૃહરિ અને વિક્રમાદિત્ય બે ભાઇઓ હતા. પિંગલા વિક્રમ ઉપર મુગ્ધ હતી, વિક્રમ પિંગલા સિવાય કોઇને પણ ચહાતો ન હતો. દરમિઆન પિંગલાના રૂપમાં મુગ્ધ બની ભર્તૃહરિએ પિંગલાની અનિચ્છાએ પિંગલા સાથે લગ્ન કર્યાં. વિક્રમ મોટાભાઈની ઇચ્છા વિરૂદ્ધ ન થતાં પિંગલાનો, રાજ્યનો અને ભાઇનો બધાનો ત્યાગ કરી ચાલતો થયો છે. પ્રેમ વિનાની પિંગલા જ્યારે ભર્તૃહરિને બેવફા નીવડી ત્યારે ભર્તૃહરિને વૈરાગ્ય થયો. સાથે વિક્રમના આત્મભોગની કિંમત પણ થઇ. જેથી તરત જ વિક્રમ પાસે ક્ષમા યાચી રાજ્ય અને પિંગલાનો સ્વીકાર કરવા આગ્રહ કર્યો. પણ વિક્રમે તે પછી પોતાના ત્યાગને સુદૃઢ બનાવેલો હોવાથી તે માગણીને તુચ્છકારી કાઢી. પોતાના વૈરાગ્યમાં પોતે સુદૃઢ રહ્યા. આ પણ એક

જાતનો ત્યાગ છે. એમ ત્યાગનાં અનેક રૂપ છે. કેટલાક ત્યાગમાં વિવેક હોય છે અને કેટલાક ત્યાગમાં અવિવેક પણ હોય છે.

જુદા જુદા દેશોના ધર્મોમાં પડી ગએલા સાંપ્રદાયિકભેદોના નેતા ધર્મગુરુઓમાં પણ કેટલાક ધર્મગુરુઓ ત્યાગી હોય છે. અને તેઓ પોતાને ત્યાગી માને છે. બીજાઓ પાસે મનાવે છે. બાહ્યદૃષ્ટિથી તેઓ ત્યાગી હોવા છતાં સાંપ્રદાયિક મોહને લઇને એમનો ત્યાગ વ્યવસાયમાં મળી જવાથી તેઓ ખરા ત્યાગી રહી શકતા નથી. પાછલો ઇતિહાસ જોતાં જણાય છે કે પોતાના સંપ્રદાયના સંરક્ષણ માટે ત્યાગી ધર્મગુરુઓએ કાવાદાવાસાથે બીજા સંપ્રદાયના નાશ માટે નહિ ઇચ્છવા યોગ્ય પગલાં ભર્યાં છે. એટલે સાંપ્રદાયિક ધર્મગુરુઓનો જે ત્યાગ એ સાચો ત્યાગ નથી. એમાં પણ જે સાચા ત્યાગી નીકળ્યા છે, તેઓ સંપ્રદાયનો ત્યાગ કરી એકાંતવાસી બન્યા છે. જૈનોમાં શ્રી મહાન્ યોગી આનંદઘનજી અને ચિદાનંદજીનાં નામ પ્રસિદ્ધ છે, તેમ જ બીજાઓમાં કબીર, નરસિંહ મહેતા અને મીરાંબાઇ વગેરેનાં નામ પ્રસિદ્ધ છે. બીજાઓ પણ એવા મહાન્ ત્યાગીઓ ઇસ્લામમાં અને ખ્રિસ્તીઓમાં પણ થઇ ગયા છે. માટે એક વસ્તુનો ત્યાગ કરી તેની સમાનકક્ષાવાળી બીજી વસ્તુનો સ્વીકાર કરવો એનું નામ દુનિયા ભલે ત્યાગ કહેતી હોય પણ વસ્તુતઃ તે ત્યાગ નથી.

સકામત્યાગ અને નિષ્કામત્યાગ એમ બે જાતના ત્યાગમાં કોઇપણ ઇષ્ટવસ્તુની પ્રાપ્તિને અર્થે ત્યાગ કરવામાં આવે, તો તે સકામત્યાગ હોવાથી ઉચો ત્યાગ ગણાતો નથી; કેમકે ઇષ્ટવસ્તુ મેળવવા વર્તમાનકાલીય મનાએલી ઇષ્ટવસ્તુનો ત્યાગ કરી ત્યાગી બનેલ મહાત્માનાં હૃદયમાં

કરેલ ત્યાગ કરતાં ઇચ્છિતવસ્તુની પ્રાપ્તિની ભાવનાની લાલચ એટલી બધી ઉગ્ર હોય છે, કે તે દૃષ્ટિસન્મુખ રાખવાથી ગમે તેવાં કષ્ટ વેઠી રહેલા હોય છે. પંચાગ્નિતપ, ઝાડોની શાખાઓમાં પગ ભરાવી ઉંધે માથે લટકતું, એકપગે ઉભા રહી સૂર્ય સામી આતાપના લેવી, સેવાળ તેમજ લીંમડાના પાનડાં ખાઇ જીવન ટકાવનારા ઘણા ત્યાગીઓની ભૂતકાળની વાતો વાંચીએ છીએ. વર્તમાનકાળમાં પણ એ માંહેલા કેટલાએક નજરે જોઇએ છીએ. પર્વતોની ગુફાઓમાં ભયંકર જંગલોમાં રહેલા એવા ત્યાગીઓની અંતર્ગત કામના (ઇચ્છા) નષ્ટ નથી થઇ તેથી ત્યાગી છતાં એ સાચા ત્યાગી નથી.

નિષ્કામત્યાગમાં કોઇપણ વસ્તુની ઇચ્છા વિના ત્યાજ્યવસ્તુ આત્મભિન્ન પરકીય હોવાથી મારો એ વસ્તુ સાથે મારાપણાનો સંબંધ એ અજ્ઞાનજનક છે. એ અજ્ઞાનજનક સંબંધને મેં આ સંસારમાં પરિભ્રમણ કર્યું છે. માટે આત્માતિરિક્ત કોઇપણ વસ્તુ મારી નથી; હું તેનો નથી આત્મા અને આત્માના જ્ઞાનાદિક ગુણો છે, તેજ મારા છે અને હું તેમય છું. આને માટે એ ભાવનાવાહી નીચે ગાથાઓ આપીએ છીએ.

**एगो मे सासओ अप्पा नाणदंसणसंजुओ, सेसा मे बाहिरा भावा सव्वे संजोगलक्खणा. १ संजोगमूला जीवेण पत्ता दुक्खपरंपरा। तम्हा संजोगसंबंधं सव्वं तिविहेण वोसिरइ. २**

જ્ઞાન, દર્શન, સંયુક્ત મારો શાશ્વતઆત્મા એકજ છે, બાકીના જે બાહ્યપદાર્થ છે, તે સર્વ સંયોગજન્ય છે. ૧ સંયોગને લઇને ઉત્પન્ન થએલ મમતાથી મારાતારાપણામાં અને કર્મબંધન કરી જીવે જન્મ મરણનાં અનેક દુઃખો સહન કર્યાં છે. માટે આજથી હું તે સંયોગ

સંબંધેનો ત્યાગ કરી મારાં સ્વરૂપમાં રમણ કરીશ, એ ભાવનાથી કરાયેલો ત્યાગ એ નિષ્કામત્યાગ છે.

મોક્ષની ઇચ્છા એ પણ ત્યાજ્ય છે. જ્યાં સુધી મોક્ષની ઇચ્છા હૃદયગત હોય છે, ત્યાંસુધી મોક્ષની પ્રાપ્તિ થતી નથી. માટે મોક્ષને માટે કરાએલો ત્યાગ પણ એક જાતનો સકામ ત્યાગ છે. ત્યાગમાં માત્ર સમભાવ કેળવવો જોઇએ. સમભાવ એ રાગદ્વેષની નિવૃત્તિનું કારણ છે.

ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ માટે અગર અનિષ્ટ વસ્તુના કંટાળાને લઇને જે ત્યાગી બનવું એ ત્યાગ નથી, રાજમહેલમાં રહેનાર કે જંગલમાં ખંડની ઝૂંપડીમાં રહેનાર બન્ને એક સરખા છે. ઝૂંપડીમાં રહેનાર પોતાની ઝૂંપડીને રાજમહેલ માને છે. તેથી ઝૂંપડીના ત્યાગમાં દુનિયાની દષ્ટિમાં ભલે ફેર લાગે. રાજમહેલના ત્યાગીને છતી ઋદ્ધિનો ત્યાગી માને અને ઝૂંપડીના ત્યાગીને ગરીબ ત્યાગી દુનિયા ભલે માને, પણ બન્નેનો ત્યાગ ત્યાગદષ્ટિએ સમાન છે. કારણ કે વસ્તુના ત્યાગમાં મહત્તા નથી, પણ વસ્તુપરની મમતાના ત્યાગમાં મહત્તા છે.

મનુષ્યજીવનની બે બાજુ હોય છે. અને તે તત્ત્વતઃ સ્વરૂપમાં પરસ્પર વિરોધી પણ હોય છે. એ બન્ને બાજુને જો આપણે વિશિષ્ટતા આપીએ તો એ બન્ને બાજુ નિરર્થક ઠરે છે, એકથી બીજાને વિશિષ્ટતા આપવામાં પ્રમાણ જોઇએ, અનુક્રમ જોઇએ અને ભાવના જોઇએ. કાર્યક્રમ જોઇએ અને તેને અંગેનો ઉત્સાહ પણ જોઇએ. ઇચ્છિત માનસસૃષ્ટિ નિર્માણ કરવી હોય તો માનસિક પ્રેરકતા, અદમ્ય ઉત્સાહ અને ઉજ્વળ સ્વાર્થત્યાગ જોઇએ. કેમકે કોઇપણ વિશિષ્ટ કાર્યક્રમ

આપણી નજર સમક્ષ રાખવો જોઈએ. તેને માટે ઉત્સાહ તેમ જ, સ્વાર્થત્યાગ પહેલો જોઈએ.

ત્યાગમાં આ સમજણ ત્યાગ પછી પણ સમન્વય છે, અને ત્યાગ પહેલાં પણ સમન્વય છે. સમજણપૂર્વકનો ત્યાગ એ ઉત્તમ ત્યાગ છે ત્યાગ પછીની સમજણ પણ ત્યાગને ઉપયોગી છે. એ બન્ને જાતની સમજણ વિનાનો ત્યાગ વસ્તુતઃ ત્યાગ નથી. તેમ વેશમાં પણ ત્યાગ નથી. ત્યાગમાં વેશ હોય શકે અને તે ત્યાગ પોતે જ તેવા વેશને રચી શકે.

સાંપ્રદાયિક ત્યાગીઓના વેશો એ તો સંપ્રદાયોની જાહેરખબર છે. પણ તે ત્યાગે ઘડેલો વેશ નથી. નિષ્કામત્યાગ એ જ ખરો ત્યાગ છે. એ ત્યાગમાં નથી વેશની પ્રધાનતા કે નથી સાંપ્રદાયિક વિશિષ્ટતા.

સ્ત્રીઓ માટે રાજગાદી ત્યાગનારાઓની પ્રશંસા, રાજગાદીના લાલચુ રાજગાદીના ત્યાગમાં મહત્તા માની ભલે કરે, અને સ્ત્રી માટે રાજગાદીના ત્યાગમાં સ્ત્રી આશકો (પ્રેમી પુરુષો) મહત્તા માને, એમાં ખરો ત્યાગ નથી પણ પોતપોતાના વિચારોનું પ્રદર્શન છે.

ત્યાગનો વિષય જુદી જુદી રીતે ચર્ચી છેવટ અમો એ જ કહેવા માંગીએ છીએ કે નિષ્કામત્યાગ એ જ ઉત્તમ ત્યાગ છે.

Y

# સંગીતકળા

સંગીત શબ્દ સારું ગાવામાં વપરાય છે. સારું એટલે આબાળ-
ોપાલ દરેકને કર્ણપ્રિય અને હૃદયપ્રિય લાગે તે. સંગીત એ ધ્વનિ
છે. જેનો વિકાસ તથા વ્યવસ્થા તે સંગીતકળા છે. ધ્વનિ તંતુમાંથી,
ઘન વસ્તુમાંથી અને સુષિર પોલાણવાળી વસ્તુમાંથી નીકળે છે. તેને
લઈને તંતુવાદ્ય, સારંગી, સતાર, દિલરૂબા, ફિડલ વગેરે. ઘનવાદ્ય,
મંજીરાં, કાંસી ( ઝાંઝ.), થાળી, ગજવેલના કટકા, ઘંટ, ઘંટડી,
ઘૂઘરા વગેરે. સુષિરવાદ્ય તબલાં, મૃદંગ, ઢોલ, ત્રાંસાં, ખંજરી, ડફ,
બંસી, પાવા, સરણાઈ, તુરી, વગેરે, વાજિંત્રોની ઉત્પત્તિ થઈ છે. કેમકે
એ બધા ધ્વનિજનક છે. સ્વરની ઉત્પત્તિ અકરાદિ જે સ્વર છે તેમાંથી

થઇ છે. એક અક્ષરના અક્ષર ઉચ્ચારભેદ થાય છે. એ ધ્વનિની એ જાતની તરતમતા છે. દીર્ઘઉચ્ચાર, હ્રસ્વ, દ્વિઉચ્ચાર અને પ્લુત જે ઉચ્ચારમાં છેલ્લો અક્ષર ખેંચીને બોલાય છે એ. ઉદાત્ત ઉંચે સ્વરે બોલાય, અનુદાત્ત નીચે સ્વરે બોલાય, સ્વરિત સમાન કક્ષાએ બોલાય, નીંગ સાથે બોલવું તેને અનુનાસિક કહે છે. આગળ વિસર્ગ રાખી બોલવું એ અનનુનાસિક કહેવાય છે. એ બધા સ્વરોના ઉચ્ચારમાં પણ જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ ધ્વનિભેદ હોય છે. ધ્વનિમાં પણ કોમળ તીવ્રપણું હોય છે. ધ્વનિ બે જાતના હોય છે. એક વ્યક્ત અને બીજો અવ્યક્ત. વ્યક્ત ધ્વનિમાં અક્ષરોચ્ચાર હોય છે. એ અક્ષરોચ્ચાર કંઠથી, તાળુથી, દાંતથી, ઓષ્ઠથી થાય છે અને કેટલાક ઉચ્ચાર એની સહાયથી પણ થાય છે. અવ્યક્ત ધ્વનિમાં અક્ષર ન સમજાય પણ ઉચ્ચાર કર્ણપ્રિય લાગે. અવ્યક્તધ્વનિ પણ બોધક હોય છે. અને મન ઉપર અસર કરે છે. એ અવ્યક્ત ધ્વનિ પક્ષીઓના ગળામાં વધારે હોય છે. ખાસ અમુક અમુક પક્ષી અમુક અમુક સ્વરથી જ બોલે છે. જેમકે કોયલ પંચમ સ્વરથી બોલે છે. મોર ટીપના સ્વરથી બોલે છે. કબૂતર ખરજના સ્વરમાં બોલે છે. એમ દરેક પક્ષીઓના સ્વરમાં સપ્રમાણ સ્વર વ્યક્ત થાય છે.

૧ ષડજ, ૨ ઋષભ, ૩ ગંધાર, ૪ મધ્યમ, ૫ પંચમ, ૬ ધૈવત, ૭ નિષાદ અને ૮ મો ટીપનો સ્વર એનાં ટુંકા નામ સા રી ગ મ પ ધ ની સા. બોલવામાં આવે છે. એમાં સ અને પંચમ સિવાયના દરેક સ્વર કોમળ અને શુદ્ધ એમ બે જાતના હોય છે. એ બધા ટીપના સાથે ગણીએ તો તે તેર સ્વર થાય. છે. બોલવામાં સામાન્ય માણસ ન સમજી શકે તેવો તેમાં કંપ હોય છે. એ કંપના સૂક્ષ્મભેદોને મૂર્છના

કહેવામાં આવે છે:-એ સ્વરોના તાલપલટા ગવૈયા લોકો લે છે. આપણે જેને અલ્પવિરામ, પૂર્ણવિરામ કહીએ છીએ; જૈનો જેને સંપદા કહે છે એ વિરામ તાલમાન, તાલભેદ ગવૈયાઓના વિરામ ચિન્હો છે. એ તાલના પણ મનુષ્ય જાતે અનેક ભેદ શોધી કાઢયા છે. જેમ જેમ સંગીતકળા ખીલતી ગઈ તેમ તેમ તેમાં સુધારા થતા ગયા છે. ૭ રાગ અને એકેક રાગની ૭ ૭ રાગણી મળી છત્રીશ રાગણીના ભેદ સંગીતકળાવિદોએ શોધી તેના જુદાં જુદાં ગુણનિષ્પન્ન નામ પાડ્યા છે. આ સંગીતવિષયની શોધ અને કળા ઘણી જુની છે, કેમકે ચાર વેદમાં એક સામવેદ છે. જેમાં સંગીતનો જ વિષય ભરેલો છે. બ્રાહ્મણલોકો જે ક્રિયમાણોમાં વેદમંત્રોચ્ચાર કરે છે, તેમાં પણ તેઓ સ્વરભેદ ઉંચા નીચા આડા હાથના એક્ટીંગ કરી બતાવે છે. ચાર વેદના ચાર ઉપવેદ છે તેમાં સામવેદનો ગાંધર્વ ઉપવેદ છે.

ગાનારને ગાતાં નસેનસની કસરત મળે છે, છાતી મજબૂત થાય છે, ગાવાથી જઠરાગ્નિ વધે છે. ગાવાથી અને ગાયન સાંભળવાથી શારીરિક અને માનસિક રોગ નાશ પામે છે. પૂર્વે અનેક રોગો સંગીતથી દુર કરેલાના દાખલાઓ આપણે વાંચીએ છીએ. કેટલાકો તો એમ પણ માને છે, કે દરેક રાગના અધિષ્ઠાયક દેવો છે. તેથી ખરા ગવૈયાઓ અમુક અનુષ્ઠાનથી રાગને સિદ્ધ કરતા હતા, અને તેથી તેઓ અમુક અમુક રાગથી અમુક અમુક કાર્ય કરી બતાવતા. મલ્હાર રાગથી વરસાદ વર્ષાવતા હતા. દીપક રાગથી દીવા થઇ જતા હતા. જોગીઆ રાગથી નિદ્રા આવી જતી હતી. વળી કેટલાક રાગ તો એવા હતા કે પથ્થરને મીણ જેવા બનાવી દેતા હતા. રાગની અસર કુદરત ઉપર થાય છે. વાતાવરણમાં રાગ સુધારો કરી શકે છે. વનસ્પતિ ખીલી

નીકળે છે, પાણી સ્થિર થઈ જતું, માણસ અને પશુપક્ષીઓ થંભી જતાં. આ બધા પ્રયોગો પણ સંગીતસાધક પુરુષો પૂર્વકાળમાં કરતા હતા.

સંગીત જેમ આનંદ આપનાર છે. તેમ કરુણાને લાવનાર છે. સંગીત વિવાહમાં પણ ગવાય છે અને મરણમાં પણ સ્ત્રીઓ છાજીયા ગાતાં ગાતાં લે છે. તેને માટે ખાસ સુસ્વરકંઠી સ્ત્રીઓને રોકવામાં આવે છે. કેટલાંક શહેરોમાં હાલ પણ તેવી સ્ત્રીઓને બોલાવવામાં આવે છે. આ કામમાં લંઘીઓ વધારે હોશિઆર હોય છે. મુસલમાનોમાં પણ કરુણાજનક પ્રસંગે મરસીયા ગાય છે. ઉપદેશકો ઉપદેશ દેવામાં પણ સંગીતનો ઉપયોગ કરે છે. તીર્થંકર મહારાજ માલકોશ રાગમાં જ દેશના આપતા હતા. ગાથા કે પદ્યાત્મક શાસ્ત્રરચનામાં પણ સંગીત જ ભરેલું છે. કોઈ પણ શ્લોક કે ગાથા છંદ વિના બોલાય તો તે કુતરાએ ખડ ખાધા જેવું લાગે છે. કબીર, નરસિંહમહેતા, મીરાંબાઇ, અખો, પ્રેમાનંદ, શ્રી આનંદઘનજી,.. તથા ચિદાનંદજી, મનસુર વગેરે સંતો પણ સંગીતમાં જ પોતાનું હૃદય ઠાલવી ગયા છે. જે ગીતો હાલમાં સાક્ષર અને નિરક્ષર તમામ ગાઈ રહ્યા છે. પ્રસંગોપાત કહેવું જોઈએ કે, સંગીત જૈનોએ ખૂબ ખીલવ્યું છે. જેટલાં સ્તવનો, સજ્ઝાય, ચોપાઈ. ચોઢાળીયાં, રાસા, જૈનાચાર્યોએ કરેલા છે, તેટલા બીજા કોઈ સંપ્રદાયવાળાએ કરેલા નથી. નિષ્પક્ષપાત ઇન્સાફની ખાતર કહેવું પડે છે કે, એક વૈષ્ણવસંપ્રદાયે સંગીતને ખૂબ અપનાવેલ છે. ઉંચામાં ઉંચું સંગીત પણ વર્તમાનકાળમાં તેઓ જાળવી રહ્યા છે, એટલુંજ નહિ પણ વ્રજભાષામાં જે પદો રચાયાં છે તે પદોને હાલપણ ગવૈયા લોકો ગાવામાં અગ્રસ્થાન આપે છે.

દુનિયાના માનવોએ માનેલાં જેટલાં દેવદેવીઓ છે, તેમની સ્તુતિઓ પણ સંગીતમાં જ ગવાય છે. પશુપક્ષીઓને પણ સંગીત બહુ પ્રિય હોય છે. સંગીતમાં ઉંચ નીચનો ભેદ હોતો નથી, કેમકે સર્વમાન્ય વ્યાપક વસ્તુ સંગીત છે. વનના મૃગલા સંગીત પાછળ ગાંડા બને છે. એટલું જ નહિ પણ સંગીતનું જ્ઞાન તેમને સ્વાભાવિક હોય છે. સર્પ પણ સંગીતપ્રિય છે. જ્યારે મોરલી વાગે છે, ત્યારે સર્પ મોરલી ઉપર ડોલે છે. મોરલી જરાપણ બેસૂરી થાય છે કે, તરત સર્પ મોરલી ઉપર ફેણ પછાડે છે. હાલમાં અમેરીકામાં ગાયોને દોહ્યા પહેલા સંગીત સંભળાવે છે; એટલે ગાય હર્ષમાં ખીલી નીકળે છે, અને તે વખતમાં અખૂટ પ્રાસવો મૂકી દે છે, જેને લઇને એક ગાય એકેક મણ દૂધ આપે છે. દૂધ આપવામાં સંગીત સાથે ઉંચી માવજત પણ કારણભૂત છે.

મનુષ્યમાં બાળકથી લઇને વૃદ્ધ પર્યંત દરેકને સંગીત પ્રિય છે. જે નાનું બાળક તદ્દન અજ્ઞાની હોય છે, ઘોડીઆમાં સુતું હોય છે, તેને હાલરડાં ગાઈ સંભળાવી રડતું બંધ કરવામાં આવે છે. અર્થાત્ તેવાં બાળકને પણ સંગીત પ્રિય હોય છે. વીરપુરુષો જ્યારે વીરરસ ભરેલા વાજિંત્રો અને ભાટ ચારણોના કવિત સાંભળે છે, ત્યારે તેઓ એટલા બધા વીરરસમાં મસ્ત બની જાય છે કે, સગાંસંબંધીને દુનિયાને તથા પોતાને ભૂલી જાય છે. મારવું કે મરવું એ જ એમના મગજમાં ધૂન ભરાઈ જાય છે. દર્દી પણ સંગીતથી શરીરવ્યથા ભૂલી જાય છે. તેથી જ કહ્યું છે કે:—

> सुखिनि सुखनिदानं दुखितानां विनोदः
> श्रवणहृदयहारी मन्मथस्याग्रदूतः ।

अतिचतुरसुगम्यो वल्लभः कामिनीनां
जयति जगति नादः पंचमश्चोपवेदः ॥

સુખીમાં સુખનું સાધન, દુઃખિતોને વિનોદ-હર્ષ આપનાર, કર્ણ અને હૃદયને આકર્ષનાર, કામદેવનો અગ્રદૂત કેમકે શૃંગાર જેટલો સંગીતમાં પોષાય છે તેટલો સાદી ભાષામાં પોષાતો નથી. ચતુર પુરુષોને અતિપ્રિય, જેઓ સંગીતજ્ઞ હોય છે, તેઓ સંગીતની ખાતર શરીર કુરબાન કરે છે. સ્ત્રીઓને સંગીત સ્વાભાવિક પ્રિય હોય છે. કોમળકંઠી સ્ત્રીઓના કંઠમાંથી નીકળેલું સંગીત વધારે આકર્ષક મનાય છે. માટે શ્લોક કરનાર કહે છે કે પાંચમો ઉપવેદ—નાદ સદા જયવંત રહો.

દરેક દેવોએ સંગીતને માન આપ્યું છે. શ્રીકૃષ્ણે બંસી બજાવી ગાયોને અને વ્રજની નારીઓને તેમજ ગોપાલોને વશ કર્યાં હતા. નારદજી પણ તંબૂરને એક ઘડી પણ દૂર મૂકતા ન હતા. સરસ્વતીએ પોતાના હાથમાં વીણા ધારણ કરી, શંકરે ડમરૂ હાથમાં રાખ્યું એટલુંજ નહિ પણ કેટલાકની માન્યતા તો એવી છે કે अ इ उ ण ऋ ऌ क वगेरे સ્વર અને વ્યંજન ડમરૂમાંથી શંકરે કાઢ્યા છે. શ્રીકૃષ્ણે મુખમાંથી, સરસ્વતીએ હાથમાંથી, અને શંકરે હાથ અને પગમાંથી સંગીત ગાઈ બતાવેલ છે. શંકર નાચ્યા ત્યારે પગમાંથી તાલમાન બતાવી આપેલ છે. તાંડવનૃત્ય વગેરેની શરૂઆત શંકરથી થએલી છે. આવી રીતે સંગીત મહાન પુરુષોથી ઉત્પન્ન થએલ છે, અને મહાન પુરુષોએ સ્વીકારેલ છે, તે સંગીત વર્તમાનકાળમાં કેવી સ્થિતિએ પહોંચ્યું છે તે જોતાં દુઃખ થાય છે. જે સંગીતકળા દરેકના ઘરનો શૃંગાર હતી,

તેજ સંગીતકળા વિદૂષી ધરો જેઇને કાળજું કંપે છે. વળી પાછળથી સંગીત જે આનંદનું સાધન હતું, તે આજીવિકાનું સાધન બનીજવાથી નાટકકારોએ અને નૃત્યકારિકાઓએ સ્વીકાર્યું, જેથી સંગીતનું માન ઘટયું. સંગીતમાં વર્ણસંકરતા આવી અને જે સંગીત સ્તુત્ય, દેવોને પ્રિય હતું તે જ સંગીત નિંદનીય થઇ પડયું છે એટલું જ નહિ પણ મૂર્ખોના મુખથી નીકળતાં કર્ણકટુ ગીતે સંગીતનું ખૂન કર્યું છે. જે સંગીતથી દેવો પ્રસન્ન થતા હતા, તેજ મૂર્ખોનું સંગીત દેવોને તો શું પણ મનુષ્યોને પણ ત્રાસદાયક થઇ પડયું છે. જે સંગીતથી રાવણે તીર્થંકર નામકર્મ બાંધ્યું હતું અને રાવણની સ્ત્રી મંદોદરી જેમાં સહાયક થઈ હતી, તે જ સંગીત ભક્તોના ઘરમાંથી નાશ પામ્યું છે. કોઇ ભૂલેચુકે તેવાં સંગીતનું શિક્ષણ સ્ત્રી કે પુરુષ લે તો મૂર્ખશિખરો તેને ઉતારી પાડવાની વાતો કરે છે. આથી સંગીત ખૂબ લુપ્તપ્રાય થઇ ગયું. પરંતુ સુભાગ્યે હાલમાં થોડુંક વર્ષો શાળાઓમાં સંગીતની શરૂઆત થઈ છે, તેથી લોકો સંગીતપ્રિય બનતા જાય છે. ભવિષ્યમાં જગતપ્રિય સંગીત ઉચ્ચશિખરે પહોંચશે એવી આશા રાખીએ છીએ.

Y

अतिचतुरसुगम्यो वल्लभः कामिनीनां
जयति जगति नादः पंचमश्चोपवेदः ॥

સુખીમાં સુખનું સાધન, દુઃખિતોને વિનોદ-હર્ષ આપનાર, કાર્નું અને હૃદયને આકર્ષનાર, કામદેવનો અમદૂત કેમકે શૃંગાર જેટલો સંગીતમાં પોષાય છે તેટલો સાદી ભાષામાં પોષાતો નથી. ચતુર પુરુષોને અતિપ્રિય, જેઓ સંગીતજ્ઞ હોય છે, તેઓ સંગીતની ખાતર શરીર કુરબાન કરે છે. સ્ત્રીઓને સંગીત સ્વાભાવિક પ્રિય હોય છે. કોમળકંઠી સ્ત્રીઓના કંઠમાંથી નીકળેલું સંગીત વધારે આકર્ષક મનાય છે. માટે શ્લોક કરનાર કહે છે કે પાંચમો ઉપવેદ-નાદ સદા જયવંત રહો.

દરેક દેવોએ સંગીતને માન આપ્યું છે. શ્રીકૃષ્ણે બંસી બજાવી ગાયોને અને વ્રજની નારીઓને તેમજ ગોપાલોને વશ કર્યાં હતા. નારદજી પણ તંબૂરને એક ઘડી પણ દૂર મૂકતા ન હતા. સરસ્વતીએ પોતાના હાથમાં વીણા ધારણ કરી, શંકરે ડમરૂ હાથમાં રાખ્યું એટલું જ નહિ પણ કેટલાકની માન્યતા તો એવી છે કે अ इ उ ण ऋ ल क વગેરે સ્વર અને વ્યંજન ડમરૂમાંથી શંકરે કાઢયા છે. શ્રીકૃષ્ણે મુખમાંથી, સરસ્વતીએ હાથમાંથી, અને શંકરે હાથ અને પગમાંથી સંગીત ગાઇ બતાવેલ છે. શંકર નાચ્યા ત્યારે પગમાંથી તાલમાન બતાવી આપેલ છે. તાંડવનૃત્ય વગેરેની શરૂઆત શંકરથી થએલી છે. આવી રીતે સંગીત મહાન પુરુષોથી ઉત્પન્ન થએલ છે, અને મહાન પુરુષોએ સ્વીકારેલ છે. તે સંગીત વર્તમાનકાળમાં કેવી સ્થિતિએ પહોંચ્યું છે તે જોતાં દુઃખ થાય છે. જે સંગીતકળા દરેકના ઘરનો શૃંગાર હતી,

તેજ સંગીતકળા વિરૂધ્ધ ધરી જેઇને કાળજુ કંપે છે. વળી પાછળથી સંગીત જે આનંદનું સાધન હતું, તે આજીવિકાનું સાધન બનીજવાથી નાટકકારોએ અને નૃત્યકારિકાઓએ સ્વીકાર્યું. જેથી સંગીતનું માન ઘટ્યું. સંગીતમાં વર્ણસંકરતા આવી અને જે સંગીત સ્તુત્ય, દેવોને પ્રિય હતું તેજ સંગીત નિંદનીય થઇ પડયું છે એટલું જ નહિ પણ મૂર્ખોના મુખથી નીકળતાં કર્ણકટુ ગીતે સંગીતનું ખૂન કર્યું છે. જે સંગીતથી દેવો પ્રસન્ન થતા હતા, તેજ મૂર્ખોનું સંગીત દેવોને તો શું પણ મનુષ્યોને પણ ત્રાસદાયક થઇ પડયું છે. જે સંગીતથી રાવણે તીર્થંકર નામકર્મ બાંધ્યું હતું અને રાવણની શ્રી મંદોદરી જેમાં સહાયક થઇ હતી, તે જ સંગીત ભક્તોના ઘરમાંથી નાશ પામ્યું છે. કોઇ ભૂલેચુકે તેવાં સંગીતનું શિક્ષણ સ્ત્રી કે પુરૂષ લે તો મૂર્ખશેખરો તેને ઉતારી પાડવાની વાતો કરે છે. આથી સંગીત ખૂબ લુપ્તપ્રાય થઇ ગયું. પરંતુ સુભાગ્યે હાલમાં થોડુંક થયાં શાળાઓમાં સંગીતની શરૂઆત થઇ છે, તેથી લોકો સંગીતપ્રિય બનતા જાય છે. ભવિષ્યમાં જગતપ્રિય સંગીત ઉચ્ચ-શિખરે પહોંચશે એવી આશા રાખીએ છીએ.

Y

# આચાર્ય કેવા હોવા જોઇએ

## ( ૧ )

પંચપરમેષ્ઠીમાં આચાર્યપદની ગણના ત્રીજે પદે કરવામાં આવી છે. નવકારમંત્રનું ત્રીજું પદ આચાર્યને નમસ્કાર કરવાનું આવે છે. નવપદમાં પણ આચાર્યપદ ત્રીજું લીધેલું છે. આપણે જાણીએ છીએ કે, પંચપરમેષ્ઠીની અને નવપદની પૂજા તીર્થંકરની મૂર્તિ આગળ ભણાવવામાં આવે છે. એટલે આચાર્યના ગુણોનો સમાવેશ અરિહંત-પદમાં થઈ જાય છે. તેવા અરિહંત મહારાજના અમુક ગુણો આચાર્યમાં હોય તો જ તે આચાર્ય બની શકે. એટલે આચાર્યપદ જે ગુણોને લઇને પ્રાપ્ત થાય છે, તે ગુણો જેમાં હોય તે જ આચાર્યપદને ધારણ કરી શકે. એ વાતની કોઈથી પણ ના પાડી શકાય તેમ નથી. આટલું લખ્યા પછી—

"पंचिंदिय संवरणो तह नवविहबंभ चेर गुत्तिधरो । चउविह कसाय मुक्को इय अट्ठारस गुणेहिं संजुत्तो,, '१ पंच महव्वय जुत्तो पंचविहायार पालण समथ्थो ।' पंच समीओ तिगुत्तो छत्तीस गुणो गुरु मज्झ. २

પાંચ ઇંદ્રિય એટલે કાન, આંખ, નાસિકા, જીહ્વા અને શરીર એ પાંચે ઇંદ્રિયના વિષયોને જીતનાર; મતલબ નિંદા, સ્તુતિ, સાંભળતાં જેને રાગદ્વેષ થાય નહિ, આંખથી અણગમતા રૂપરંગ તરફ તિરસ્કારની તેમ જ ગમતાં રૂપરંગ તરફ આકર્ષણની લાગણી થાય નહિ. નાકને સુગંધિથી આનંદની અને દુર્ગંધિથી તિરસ્કારની લાગણી ન થાય, જિહ્વા માટે નીરસ આહાર મળે તો પણ ખેદ ન

થાય, અને ષડ્રસ સ્વાદવાળો આહાર મળે તો તેમાં આસક્તિ જેને ન હોય. શરીરને અનુકૂળ કે પ્રતિકૂળ સ્પર્શ પ્રાપ્ત થએ પણ હર્ષ, શોક જેમને ન હોય, એવી રીતે પાંચ ઇંદ્રિયો જેમણે જીતી હોય, એવા તેમ જ નવ પ્રકારે બ્રહ્મચર્યને પાળનારા, ૧ જ્યાં સ્ત્રીઓની વસ્તી હોય ત્યાં રહે નહિ, ૨ સ્ત્રી સંબંધી પ્રેમવાર્તા પોતે કરે નહિ, તેમ સાંભળે નહિ. ૩ જે આસન ઉપર સ્ત્રી બેઠી હોય તે આસને બે ઘડી સુધી બેસે નહિ. ૪ સ્ત્રીનાં અંગોપાંગ સરાગદૃષ્ટિથી ન જોવે. ૫ ભીંતને આંતરે સ્ત્રી પુરુષ રહેતા હોય, તેવાં મકાનમાં પોતે રહે નહિ. ૬ ગૃહસ્થાવાસમાં જે સાંસારિકસુખ ભોગવ્યાં હોય તેને યાદ લાવે નહિ. ૭ ઇંદ્રિયને વિકાર ઉત્પન્ન કરે એવા રસકસવાળા આહારને ન લે તેમ જ ૮ અતિશય અન્ન ઉપરાંત આહાર પણ લે નહિ. ૯ પોતાના શરીરને કિમ્મતી વસ્ત્રાદિકથી શોભિત બનાવે નહિ. વળી ચાર કષાય, ક્રોધ, માન, માયા, લોભ એ ચારથી રહિત. પાંચ મહાવ્રત-૧ સર્વથા એકેંદ્રિયથી લઈ પંચેંદ્રિય સુધીના તમામ જીવોની હિંસાનો ત્યાગ. ૨ સૂક્ષ્મમાં સૂક્ષ્મ અસત્ય ન બોલવું. એટલે સર્વથા અસત્યનો ત્યાગ. ૩ સર્વથા ચોરીનો ત્યાગ કે એક તણખલા જેવી ચીજ પણ રજાવિના ગ્રહણ ન કરે, એટલું જ નહિ પણ સ્થંડિલ, માત્રા વગેરેમાં જે ભૂમિનો ઉપયોગ કરવો પડે તેને માટે પણ ઇંદ્ર મહારાજની આજ્ઞા લેવી જોઇએ. ૪ સર્વથા ઉપર બતાવેલ નવવિધ ( નવવાડ સહિત ) બ્રહ્મચર્યને પાળે, પાંચમો સર્વથા પરિગ્રહનો ત્યાગ-એટલે સામાન્યમાં સામાન્ય ચીજપર મૂર્છા હોય તો તે પણ પરિગ્રહ લેખાય છે. એ પાંચ મહાવ્રત અને પાંચ આચાર, ૧. જ્ઞાનાચાર પોતે જ્ઞાન ભણે અને બીજાઓને અપ્રમત્ત-પણે ભણાવે, ૨. પોતાનું સમ્યક્ત્વ ઉજ્જ્વળ રાખી બીજાના સમ્યક્ત્વને

શુદ્ધ કરે. ૩. ચારિત્રચાર, પોતે શુદ્ધ ચારિત્ર પાળે ,બીજાઓને પળાવે. ૪. તપાચાર-પોતે તપ કરે અને બીજાઓને કરાવે. ૫. વીર્યાચાર-પોતે સંજમ પાળવામાં જ્ઞાનધ્યાનમાં પોતાના શારીરિક તેમજ માનસિક-બળનો સતત ઉપયોગ કરે. બીજાઓ માટે પણ તેવી જ કાળજી રાખે. પાંચ સમિતિ. ૧. ઇર્યા સમિતિ, નીચીદૃષ્ટિએ ધોંસરા પ્રમાણે જોતાં ચાલે. કોઇ પણ જીવ વગેરેની હિંસા ન થાય તે માટે કાળજી રાખે. ૨. ભાષા જે વચન બોલવાથી દોષ લાગે એવું વચન કદી પણ બોલે નહિ ૩. એષણા-એટલે બેંતાલીશ દોષરહિત આહારપાણી ગ્રહણ કરે. ૪. આદાન કોઈ પણ ઉપકરણ વગેરે વસ્તુ લેવી અગર મૂકવી તે પૂંજી સાફ કરી ને ગ્રહણ કરે અગર મૂકે. ૫. પારિઠાવણિયા-પરઠવા જેવી કોઇ પણ ચીજ વિવેકપૂર્વક નિર્દોષ જગ્યાએ પરઠવે. ત્રણ-ગુપ્તિ. ગુપ્તિ એટલે મન, વચન, કાયાના યોગોની પ્રવૃત્તિ જરૂર જણાય તો જ કરે. બનતા સુધી જેમ ઓછી પ્રવૃત્તિ થાય તેમ ઇચ્છે. ૧. મનોગુપ્તિ—અસતવિકલ્પોથી મનને વાળી સત્સંકલ્પમાં અગર સમભાવમાં મનને જોડે. વચન અને કાયાથી ગમે તેટલો સંયમ પાળવામાં આવે પણ મનોનિગ્રહ તરફ દુર્લક્ષ રાખવામાં આવે તો બાહ્ય પ્રવૃત્તિ નિરુપયોગી થઈ પડે છે. પ્રશ્નચંદ્ર રાજઋષિએ મનથી જ સાતમાં નરકની તૈયારી કરી હતી. અને મનથી જ કેવળજ્ઞાન મેળવ્યું હતું. તેથી જ કહ્યું છે કે **मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः** કર્મબાંધવામાં અને છોડવામાં મુખ્ય કારણ મન જ છે ૨. વચન. જે વાણી બોલવાથી દોષ લાગે તેવી વાણી તો નહિ જ; શુદ્ધ વાણી, પણ જેમ ઓછી બોલાય અને જેમ વધારે મૌન સેવાય તેમ વધારે ઉત્તમ છે. તેથી જ કહ્યું છે કે **मौनं सर्वार्थसाधकं**. ૩. કાયગુપ્તિ-કાય-

યોગનો ઉપયોગ જેમ બને તેમ ઓછો કરવો. એટલે પોતાનો વધારે વખત કાયોત્સર્ગમાં અગર બીજા ધ્યાનમાં વ્યતીત કરવો. આવી રીતે આચાર્યના છત્રીશ ગુણ છે. જે આપણે લગભગ રોજ બોલીએ છીએ.

જ્ઞાનવિમળસૂરિ મહારાજે પણ આચાર્યપદ માટે નીચેના શબ્દો ઉચ્ચાર્યા છે.

"नमुं सूरि राजा सदा तत्त्व ताजा, जिनेन्द्रागमे प्रौढ साम्राज्य भाजा, षट् वर्ग वर्गित गुणे शोभमाना, पंचाचारने पाळवे सावधाना. १ भवि प्राणीने देशना देश काले, सदा अप्रमत्ता यथासूत्र आले; जिके शासनाधार दिग्दंति कल्पा जगे ते चिरंजीवजो शुद्ध जल्पा. २.

તત્વજ્ઞાનમાં સદા તાજા, જિનેશ્વર મહારાજના આગમમાં પ્રૌઢ સામ્રાજ્ય ભોગવનારા, છત્રીશ ગુણોથી શોભતા, પાંચ આચાર પાળવામાં સાવધાન, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, તેમ જ દેશકાળને જોઈ ભવીપ્રાણીઓને દેશના આપનારા, અપ્રમત્તભાવે સદા શિષ્યોને સૂત્રની વાંચના આપનારા, જૈનશાસનના દિગ્ગજ, હાથીની માફક આધારભૂત એવા અને શુદ્ધ બોલનારા જગતમાં ચિરંજીવી એવા ગુણવાળા આચાર્યોને હું નમસ્કાર કરૂં છું.

દેવચંદ્રજી મહારાજ પણ આચાર્ય માટે કહે છે કે–

" आचारज मुनि पति गणि गुण छत्रीशो धामोजी, चिदानंद रस स्वादता, परभावे निःकामोजी, निःकाम निर्मल शुद्ध चिद्‌घन, साध्यनिज निरधारथी निज ज्ञान दर्शन चरण वीरज साधना

व्यापारथी, भविजीव बोधक तत्त्वशोधक सयलगुण संपत्ति धरा, संवर समाधि गत उपाधि, दुविध तपगुण आगरा. २

આચારજ મુનિઓના રાજા ગણુના ઉપરી છત્રીશ ગુણુના ધામ છે. ચિદાનંદ ( જ્ઞાનાનંદ ) ના રસનો સ્વાદ લેતાં પરભાવથી નહિ રાચનારા એવા આચાર્ય મહારાજ વળી નિષ્કામવૃત્તિવાળા શુદ્ધ, નિર્મળ, આત્માનંદની રાશિ અને નિશ્ચય જેમનું સાધ્ય છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય એ સાધનાનો જેમનો વ્યાપાર છે, ભવિજીવને બોધ કરનારા તત્વના શોધક સકળગુણરૂપી સંપત્તિને ધારણ કરનારા, ઉપાધિને દૂર કરી સંવરભાવમાં સમાધિને સેવનારા, બાહ્યઅભ્યંતરતપની ખાણ એવા આચાર્ય મહારાજને હું નમસ્કાર કરું છું.

યશોવિજયજી મહારાજ પણ આચાર્યપદની પૂજામાં આચાર્ય માટે શું કહે છે તે વાંચો.

પંચ આચાર જે સુધા પાળે, મારગ ભાખે સાચો;
આચરજ નમિયે તેહ શું, પ્રેમ કરીને જાચો. ૧
વર છત્રીશ ગુણે કરી સોહે, યુગપ્રધાન જન મોહે;
જગ બોહે ન રહે ખિણુ કોહે, સૂરિ નમું તે જોહેરે. ૨
નિત્ય અપ્રમત્ત ધર્મ ઉવએસે, નહિ વિકથા ન કષાય;
જેહને તે આચારજ નમીએ, અકલુષ અમલ અમાયરે. ૩
જે દિએ સારણ વારણ ચોયણ, પડી ચોયણ વળી જનને
પટધારી ગચ્છ થંભ, આચારજ તે માન્યા મુનિમનને. ૪
અથમીએ જિન સૂરજ, કેવળ ચંદ જે જગ દીવો;
ભુવન પદારથ પ્રગટન પટુ તે, આચારજ ચિરંજીવોરે. ૫

પાંચ આચારને જે શુદ્ધ રીતે પાળે, સત્યમાર્ગની પ્રરૂપણા કરે, તે આચાર્યને પ્રેમથી પોતાના હિતની યાચના કરતાં નમસ્કાર કરીએ. જે છત્રીશ ગુણે કરીને શોભે છે, જે યુગપ્રધાન છે, જગતના પ્રાણીઓને પ્રેમથી પોતા તરફ આકર્ષે છે, જગતના જીવોને બોધ આપે છે, ક્ષણમાત્ર પણ ક્રોધ જેમનામાં રહેતો નથી તે આચાર્યને નમસ્કાર કરું છું. જે સદા અપ્રમાદી રહી ધર્મનો ઉપદેશ આપે છે, વિકથા કે ક્રોધ, માન, માયા, લોભ જેમનામાં નથી, તેમજ કોઇ જાતનો મેલ કે માયા, કપટ જેઓમાં નથી, એવા નિર્મળ આચાર્યને હું નમસ્કાર કરું છું. જે જગતના જીવોની સારણા કરે છે, અશુભ પ્રવૃત્તિથી શિષ્યાદિકને વારે છે, શુભ કામમાં પ્રેરણા કરે છે, તે પ્રેરણાની કાળજી વારંવાર રાખે છે. આચાર્યનો ખરો અધિકાર જેમણે ધારણ કર્યો છે, અને જે સમુદાયરૂપી મહેલના આધાર સ્થંભ સમાન છે અને દરેક મુનિઓને જેમના તરફ પૂજ્યભાવ છે, એવા આચાર્યને હું નમસ્કાર કરું છું. કેવળજ્ઞાનરૂપી સૂર્યચંદ્ર અસ્ત થયા પછી જે જગતમાં દીવાની માફક પ્રકાશ કરી રહ્યા છે, જગતના પદાર્થ (દ્રવ્યાનુયોગનું સ્વરૂપ) પ્રગટ કરવામાં જે કુશળ છે તે આચાર્ય સદા ચિરંજીવો એમ ઇચ્છું છું.

આચાર્ય કેવા હોવા જોઇએ એના સંબંધમાં આચાર્યનું વર્ણન શાસ્ત્રોક્ત રીતે ઉચ્ચ કોટીનું આ કરવામાં આવ્યું છે. આ ઉપરથી બીજાઓને પ્રશ્ન કરવાનો અવકાશ રહે છે કે, વર્તમાનકાળમાં જેમ સત્યાવીશ ગુણવાળા સાધુ નથી, પચીશ ગુણવાળા ઉપાધ્યાય નથી તેમ છત્રીશ ગુણવાળા આચાર્ય નથી. માટે શાસ્ત્રોનાં લખાણો કે શાસ્ત્રોમાં કરેલાં વર્ણનો વર્તમાનકાળમાં શા કામનાં છે.? આ પ્રશ્નનો ઉત્તર અમો આ લેખના બીજા ભાગમાં આપશું તે વાંચનારાઓએ યાદ રાખવું.

# આચાર્ય કેવા હોવા જોઈએ

## ( ૨ )

**આ**ચાર્ય કેવા હોવા જોઈએ એ વિજયના લેખોમાં વ્યક્તિની મુખ્યતા બતાવવામાં આવી છે. પરંતુ જે પંચપરમેષ્ઠીમાં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, અને સાધુ–એ પાંચ નામ સ્વીકારવામાં આવ્યાં છે, તે અમોને લાગે છે કે વ્યક્તિ આશરી નથી. પણ એ પાંચ પદ એટલે પાંચ સ્થાન પૃથક્ પૃથક્ ગુણના સમૂહ આશરી હોવા જોઈએ. જેમ વીશસ્થાનકમાં જ્ઞાનપદ છે, બ્રહ્મચર્યપદ છે, વિનયપદ છે, ક્રિયાપદ છે. એવા ઘણાં પદો છે કે જે માત્ર ગુણવાચક છે. છતાં તેને પૃથક્પદો માની તેની સ્તુતિ કરવામાં આવેલ છે. એવી જ રીતે નવપદમાં પણ જ્ઞાનપદ, દર્શનપદ, ચારિત્રપદ અને તપપદ એ પદો પણ ગુણ આશરી છે. છતાં સંખ્યામાં નવપદ ગણવામાં આવે છે. તેથી સમજાય છે, કે પદ એટલે ગુણનું સ્થાન, એ ગુણનું સ્થાન આત્મા છે.

એ આત્મામાં તેવા ગુણો પ્રગટ કરવા એ પદારાધનનો હેતુ છે. એવી જ રીતે પંચપરમેષ્ઠીપદ એ પણ પાંચ સ્થાન છે. તેના જે ગુણો છે, તે આત્મામાં પ્રગટ કરવા, એ એના જપ, પૂજન અને સ્તુતિનો હેતુ છે.

અરિહંતપદ, સિદ્ધપદને ત્રીજે નંબરે આચાર્ય, ચોથે નંબરે ઉપાધ્યાય અને પાંચમે નંબરે સાધુની ગણના હોઈ શકે નહિ. કેમકે બીજે નંબરે સિદ્ધનું સ્વરૂપ કયાં ? અને આચાર્ય ઉપાધ્યાયનું સ્થાન કયાં ? એ વિચારતાં બંધ બેસતી વાત નથી. માટે વ્યક્તિની દષ્ટિને દૂર કરી એ પદનું પૂજન–આરાધન માનવું એ જ યુક્તિયુક્ત લાગે છે.

બીજી વાત એ પણ સમજવા છે કે, દેવ ગુરુ અને ધર્મ એ ત્રણે તત્ત્વ જૈનધર્મમાં મુખ્ય ગણાયાં છે. માટે દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વ એ તત્ત્વત્રયી પંચપરમેષ્ઠીમાં રહેલ છે. અરિહંતશબ્દ, દેવતત્ત્વવાચી; આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, ગુરુતત્ત્વવાચી અને સિદ્ધ એ ધર્મતત્ત્વ વાચી છે. વળી એ પાંચેનો સમાવેશ અરિહંતમાં આવી જાય છે. અરિહંત સાધુ પણ છે. આચારનું સ્વરૂપ બતાવનાર પણ અરિહંત છે. દ્વાદશાંગીનું બીજક બતાવનારા પણ અરિહંત છે. વળી નિશ્ચયનયથી સિદ્ધસ્વરૂપી પણ અરિહંત છે. એ રીતે પંચપરમેષ્ઠીના સ્વરૂપનું ચિંતવન કરવું સ્મરણ કરવું એ વધારે ઉત્તમ છે. આ વિવક્ષા એ જ નવપદની વીશસ્થાનકની કે પંચપરમેષ્ઠીની પૂજા અરિહંતની પ્રતિમાં આગળ ભણાવવામાં આવે છે. આચાર્યની પૂજા વખતે આચાર્યની મૂર્તિ, કે ઉપાધ્યાયની પૂજા વખતે ઉપાધ્યાયની મૂર્તિ, સાધુની પૂજા વખતે સાધુની મૂર્તિ રાખવામાં આવતી નથી. માટે કેટલોક વખત થયાં સાધુઓમાં જે આચાર્ય, ઉપાધ્યાયની પદવીઓ લેવાદેવાનો

રિવાજ શરૂ થયો છે, તે પદવીધારકોની ગણના પંચપરમેષ્ઠીમાં ન હોઇ શકે. એ પદ્ધતિ વ્યવહારદષ્ટિથી પાછળથી અધિકારભેદે ઉભી કરવામાં આવી છે. પંચપરમેષ્ઠી ( નવકારમંત્ર ) તો દ્વાદશાંગી ગણધરોએ ગુંથી ત્યારે જ ગૂંથાએલ છે. તે કાળે આચાર્ય, ઉપાધ્યાયશબ્દની ઉત્પત્તિ પણ ન હતી. કેમકે પ્રભુએ સંઘની સ્થાપના પણ તે પછી જ કરી છે. તેમ આપણે એવા પણ શાસ્ત્રના ઉલ્લેખો વાંચીએ છીએ કે, હજારો આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ નરકે ગયા છે અને જશે. તેથી પણ માનવાને કારણ મળે છે કે, અપાતી પદવીઓવાળી વ્યક્તિઓની ગણના પંચપરમેષ્ઠીમાં કદી પણ હોઇ શકે નહિ.

આટલું લખાણ કરવાનો હેતુ એ છે કે, લોકોની સમજફેર થતી હોય, તો તે દૂર થાય અને પદવીધરો પોતાની ગણના પંચપરમેષ્ઠીમાં ગણવાની ભૂલ ન કરે.

હવે અમો આચાર્ય કેવા હોવા જોઇએ, એ અમારા લેખના અનુસંધાનમાં જે લખવામાં માંગીએ છીએ, તે પદવીધરો આશરી લખીએ છીએ માટે—

**પદવીધર આચાર્ય કેવા હોવા જોઇએ ?**

ગયા અંકમાં અમો આચાર્ય કેવા હોવા જોઇએ, એ સંબંધમાં શાસ્ત્રોમાં કરેલાં વર્ણન પ્રમાણે લખી ગયા છીએ. એ ઉપરથી એવો પ્રશ્ન ઉપસ્થિત થાય કે વર્તમાનકાળમાં જેમ સત્યાવીશ ગુણધારક સાધુ નથી. પચ્ચીશ ગુણયુક્ત ઉપાધ્યાય નથી, એકવીશ ગુણવાળા શ્રાવકો નથી, તેમ છત્રીશ ગુણવાળા આચાર્ય નથી. માટે વર્તમાનકાળને અનુકૂળ જે હોય, તે બરાબર છે. આવા પ્રશ્નનો ઉત્તર

આપ્યા પહેલાં અમારે અમારા વિચારો સ્પષ્ટ દર્શાવી દેવા જોઇએ, કે અમો પણ આટલું તો સ્વીકારીએ છીએ કે જે આચાર્યના ગુણો શાસ્ત્રમાં વર્ણવ્યા છે, તેવા ગુણયુક્ત આચાર્ય ઉપલબ્ધ ન થાય એ બરાબર છે. છતાં એક સ્વાર્થની ખાતર અને બચાવની ખાતર આચાર્યપદવીના લાલચુ સાધુઓ અને તેના ભક્તો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને આગળ ધરી વર્તમાનકાળમાં છત્રીશ ગુણયુક્ત આચાર્ય કર્યાથી હોય, એમ કહે છે. પણ તે વાત માત્ર આચાર્યના બચાવ પુરતી જ કહેવામાં આવે છે, તે સામે જ અમારો વાંધો છે. જો દ્રવ્યક્ષેત્ર કાળભાવનો સ્વીકાર કરી તે પ્રમાણે વર્તન કરે, શાસ્ત્રના ઓઠા નીચે મન માનતી પ્રવૃત્તિ ન કરે તો અમોને વાંધો નથી. પરંતુ વર્તમાનકાળને કોરે મૂકી બીજી જે પ્રવૃત્તિ શાસ્ત્રના નામે કરી રહ્યા છે, એટલું જ નહિ પણ પાટ ઉપર બેસી છાતી કાઢી ભોળા લોકોને ભરમાવી રહ્યા છે, કે અમો જે વાત કરીએ છીએ તે વાત અમારા ઘરની નથી. જુઓ આ શાસ્ત્રમાં લખેલ છે. એ રીતે કહેનારની મતલબ એ છે કે જેમ શાસ્ત્રમાં લખેલ છે, તેમ અમો વર્તીએ છીએ. તેથી અમો શાસનપ્રેમી છીએ. અને જેઓ દ્રવ્ય,ક્ષેત્ર, કાળ, ભાવને માન આપી વર્તનારા છે, તેઓને શાસ્ત્રવિરૂદ્ધ વર્તનાર કહી જૈનશાસનના વૈરીના નામથી સંબોધે છે. તો તેવાઓને અમો સીધો પ્રશ્ન કરીએ છીએ કે, તમો જે આચાર્યપદવી લઈ રહ્યા હો તે શાસ્ત્રોક્ત છે એમ તમો કહી શકશો ? અગર સિદ્ધ કરી શકશો ?

બીજી વાત એ છે કે મહાવીર નિર્વાણ પછી એક સુધર્માસ્વામી જ પટ્ટધર હતા. તે પછી પ્રભવસ્વામી થયા. પછી સ્વયંભવસ્વામી થયા. એમ અમૂક પાટ સુધી એક જ પટ્ટધર જૈનચતુર્વિધ સંઘમાં હતા.

તે પછી બે થયા. ત્યારબાદ કુલગણમાં વધારો થતો ગયો. અને તે પછી તેમાંથી ગચ્છના ભેદો ઉભા થયા. એક એક ગચ્છમાં જુદી જુદી શાખાઓ થઇ. દાખલા તરીકે તપગચ્છમાં વિજય, વિમળ, સાગર વગેરે તેર પાર્ટીઓ થયા. એટલે તેર આચાર્ય પોતપોતાના સમુદાયના થયા. ખરતરગચ્છ વગેરે બીજા ગચ્છોમાં પણ તેમ જ બન્યું. જો કે આ બનાવ ઇચ્છવાયોગ્ય તો ન જ કહેવાય. છતાં તે કાળમાં એક-બીજામાં સંપ હતો, ને શાસન પ્રત્યેની દાઝ હતી. સંઘનું જરૂરી મહત્વનું કાર્ય હોય, ત્યારે સહુ એકમત થઇ વિચારભેદ વિના તે કરતા. એટલે તેઓથી જૈનસંઘોની સ્થિતિ છિન્નભિન્ન નહોતી થઇ. પણ સારાં સ્વરૂપમાં જળવાઇ રહી હતી. હાલમાં તેથી વિપરીત જોવામાં આવે છે. એકતો એ કે, એક એક સંઘાડામાં અનેક સંઘાડા. તેમાં એક આચાર્યની હયાતી છતાં, પોતાના ચાર ચાર પાંચ પાંચ ચેલાઓને આચાર્ય બનાવી દેવા. તેમાં નહિ સકળસંઘની સંમતિ કે નહિ સાધુ-સમુદાયની સંમતિ. પોતાના એક બીજા ચેલા પણ જ્યાં બનેલા આચાર્યોને માન ન આપે, ત્યાં એ આચાર્યોની શી કિમ્મત આંકવી ? શાસ્ત્રની દૃષ્ટિ તો એક બાજુ રહી. પરંતુ વર્તમાનકાળની દૃષ્ટિએ, જેઓમાં વિદ્વત્તા નથી, જેઓમાં રૂપ નથી, જેઓની પ્રતિભા બીજાઓ ઉપર પડી શકતી નથી, જેમના દર્શનમાં આકર્ષણ નથી, સામા મળે તો જોતાં જ જોનારનું મસ્તક નમી પડવું જોઇએ, તે પણ જેમનાં દર્શનમાં નથી. કોઇ આંખે કાંણા, તો કોઇ સૂકલ લકડી, જેમના મુખમાં સુંદરતાનું નામ નિશાન પણ ન મળે, એવા બેડોળ શરીરવાળા જે આચાર્ય બની બેઠા છે, તે તો કોઇરીતે પણ યુકત નથી. એક તરફ વર્તમાનકાળના જૈનોના આચાર્યોને ઉભા રાખો, એક તરફ ભવ્યમૂર્તિ, પ્રચંડકાય

ગ્રેજ્યુએટ થએલા સંન્યાસીઓને ઉભા રાખો. પછી તટસ્થ માણસને પૂછો કે, આ બેમાંથી ભવ્યતાનાં દર્શન કેનામાં થાય છે? અમારી ખાતરી છે કે તટસ્થ માણસ જૈનઆચાર્યોને કદી પસંદ નહિ કરે. આ ઉપરથી અમો એમ કહેવા માગીએ છીએ કે આચાર્યના શરીરમાં સુંદરતા અને વાણીમાં મધુરતા, વર્તનમાં પ્રામાણિકતા અને સ્વભાવમાં સૌમ્યતા તો અવશ્ય હોવી જોઇએ. એ હાલના વર્તમાનકાળમાં થતા આચાર્યોમાં જવલ્લે જ જોવામાં આવે છે.

પ્રતિષ્ઠા વગેરે કાર્યોમાં જે સનાથીઆ પસંદ કરવામાં આવે છે; તે ખોડખાંપણ વિનાના હોય તેને જ સ્વીકારવામાં આવે છે. આચાર્યના શરીરમાં કોઈ જાતની ખોડખાંપણ તો ન જ હોવી જોઇએ. પંડિતાઈ માટે પહેલાં અમો લખી ગયા છીએ, અને ફરી લખીએ છીએ કે માત્ર વિશેષણો લગાડવાથી પોતામાં વિશિષ્ટતા આવી જતી નથી. કારણકે વિશિષ્ટતાની ઓળખાણ માટે વિશેષણો હોય છે. હાલમાં વિશિષ્ટતા વિનાનાં વિશેષણોથી રાચનારા ભલે રાચતા હોય, પણ તેથી વિદ્વાનોમાં તો તેઓ ઉપહાસને પાત્ર જ ઠરે છે. વર્તમાનકાળમાં કેટલાક અનેલા આચાર્યોનાં જીવન એટલાં બધાં ગંદાં અને સડેલાં છે, કે જેનું સ્મરણ થતાં જ કંપારી છૂટે છે. એટલે એ સંબંધી કાંઇ પણ લખાણ કરી અમારી કલમને અમો દૂષિત કરવા માંગતા નથી.

વર્તમાનકાળમાં ચોરાશી ગચ્છ પૈકી કેટલાક ગચ્છો હસ્તી ધરાવે છે. દરેક ગચ્છના જુદા જુદા આચાર્ય હોય એમાં પણ અમોને વાંધો નથી. વાંધો માત્ર ત્યાં છે કે એક એક સંઘાડામાં યોગ્યાયોગ્યની તપાસ વિના ઢગલા મોઢે આચાર્ય થવા માંડયા છે; આથી આચાર્ય-

પદનું મહત્વ ઘટયું છે. અમોને તો બીક રહે છે કે, જેમ પહેલાં પંન્યાસપદવીનું મહત્વ મનાતું, તેનું મહત્વ ઘટી હાલ આચાર્યપદવીનું મહત્વ મનાયું. હવે જો કોઈ યુગપ્રધાનની પદવીની શરૂઆત કરે તો આચાર્યમાંથી બધા યુગપ્રધાન થવા માંડે. જૈન સાધુઓમાં જે પ્રૌઢતા, ગૌરવ, વિચારકપણું જોઇએ તે રહ્યાં નથી. એટલે ગતાનુગતિકતાએ ઘર ઘાલ્યું છે. આ બધાનું કારણ એક જ છે કે સાધુઓપર સંઘના કાબૂ નથી. જ્યાંસુધી સંઘનું સંગઠન નહિ હોય, ત્યાંસુધી સાધુસમાજની અવ્યવસ્થામાં વધારો જ થવાને છે, અને એનાં પરિણામે સાધુસંસ્થાને વિનાશ છે. માટે જુના અગર નવા વિચારના જૈનોને સાધુસંસ્થા ઉપર જો પ્રેમ હોય, અને તેમની જરૂરિઆત સ્વીકારતા હોય તો જૈનસંઘે પોતાનું ઐકયબળ વધારવાની જરૂર છે. સાધુએ એ વાત બરાબર સમજ્યા છે કે, જો સંઘમાં ઐકય થશે તો અમારી સ્વતંત્રતા અને અમારી ઇચ્છાનુકૂળ પ્રવૃત્તિ ઉપર તરત જ અંકુશ મૂકાશે. તેથી તેઓ જૈનસંઘોમાં ભાગલા પડાવી રહ્યા છે. સૌ સૌએ સૌ સૌનો ગરાસ જમાવ્યો છે. સામસામા તેઓદ્વારા લડી એકબીજાના બળને નાશ કરી રહ્યા છે. હાલમાં જે આચાર્યોનું કીડીઆરૂં ઉભરાઈ નીકળ્યું છે, તેનું કારણ એ જ છે કે કોઇ કોઇને કોઇ પણ પૂછે તેમ નથી. વર્તમાનકાળની પરિસ્થિતિ જોતાં નીચેનો શ્લોક વારંવાર યાદ આવે છે.

> सर्वेऽपि यत्र नेतारः सर्वे पंडितमानिनः ॥
> सर्वे महत्त्वमिच्छंति तद्वृंदमवसीदति ॥

જ્યાં સર્વે નેતા બની બેઠા હોય, સર્વે પોતપોતાને પંડિત—

ડાહ્યાં માનતા હોય, અને જ્યાં સર્વેને મોટાઈ જોઈતી હોય તે સમુદાય પરિણામે દુઃખી થાય છે.

આનંદઘનજી મહારાજ પણ પોતે દર્દભરી ભાષામાં કહી ગયા છે કે—
गच्छना भेद बहु नयणे निहालतां तत्वनी वात करतां न लाजे,
उदर भरणादिक निज काज करतां थकां, मोह नडिया कलि
काल राज्ये" ગચ્છના ભેદો પાડી પોતપોતાના ગચ્છને મહત્ત્વ આપનારા ગચ્છના મોહમાં પડી, ગચ્છની વૃદ્ધિ કરવામાં પોતાના જીવનની ને શાનની ને બળની બરબાદી કરનારાઓ પાટ ઉપર બેસી તત્ત્વની વાતો સમજાવતાં, એટલે રાગદ્વેષને જીતી, સમભાવ પ્રાપ્ત કરી, પરભાવથી વિરમી, સ્વભાવમાં રમણ કરી, કર્મક્ષય કરી, કેવળજ્ઞાન મેળવી, શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટ કરી, મોક્ષે પહોંચવા સુધીની વાતો કરનારાઓ શરમાતા નથી. તેમને લાજ આવતી નથી કે, ગચ્છના મોહમાં ડુબેલા અમોને આવી વાતો કરવી ન શોભે. પેટ ભરનારાઓ પોતાનો સ્વાર્થ માત્ર સાધનારાઓને મોહરાજાએ આ કળિકાળમાં એવા ભૂલાવ્યા છે કે, તેઓને પોતાની સ્થિતિનો ખ્યાલ નથી. આ આનંદઘનજી મહારાજના અક્ષરે અક્ષર આજના સાધુઓને લાગુ પડે છે. યશોવિજયજી મહારાજે પણ એવીજ વાત કરી છે. કે—
जेम जेम बहुश्रुत बहुजन सम्मत, बहु शिष्ये परवरियो,
तेम तेम जिन शासनने वैरी, जो नवि निश्चय धरियो.
જેમ જેમ વધારે ભણેલો હોય, ઘણા શિષ્યોના પરિવારે કરીને યુક્ત હોય પણ જો નિશ્ચયસ્વરૂપને કોરે રાખી માત્ર બાહ્યવ્યવહારમાં રચ્યોપચ્યો હોય તો તે જિનશાસનનો દુશ્મન છે. પણ હિતેચ્છુ નથી. આ શબ્દે શબ્દ અત્યારના આચાર્ય પન્યાસોને લાગુ પડે છે. કેમકે હાલમાં જ્યાં

જુઓ ત્યાં તીર્થોના ઝઘડાઓ ચાલી રહ્યા છે. અન્યમતાવલંબીઓ
જિન મંદિરોમાં પોતાની મૂર્તિઓને પધરાવી રહ્યા છે. દિનપ્રતિદિન
જૈનોમાં બેકારી વધતી જાય છે. જૈનોની સંખ્યા ઘટતી જાય છે.
બીજા ધર્મવાળાઓ આગળ વધે છે, ત્યાં જૈનો પાછા હટે છે.
જૈનોમાં બાળકો ભણ્યા વિના ધંધો ન જડવાથી ખરાબ માર્ગે ચઢી
ધર્મભ્રષ્ટ થાય છે. આવી પરિસ્થિતિ જૈનસંઘોની થઈ રહી છે, છતાં જૈન
સાધુઓ નવાં નવાં મંદિરો બંધાવી, નવા નવા ઉપાશ્રયો બંધાવી, બિન-
જરૂરી નવાં નવાં તીર્થો ઉભાં કરી રડયા ખડયા જે શ્રીમંતો છે, તેમના
પૈસાની બરબાદી કરાવી રહ્યા છે. એ સિવાય પોતાના માનસત્કારમાં જૈનોના
પૈસો વેડફી રહ્યા છે. એટલે જૈનોની પાયમાલી વર્તમાનકાળના સાધુઓ
કરી રહ્યા છે. મંદિરો, ઉપાશ્રયો અને નવાં તીર્થોના બોજા જૈનો ઉપર
લાદી રહ્યા છે. પરંતુ જૈનોનાં ભલાં માટે કે ઉદ્ધાર માટે જૈન સાધુઓ
કાંઇ પણ કરતા નથી. એટલે આડકતરી રીતે એ જૈનશાસનના
વૈરી છે. જૈનશાસનનો ઉદય, જૈનોની વૃદ્ધિ, જૈનશાસનની જાહોજલાલી
માટે કોઇને ચિંતા છે? માટે યશોવિજયજી મહારાજના શબ્દો વર્તમાન-
કાળના જૈન સાધુઓને અક્ષરશઃ લાગુ પડે છે. તેમાં આ આચાર્યોનો
તો રાફડો ફાટી નીકળ્યો છે. તેનો ચેપ જૈનસંઘોને પણ લાગુ
પડયો છે. એટલે હાલતો ભરદરિયે વહાણ છે.

Y

## અંધ શ્રદ્ધા (અંધ વિશ્વાસ)

મનુષ્યને ઘણા જૂનાકાળમાં જ્યારે કેળવણીનો અભાવ હતો. આખા ગામમાં એકાદ મનુષ્ય સામાન્ય ભણેલો મળી શકતો હતો, તે કાળમાં કેટલીક અલૌકિક વાતોનો પ્રચાર એટલો બધો ચાલેલો કે જેથી મનુષ્યના હૃદયમાં એ વાતોનો વિશ્વાસ એટલો બધો સુદૃઢ થઈ ગએલો કે એને માટે વિચાર કરવાનો કે સત્યાસત્યનો વિવેક કરવાનો માણસના મનમાં અવકાશ રહ્યો ન હતો. બુદ્ધિની મંદતાના કારણે એ સમયમાં એવી કાલ્પનિક અલૌકિક વાતો સમજવાનું સામર્થ્ય મનુષ્ય હૃદયમાં ન હતું; એ ચિત્ર વિચિત્ર વાતોની કલ્પનાસૃષ્ટિ દ્વારા મનુષ્ય પોતે સંતોષ માનતો હતો.

એવી ઘણી વાતો સંસ્કારવાળા અને કેળવણીવાળા જમાનામાં મનુષ્યના હૃદયમાં વારસા તરીકે હજુ પણ એ પ્રાચીન સંસ્કારથી રહી ગએલી છે, બુદ્ધિના વિકાસનો જમાનો હોવા છતાં પ્રાચીનતાની અલૌકિક વાતોના મોહનો વિવેક કરવાનું આલસ્ય હજુ પણ મનુષ્ય-બુદ્ધિમાં ઘરઘાલી બેઠું છે. તેથી ભીરુતા આદિ અનેક કારણોને લઇને અંધશ્રદ્ધા પૂર્ણ વિજય પામી રહી છે. એટલું જ નહિ પણ એ અંધશ્રદ્ધાને સુરક્ષિત રાખવા બુદ્ધિનો ગેરઉપયોગ થઈ રહ્યો છે, તે ત્યાં સુધી કે જેમ એક રાજા પોતાના પ્રધાનને કહે કે, તમે પ્રધાન ખરા પણ તમારે મને કોઈ જાતનો મત આપવો નહિ, હું જેમ કહું તેમ તમારે કર્યા કરવું. આવા રાજા પાસે પ્રધાનનું અસ્તિત્વ જેમ નકામું છે તેમ બુદ્ધિવાન મનુષ્યો અંધશ્રદ્ધાથી પોતાની બુદ્ધિની સ્વતંત્રતાનો નાશ કરે છે, અને વારસામાં ચાલી આવતી વિશ્વાસની વાસનાઓનો ગુલામ બની બેસે છે, તેને લઇને મોટા મોટા શાસ્ત્ર-નિર્માતા અને શાસ્ત્રોના જ્ઞાતા એ અંધવિશ્વાસની જાળ તોડી શકતા નથી, એટલું જ નહિ પણ કેટલાક નિર્મળ મનના વિદ્વાનો પણ નત-મસ્તકે અલૌકિક ચમત્કારોની વાતો સ્વીકારી રહ્યા છે.

પૂર્વકાળમાં તપ તથા ક્રિયાઓ દ્વારા આધ્યાત્મિકશક્તિઓ આત્મામાં ઉત્પન્ન થતી હતી, જેનો પ્રભાવ અલૌકિક દેખાતો હતો. એ શક્તિઓ દ્વારા પુનર્જન્મની ઘટનાઓ જાણી શકાતી, તેમ જ સપ્રમાણ બતાવી શકાતી હતી. આથી લોકો સન્માર્ગે વળતા, અહિંસા-ધર્મનો પ્રચાર પણ એ સિદ્ધિઓ દ્વારા જ જૈનગુરુઓએ કરેલો, ક્ષત્રિય રાજાઓને અને જનસમાજને એ આધ્યાત્મિક શક્તિ દ્વારા જ અહિંસાધર્મના પ્રતિપાલક બનાવેલા એટલે આવી આધ્યાત્મિક

શક્તિઓને અલૌકિક શક્તિઓ કહીએ તો તે અનુચિત નથી. કેમકે અજ્ઞાની મનુષ્યોને એકલી જ્ઞાનચર્ચા દ્વારા જે ઉપકાર ન થઇ શકે તે તે શક્તિઓ દ્વારા થઇ શકે છે. વીર પરમાત્માએ શુદ્ધ કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, છતાં પણ એમના અતિશય સમવસરણાદિક લોકોને જેટલાં આકર્ષક થતાં હતાં, તેટલું કેવળજ્ઞાન આકર્ષક થતું નહોતું. એ સિદ્ધિઓ અને અલૌકિક ચમત્કારો આધ્યાત્મિક શક્તિઓ દ્વારા જેઓએ પ્રાપ્ત કર્યા હતાં તેઓએ તેનો ઉપયોગ જનકલ્યાણને અર્થે કર્યો હતો. બલકે જનકલ્યાણને અર્થે થયો હતો. પાછળથી એ શક્તિઓની વાતો કરનારાઓ અલ્પજ્ઞોએ મનુષ્યનાં હૃદય ઉપર જે અસર કરી છે, તે અસરનું પરિણામ અંધશ્રદ્ધામાં પરિણમ્યું છે. નિર્ધનો ધન મેળવી આપવાની વાતો કરે, રોગાર્ત બીજાને નિરોગી બનાવવાની વાતો કરે, એ જેટલે અંશે નિરુપયોગી અસત્ય છે, તેટલે જ અંશે શક્તિવિહીનો શક્તિની અલૌકિક વાતો કરી લોકોને અંધશ્રદ્ધાળુ બનાવે છે. આમાં કેટલાક બુદ્ધિવાનો પણ ફસાઈ જાય છે. એવી અંધશ્રદ્ધા નુકશાન કર્તા છે, એ જ અમારું વકતવ્ય છે. માતા કજીયા કરતાં બાળકને કહે કે 'જો બાવો આવ્યો ! રો માં, નહિતર પકડી જશે !' આ ભયથી બાળક રડતું બંધ થાય છે, છતાં બાવાનું અસ્તિત્વ હોતું નથી. આવા અસ્તિત્વ વિનાના ચમત્કારોની વાતોથી લાલચની કે ભયની તરતમાં ભલે બુદ્ધિહીનો ઉપર અસર કરે પણ તેનું પરિણામ સારું નથી. સામાન્ય સદુપયોગ ભલે દેખાતો હોય પણ તેના ઉપરથી જેટલો લાભ છે, તેના કરતાં સોગણું નુકશાન છે.

વચલા કાળમાં જૈનાચાર્યોએ ચમત્કારોથી ધર્મનો પ્રચાર કર્યો. કોઇ રાજકુમારને નીરોગી બનાવ્યો, કોઇને લક્ષ્મીવાન બનાવ્યા, એથી

લોકો તેમના અનુયાયી બન્યા. પણ તે અંધશ્રદ્ધાને લઈને, જૈનધર્મનું સ્વરૂપ સમજીને નહિ. તેનું પરિણામ એ આવ્યું કે બીજા ધર્મોચાર્યોમાં અધિક ચમત્કારો દેખ્યા એટલે જૈનધર્મનો ત્યાગ કરી, તે ધર્મમાં દાખલ થયા. આવી રીતે ધર્મવૃદ્ધિ એ તરત ઉપયોગી લાગતી હોય પણ પરિણામે નિરુપયોગી છે.

હેમચંદ્રાચાર્ય અને કુમારપાળના સંબંધમાં એવા જ પ્રસંગો ઉપસ્થિત થયા છે, પરિવ્રાજકે જ્યારે કુમારપાળને એની સાત પેઢી બતાવી. જૈનધર્મથી ચલિત કર્યો, ત્યારે હેમચંદ્રાચાર્યે એકવીશ પેઢી બતાવી ભ્રાંતિમાં નાંખ્યો. પરિણામે એ બધું ખોટું છે, એ દૈવીશક્તિથી બતાવવામાં આવે છે, વસ્તુતઃ સત્ય નથી, એમ જ્યારે હેમચંદ્રાચાર્યે કુમારપાળને સમજાવ્યો ત્યારે જ કુમારપાળમાં સાચી શ્રદ્ધા ઉત્પન્ન થઈ. એટલે સમજણપૂર્વકની જે શ્રદ્ધા તે જ લાંબા કાળ સુધી ટકી શકે છે. પણ ચમત્કારો બતાવી પોતા તરફ આકર્ષણ કરી, પોતાના બનાવવાની જે કોશિશ કરવામાં આવે છે, તે શ્રદ્ધા નથી, પણ અંધશ્રદ્ધા અંધવિશ્વાસ છે. એવો અંધવિશ્વાસ માનવજાતને નુકશાનકર્તા છે.

આર્યાવર્તમાં ધાર્મિક ઝગડાઓ અને ખૂનામરકી જો ચાલી હોય, અગર ચાલતી હોય તો તે અંધશ્રદ્ધાને જ આભારી છે. ખરી વાત તો એ છે કે, ચમત્કારોથી ધર્મનો પ્રચાર થયો એના કરતાં ધર્મનો નાશ વધારે થયો છે. સમ્રાટ અશોક ચમત્કારને ધિક્કારતો હતો તેણે બૌદ્ધધર્મનો પ્રચાર જે કર્યો તે ઉત્તમ સત્પ્રવૃત્તિને લઈને કર્યો છે. હજારો શિલાલેખો વાંચતાં સમજાય છે કે, દાન, પ્રવૃત્તિ અને પ્રજાસંરક્ષણના ગુણોથી જ અશોકે

પોતાનો ધર્મ દીપાવ્યો છે. પાછળથી જ્યારે બૌદ્ધોમાં તાંત્રિક વિદ્યાનું જોર વધ્યું અને ધર્મની, મંદિરોની, તેમજ ભિક્ષુઓની રક્ષા તંત્ર-વિદ્યાથી માનવાની શરૂઆત થઇ, ત્યારથી બુદ્ધિહીનતા, અકર્મણ્યતા પ્રાપ્ત થઇ. મુસલમાનોએ મૂર્તિઓનો નાશ શરૂ કર્યો ત્યારે એ વિદ્યા કાંઈ કામ ન આવી.

દરેક મનુષ્ય શરૂઆતથી જ તત્ત્વજ્ઞાનનો જ્ઞાતા બની શકતો નથી. પરંતુ પ્રેમ, દયા, સેવા એ જે પ્રેમના અંગો છે, તેને દરેક માણસ સ્વીકારી શકે છે. અને ધીમે ધીમે તે તત્ત્વજ્ઞાતા પણ બની શકે છે. વર્તમાનકાળમાં ક્રિશ્ચિયનોએ મનુષ્યની સેવા સ્વીકારી તે દ્વારા પોતાના ધર્મનો પ્રચાર એટલો બધો કર્યો છે કે તે આપણે નજરે જોઈ રહ્યા છીએ. વળી હાલના વિજ્ઞાને ચમત્કાર માત્રને ધૂળ ભેગા કરી દીધા છે. ખરો ચમત્કાર તો એ છે કે, જેના પરિણામે કાર્યની સિદ્ધિ થાય, એટલે ઉદ્યોગ એ ઉંચામાં ઉંચો ચમત્કાર છે કે, જેથી મનુષ્ય પોતે પોતાનું શાંતિથી ગુજરાન કરી શકે છે. કેટલાક મૂર્ખશેખરો ઉદ્યોગને ભૂલી જઈ જોશીઓના ઘરનાં પગથીઆં ઘસે છે, અને તેઓને પૂછીને શ્રીમંત બનવાની આશા રાખે છે. એ ઉદ્યોગમાં શ્રદ્ધા નહિ રાખનારા જ્યોતિષ પાછળ અંધ બનેલા પોતાની જિંદગી બરબાદ કરે છે. મોટા શહેરોમાં જ્યાં જોશું ત્યાં ભવિષ્યવેત્તાઓનાં પાટીયાં લટકે છે, અને સેંકડો માણસોના પૈસા ધૂને છે. એ જ બતાવી આપે છે કે આર્યાવર્તવાસીઓમાંથી અંધવિશ્વાસ, અંધશ્રદ્ધા હજુ ગએલ નથી.

આધ્યાત્મિક શક્તિઓ સિવાયના ચમત્કારો એ અજ્ઞાનના છે. આધ્યાત્મિક શક્તિઓ પણ ઉત્તમ સંયમ સ્વરૂપનું ફળ છે. ભૂત,

ભવિષ્ય, જ્ઞાન, વિજ્ઞાન એ શક્તિઓદ્વારા પ્રાપ્ત થાય છે. વૈદ્યને નાડી જ્ઞાન હોવાથી નાડીદ્વારા અંદરના રોગની પરીક્ષા જેમ કરી શકે છે તેમ જ્ઞાની પુરુષો જ્ઞાનદ્વારા પ્રાણીઓના ભૂત, ભવિષ્ય, વર્તમાન કહી શકતા હતા. લોકો ભલે એને ચમત્કાર માને, પણ વસ્તુતઃ તે ચમત્કાર ન હતા. એતો જ્ઞાનથી વસ્તુસ્વરૂપનું નિરૂપણ હતું, માટે શ્રી મહાવીર પરમાત્મા વગેરે મહાપુરુષોએ લોકોને સન્માર્ગ બતાવી, જે ધર્મનો પ્રચાર કર્યો તે તેમના જ્ઞાનદ્વારા તેમ જ વિચારશીલતા, સત્યપ્રિયતા, સદાચાર, અને ત્યાગાદિ સદ્ગુણોને લઈને કર્યો છે.

વર્તમાનકાળમાં મહાત્મા ગાંધીજી જે દેશસેવા કરી રહ્યા છે, અને લોકોને સત્યમાર્ગ બતાવી રહ્યા છે, તેની છાપ જે લોકો ઉપર પડી રહી છે, તે પણ મહાત્મા ગાંધીજીની સત્યપ્રિયતા, સહનશીલતા, અને ત્યાગનું ફળ છે. છતાં મૂર્ખલોકો ગાંધીજીના નામથી પણ કેટલીક ચમત્કારોની વાતો કરી રહ્યા છે. ઇતિહાસમાં આજ સુધી જે જે સામાજિક કે ધાર્મિક ક્રાંતિ થઈ છે, તે મહાન્ પુરુષોના બુદ્ધિબળ અને ઉદ્યોગશીલતાને આભારી છે. કમાલપાશાએ ચમત્કારો વિના તુર્કીનો ઉદ્ધાર કર્યો. વોશીંગ્ટને અમેરીકાને સ્વતંત્ર બનાવ્યું. મુસોલીની અને હિટલરે જે પોતાના દેશને તૈયાર કર્યા, એ પણ ચમત્કારો વિના. માટે ચમત્કારો ઉપર અંધશ્રદ્ધા રાખી બેસી રહેવું, એ નરી મૂર્ખતા છે. જ્યાં જોઈએ છીએ ત્યાં તીર્થસ્થાનો પર ગામગામે દેવદેવીઓની સ્થાપના કરી, અજ્ઞાની મનુષ્યોએ માની લીધું કે, અમારા તીર્થની, અમારા ગામની રક્ષા અમારાં આ દેવદેવીઓ કરી રહ્યાં છે. તેથી પોતે નિરુદ્યોગી બની પોતાનું કર્તવ્ય ભૂલી ગયા છે. જ્યારે જ્યારે તીર્થો ઉપર બીજાઓનું આક્રમણ થાય છે, ત્યારે ત્યારે સરકાર માબાપની

…કોરોનો આશ્રય શોધવો પડે છે, અને વકીલ બારી-
…લેવું પડે છે. ગામ બારવટીઆ લૂંટી જાય, છતાં ગામ
…હરેલા ગદાધારી વજરંગ હાથ બોલતા નથી. આ સ્થિતિ
… એટલું જ કે આપણે પોતે એકાંત દેવદેવીઓ ઉપર શ્રદ્ધા
…ભ્રષ્ટ થયા છીએ. દેવદેવીઓનું અસ્તિત્વ નથી એમ અમો
. દેવદેવીઓ છે, પણ તેથી આપણે કર્તવ્યવિહીન બની જવું
ઓ જાણે આપણા ચોકીદાર હોય તેમ માની લેવું એ જ
…તા છે. અમો એ જ કહેવા માંગીએ છીએ કે, તમો દરેક
શ્રદ્ધા રાખો પરંતુ અંધશ્રદ્ધાળુ બની તમો તમારા કર્ત-
…

…કર મહારાજોના દર્શનપૂજનમાં પણ એ જ મૂર્ખાઈ કરીએ
…ુ અમોને તારશે, આપણે અપ્રમાણિકપણું સેવીએ, કુડ-
…, સંસારના અનેક પાપારંભ કરીએ પણ પ્રભુનું પૂજન
તો પ્રભુ એક દિવસ તારશે. એ અંધશ્રદ્ધા પણ આપણને
બનાવે છે. પ્રભુએ જે સન્માર્ગ બતાવ્યો છે, પ્રભુએ જે
…વીકાર્યો છે, તે પંથે તમે ચાલો તો તમે તરશો, પ્રભુનાં
…ન એતો માત્ર તેમના ઉપકારનું સ્મરણ છે. તેમણે બતાવેલ
જ આપણને તારનારા છે. માટે દરેકે કર્તવ્યશીલ બનવું
…કલી શ્રદ્ધા ઉદ્યમ વિના નિરૂપયોગી છે, માટે શ્રદ્ધાળુ બનો.
કાર્ય કરવાથી અવશ્ય હું આ ફળની પ્રાપ્તિ કરીશ એવી
…ાખો એ શ્રદ્ધા ઉપયોગી છે. પણ અંધશ્રદ્ધા ઉપયોગી નથી.

… પણ જ્ઞાનપૂર્વક હોવો જોઈએ, નહિ તો એક માતાએ
…ને કહ્યું કે 'બેટા! ઘરમાં બેઠાં બેઠાં તું શું કરીશ? બજા-

ક્રમાં જા, અને કાંઈ મહેનત કર.' છોકરાએ તુરત જ માતાની આજ્ઞા શિરોમાન્ય કરી બજારમાં આ છેડાથી એ છેડા સુધી અને એ છેડાથી આ છેડા સુધી ખૂબ ફરવા માંડયો. એ પણ અધુરું લાગ્યું. એટલે એક ઠેકાણે જઈ ખૂબ દંડ પીલ્યા, બેઠક કરી છેવટ ખૂબ થાકી ઘેર આવ્યો અને માતાને કહ્યું કે માજી આજતો ખૂબ પરિશ્રમ કરી થાકી ગયો છું. માતાએ જ્યારે પરિશ્રમની હકીકત પૂછી ત્યારે કહ્યું કે મૂર્ખ આવો પરિશ્રમ ફળદાતા નથી, પણ તું સમજણપૂર્વક કાંઈ-પણ દ્રવ્ય પ્રાપ્તિ થાય એવી મહેનત મજુરી કર. માતાએ તેની વિગત તેને ખૂબ સમજાવી, એટલે પુત્ર તે પછી સમજણપૂર્વક પરિશ્રમ કરી રોટલા ભેગો થયો. એમ ક્રિયા પણ સમજણપૂર્વકની હોવી જોઇએ. તેથી જ કહ્યું છે કે પહેલું જ્ઞાન અને પછી ક્રિયા

હાલમાં કેટલાક હેતુ કારણ સમજ્યા વિના તપ કરે છે. ક્રિયા કરે છે અને માત્ર શ્રદ્ધા રાખે છે કે આથી મારૂં કલ્યાણ થશે. તો આવી ક્રિયા એ પેલા છોકરા જેવી ક્રિયા છે. એનું નામ પણ અંધશ્રદ્ધા જ છે. આ અંધશ્રદ્ધા માત્ર ગૃહસ્થોમાં છે, એમ નથી પણ ત્યાગીઓમાં પણ આ અંધશ્રદ્ધાએ ઘર ઘાલ્યું છે.

## પતિપત્ની સંબંધ

### ( ૧ )

ખાવું પીવું જેમ મનુષ્યનું આવશ્યકીય કાર્ય છે, તેમ દંપતી-સંબંધ પણ આવશ્યક છે. દાંપત્ય જીવનમાં સ્વર્ગ અને નરક એટલે સુખ અને દુઃખ બન્ને રહેલાં છે, સ્ત્રી અને પુરુષ એ બન્ને સ્વતંત્ર છે, પરંતુ એ બન્ને બિલકુલ સ્વતંત્ર રહેવા ચાહે તો પણ સ્વતંત્ર રહી શકતાં નથી. એક બીજામાં એવી જાતની એક અપૂર્ણતા છે કે, બન્ને સાથે મળીને રહી શકે છે. બન્નેનું દ્વૈત એકત્વ બની જાય છે, એ બન્નેના જીવનની આશ્ચર્યજનક ઘટના છે, તે આજની નથી પણ પૂર્વકાળથી ચાલી આવે છે.

પશુઓમાં દંપતી સંબંધની કોઈ જાતની કિમ્મત નથી. કેમકે એમનું જીવન એટલું બધું ઉતરતું છે કે તેઓ એક બીજાનાં ઉપકારક બની શકતાં નથી. મનુષ્યમાં બુદ્ધિ અને વિચારણાશકિત હોવાથી મનુષ્યોએ સામાજિકરચના ઉભી કરી છે. તેથી પુરુષ સ્ત્રીના કાર્યમાં

અને સ્ત્રી પુરુષના કાર્યમાં પૂર્ણ સહયોગ સાધતાં બે શરીર છતાં એક પ્રાણ બની પૂર્ણ સુખનો અનુભવ કરે છે. વળી દંપતીપ્રેમ જીવનનું અનિવાર્ય અને આવશ્યક ફળ સંતાન છે. આ રીતે મનુષ્યમાં સ્ત્રી પુરુષનો સંબંધ અનુપમ હોવાથી સ્વર્ગની સૃષ્ટિ ઉભી કરે છે. એ સુખ પણ નિષ્કંટક નથી. કેમકે દાંપત્યજીવનરૂપી સ્વર્ગમાં સ્વાર્થરૂપી દાનવ દાખલ થઇ એક બીજા વચ્ચે સુખમાં અંતરાય પાડે છે.

કેટલાકો વર્તમાનકાળના વાતાવરણમાં ઉછરેલા એમ માને છે કે જેવી પશુઓમાં સ્વતંત્રતા છે, તેવી સ્વતંત્રતા સ્ત્રી પુરુષમાં શા માટે ન હોવી જોઇએ ? વિવાહ કરી એક બીજાએ એક બીજાના ગુલામ શા માટે બનવું જોઇએ ? જ્યાં સુધી એક બીજાનો મેળ મળે ત્યાં સુધી રહેવું, અને પછી એક બીજાએ સ્વતંત્ર થઈ જવું. સ્ત્રીએ પુરુષની સ્વતંત્રતાને આડે ન આવવું, તેમ પુરુષે સ્ત્રીની સ્વતંત્રતાને આડે ન આવવું જોઇએ. પુરુષ જેમ વેપાર વગેરે કરે છે, તેમ સ્ત્રીઓ પણ બાહ્ય વ્યવહાર સેવી ધનોપાર્જનની પ્રવૃત્તિ શા માટે ન કરે ? એક બીજાએ એક બીજા સાથે શિષ્ટાચાર જાળવવો. માત્ર આવા વિચારો નથી રહ્યા, પણ અમલમાં મુકાવાની શરૂઆત પણ થઈ ચૂકી છે. આ વિચારોની વાસ્તવિકતા અવાસ્તવિકતા વિચારીએ.

દાંપત્ય સંબંધમાં ગુલામી માનવી એ જ પ્રથમ તો ભૂલ છે. કેમકે દાંપત્ય સંબંધને જે ગુલામી માનશો તો સહયોગને પણ ગુલામી માનવી પડશે. કેમકે સહયોગના બંધનમાં રહેવું અને ઉત્તમ નિયમો પાળવા એ ગુલામી નથી ? કાલે તો કોઈ કહેશે કે પ્રમાણિકપણે રહેવું એ પણ ગુલામી છે. સત્યને સ્વીકારવું એ પણ ગુલામી છે,

આવી ગુલામી જો માનવામાં આવશે તો નરકનાં દુઃખમાં અને મનુષ્યનાં દુઃખમાં કાંઇ પણ ફેર નહિ રહે. માટે દાંપત્ય બંધન એ સહયોગ છે, પ્રેમ છે. એક બીજા સહાય સહાયક ભાવે સાથે રહે છે એ ગુલામી નથી, પણ આનંદ છે, શાંતિ છે. વિવાહ નષ્ટ કરવાથી સંતાનનો બોજો સ્ત્રી ઉપર એટલો બધો વધી જશે કે તે સ્ત્રી સહન કરી શકશે નહિ. પરિણામે સંતાનનો નાશ થશે. ઓર્ફનેજમાં આવાં સંતાનો મૂકવાથી માતૃપ્રેમનો નાશ થાય છે. માટે સ્ત્રી પુરુષ બન્ને જો વિવાહ સંબંધથી જોડાએલ હોય, તો સંતાનનો બોજો બન્ને ઉપાડી શકે. એ સિવાય મનુષ્ય કે મનુષ્યની શકિત કામવાસના તૃપ્ત કરવા માટે જ જો હોય તો ઘડીએ ઘડીએ નરકની ગંધ આવશે.

બીજી વાત એ પણ છે કે વિવાહ સંબંધના અભાવે કૌટુંબિક જીવન નષ્ટ થઇ જશે, અને તેના અભાવે રોગાદિકના પ્રસંગે કોઇ સાચો સાથી ન મળવાથી મનુષ્યને શારીરિક અને માનસિક જે કષ્ટ ભોગવવાં પડશે, તેની કલ્પનાથી પણ હૃદય કંપી ઉઠે છે. કોઇ કહેશે કે, ઇસ્પીતાલોમાં બધું થઈ શકશે પણ જ્યારે દુનિયાના મનુષ્ય માત્રમાંથી કૌટુંબિક વ્યવહાર નષ્ટ થઈ જશે ત્યારે, ચોમાસામાં જેમ અળસીઆ ઉભરાઈ નીકળે છે, તેમ અશરણ, નિરાધાર, રોગી એટલા બધા ઉભરાઈ નીકળશે કે, ઇસ્પીતાલોમાં જગ્યા નહિ રહે અને ડોકટરો તોબા પોકારશે. માટે કૌટુંબિક ભાવનામાં પ્રેમ રહેલો છે. તે પ્રેમથી રોગીની અર્ધી બિમારી દૂર થઈ જાય છે, અને રાતદિવસ કુટુંબો પોતાના કૌટુંબિક દર્દી–રોગીને વીંટીને બેસી રહે છે. દરેક પળે તેની સંભાળ લેવામાં આવે છે. એ સુખ દાંપત્યવિરહ વિના કદી મળવાનું નથી.

કેટલાકો વિવાહ સંબંધ સ્વીકારી છૂટાછેડા સ્વીકારે છે. એ વાત પણ ઉત્તમ પ્રકારની નથી. પહેલાંથી જ જ્યાં છૂટાછેડાની માન્યતા ઘુસી ગઈ હોય, ત્યાં એક બીજા વચ્ચે ખરો પ્રેમ જાગતો જ નથી. એટલે એનો સંસાર અમુક રખાયત વેશ્યાઓ કરતાં વિશેષ નથી.

સ્ત્રીને જે સમાનહક્ક આપવાની વાતો કરે છે, કે સ્ત્રી પુરુષ બન્નેએ એક બીજાની સમાનતા જાળવવી, જેમકે સ્ત્રી બહાર જાય તો તે કયાં જાઉં છું તે પતિને કહેવાની કાંઇ જરૂર નથી. તેમ પતિ બહાર જાય તો તે સ્ત્રીને કહેવાની કાંઇ જરૂર નથી. આવી સ્વતંત્રતાથી એક બીજા પોતાની ખાનગી બિના છુપાવવાની કોશીશ કરશે. એક બીજાની હિલચાલ ઉપર એક બીજા નજર નાંખતાં શીખશે. તેથી એક બીજામાં અવિશ્વાસ વધશે. પ્રેમ ઘટશે અને દાંપત્યસુખ નષ્ટ થશે.

હવે સ્ત્રીઓને પુરુષની માફક ધનોપાર્જનની સ્વતંત્રતા સોંપવામાં આવે તો તેમાં અડચણ નથી, પણ કોઈ રાજકીય કે સામાજિક બાધા ન આવવી જોઇએ. વળી ગૃહસ્થ જીવનના વિભાગ તો અવશ્ય હોવા જોઈએ. બન્નેને એક સરખા કાર્યમાં લગાડવાથી પૂરકતા નહિ રહે. કારણકે સ્ત્રી પુરુષમાં જે એકતા છે, તેનું કારણ એ જ છે કે પુરુષની અપૂર્ણતાને સ્ત્રી પૂરી કરે છે, અને સ્ત્રીની અપૂર્ણતાને પુરુષ પૂરી કરે છે. જાતિભેદે કેટલાંક કાર્ય જ એવાં છે કે, જે કાર્ય પુરુષને માટે કઠણ છે, તે કાર્ય સ્ત્રી સહેલાઇથી કરી શકે છે. એવી જ રીતે જે કાર્ય સ્ત્રી માટે કઠણ છે, તે કાર્ય પુરુષ કરી શકે છે. પુરુષના કાર્યમાં સ્ત્રી સહાયક થાય છે, અને સ્ત્રીના કાર્યમાં પુરુષ સહાયક થાય છે. જે સમાનતાની જરૂર છે તેને કોઈ ચર્ચવાનું જ નથી કે પતિનાં

સંપત્તિ ઉપર સ્ત્રીનો હક્ક હોવો જોઇએ. પતિ જે કમાય તેનો અર્ધો હિસ્સો પત્નીના નામ ઉપર રહેવો જોઇએ. જેમ પુત્રો મિલ્કતમાં ભાગીદાર ગણાય છે, તેમ સ્ત્રીને પણ ભાગીદાર ગણવી જોઇએ. એ સમાનહક્કને અમો સ્વીકારીએ છીએ.

પુરુષની દાસી સ્ત્રી જેમ બને છે, તેમ પુરુષ પણ સ્ત્રીનો દાસ બને છે. એ ખરી રીતે દાસત્વ નથી પણ એ પ્રેમની લીલા છે. એ સ્વતંત્રતાની અપેક્ષાએ બહુ કિમ્મતી છે.

શિષ્ટાચારના નિયમો મુજબ સ્ત્રી પુરુષમાં વિષમતાના નિયમો સ્વીકારવા એ અમોને ઠીક લાગતા નથી. નિયમોમાં સમાનતા જોઇએ. કૌટુંબિકોમાં આદરસત્કારની અપેક્ષા કરતાં પ્રેમ અધિક જોઇએ. સ્ત્રીનું કાર્યક્ષેત્ર ઘર છે અને પુરુષનું કાર્યક્ષેત્ર બહારનું કર્તવ્ય છે. સ્ત્રીએ ઘરકાર્યમાં ખૂબ ખ્યાલ રાખવો જોઇએ અને પુરુષે બહારના કર્તવ્યમાં ખુબ ખ્યાલ રાખવો જોઇએ. તેવી જ રીતે પુરુષનાં કર્તવ્યમાં સ્ત્રીએ ભાગીદાર થવું જોઇએ. જેમ ઘરે મહેમાન આવે તો તેમનું આગતસ્વાગત પતિની ગેરહાજરીમાં સ્ત્રીએ ઉત્તમ પ્રકારે બજાવવું જોઇએ કે, જેથી પતિની આબરૂમાં ખામી ન આવે, એમ પુરુષે પણ સ્ત્રીનાં શરીરે કોઇજાતની અડચણના પ્રસંગે ઘરકાર્ય એટલી સહાયથી ઉકેલી લેવું જોઇએ કે, જેથી સ્ત્રીને શાંતિ અને સંતોષ બન્ને મળે. એકબીજાનાં કર્તવ્યમાં અહંકાર અથવાતો અકર્તવ્યતાનો પ્રશ્ન ઉઠવો ન જોઇએ. એક જ વાત દાંપત્યપ્રેમમાં હોવી જોઇએ કે એક બીજાને એક બીજાથી અધિક આરામ કેમ મળે; એક બીજા એક બીજાથી આનંદમાં કેમ રહે; એક બીજાનાં હૃદયમાં એક બીજા તરફ મૃદુતા

કેમ દેખાય. બસ, આટલું જો સમજાયતો દાંપત્યપ્રેમ જેવું સુખ સંસારમાં નથી.

હું એકલો આવ્યો છું, એકલો જવાનો છું, સાથે કાંઈ લઇને આવ્યો નથી. અને સાથે કાંઈ લઇને જવાનો નથી. જગતમાં સૌ સ્વાર્થનાં સગાં છે, આવી માન્યતા રાખવી અને વહેવારમાં રહેવું. એથી નથી તો વ્યવહાર સચવાતો અને નથી પોતાની ભાવના કામ આવતી. સંસારમાં રહેનારાને ઉપરોક્તભાવના દાંપત્ય જીવન અને સંસારવ્યવહાર સુખમય બનાવી શકતી નથી, એથી **ઞતોભ્રષ્ટ તતોભ્રષ્ટ** થાય છે. માટે મનુષ્યમાત્રનું કર્તવ્ય છે કે વર્તમાનકાળમાં જે કર્તવ્ય આપણી આગળ ઉપસ્થિત થએલ હોય તેને વિષમય ન બનાવવું. એથી તો બાવાના બન્ને બગડયા જેવી દશા થાય છે.

કેટલાકો ભલે એમ માનતા હોય કે, સંસારમાં વિરક્તવૃત્તિ રાખવાથી કર્મબંધન ઓછાં થાય છે. એ વાત ભલે સારી હોય, પણ વ્યવહાર તો નજ ગણી શકાય. સખ્ત તરસ લાગી હોય અને પાણી મળ્યું હોય, છતાં આનંદ ન આવે એ ન માની શકાય એવી વાત છે. ક્ષુધા લાગી હોય અને જમવાને ભોજન મળે છતાં વિરક્તતા દાખવવી એ ગળે ઉતરે તેમ નથી. માટે વિરક્તતાવૃત્તિને બદલે જ્ઞાનવૃત્તિ સ્વીકારવામાં આવે તો પ્રત્યવાય ન નડે, એમ અનુભવીઓનું માનવું છે અને આ બધું અનુભવથી જ સમજાય તેમ છે.

Y

## પતિપત્ની સંબંધ

## ( ૨ )

પતિપત્ની સંબંધી આ પહેલાના અંકમાં એક લેખ અમો આપી ગયા છીએ. બાકીની કેટલીક જરૂર પડતી હકીકત આ લેખમાં આપીએ છીએ.

પરણ્યા પહેલાં યુવક અને યુવતીઓના કાનમાં કોટુંબીઓ જે એક જાતનું વિષ રેડે છે, તેનાથી બચવા અમો યુવક અને યુવતીઓને ખાસ ભલામણ કરીએ છીએ.

યુવક કે યુવતી જ્યારે યુવાનીમાં પોતાની સ્વતંત્રતા ઉપર પગ મૂકે છે, ત્યારે તેઓનામાં એક જાતનો તનમનાટ અને ચંચળતા જોઇ કૌટુંબિકો યુવકોને કહે છે કે હાલ જે તોફાન કરવું હોય તે કરી લે. અમારૂં કહ્યું તું નહિ માને પણ બાયડી આવશે ત્યારે તને સીધો દોર બનાવશે, અને બાયડી આગળ મીયાંની મીનડી જેવો થઈ રહીશ. આ શબ્દો પુરુષમાં અહંકાર જાગ્રત કરે છે. શું હું સ્ત્રીના તાબામાં રહીશ ! સ્ત્રીને તો હું પગની મોજડીની માફક રાખીશ. પુત્રીને પણ એવા જ શબ્દો સંભળાવવામાં આવે છે કે તારે જે તોફાન કરવાં હોય તે કરીલે, અમારી પાસે તું સીધી ચાલે તેમ નથી. તને તો એવા વર સાથે પરણાવશું કે તને સીધી દોર કરી દેશે. આ શબ્દો કન્યામાં વર પ્રત્યેની તિરસ્કારભાવના ઉત્પન્ન કરે છે. બન્નેમાં એક જાતની પશુતા જન્મે છે. પરણ્યા પછી એક બીજા પોતપોતાના વિચારોમાં મક્કમ રહેવાથી પ્રથમ પગથીએ પગ મૂકતાં જ માખી છીંકે છે. આથી પતિપત્નીનું જીવન નીરસ બને છે. સુયોગે આવા પ્રસંગ પતિપત્નીમાં ન આવે અને શરૂઆતથી જ એક બીજા એક બીજાને પ્રેમથી ચાહતાં શીખે તો બીજું વિઘ્ન એ આવે છે કે, વૃદ્ધ માતાઓ અને બહેનો વગેરે પુરુષના કાનમાં ઝેર રેડે છે કે ' તારી સ્ત્રી તો આવી છે'તેવી છે. ઉધ્ધત છે. ઉચ્છૃંખલ છે. સામી બોલે છે, ઘરકામમાં ધ્યાન આપતી નથી. માટે ભાઇ ! સ્ત્રીને બહુ માથે ન ચડાવીએ જરા સારી શિખામણ દેતો જા.' આ ઉપરથી કેટલાક માવડીઆ અને કેટલાક ઉતાવળીઆ સ્વભાવના પુરુષો સ્ત્રીઓને તિરસ્કારે છે-શિક્ષા કરે છે. આથી એકબીજા વચ્ચેનો પ્રેમ નષ્ટ થાય છે. અને તે બન્નેનો સંસાર ક્લેશમય બને છે. એટલું જ નહિ પણ સ્ત્રીના હૃદયમાંથી કૌટુંબિકપ્રેમ નષ્ટ થાય છે. અને ઉધ્ધરી

તેનાં હૃદયમાં વૈરવૃત્તિ જાગે છે. પતિપત્નીનો પ્રેમ જોઇ કુટુંબે સંતોષ માનવો જોઇએ, અને જો કાંઈપણ એકબીજા વચ્ચે ગેરસમજ થતી હોય તો એકબીજાને સમજાવી એકતા કરી આપવી જોઇએ. નવદંપતીમાં અધિકમાં અધિક પ્રેમની જાગૃતિ થાય એવી સ્વતંત્રતાનો અવકાશ તેઓને આપવો જોઇએ. ફક્ત વડીલ તરીકે એટલો ખ્યાલ રાખવો કે, એમના ઉપર જે કર્તવ્યનો આવશ્યક બોજો છે, તે તેઓ ભૂલી ન જાય. પરંતુ જો વડીલો તેમની સાથે બચ્ચાંની માફક વાત્સલ્ય ન દેખાડે તો પોતાની સ્ત્રીથી વિરક્ત થઈ પુરુષ કદાચિત્ દુરાચારી પણ બની જાય છે, તેમ પતિપત્ની વચ્ચે જેટલી વૈમનસ્ય ઉત્પન્ન કરવાની વડીલો કોશિશ કરશે, તેટલી જ કોશિશ તેઓ પોતાના અહિત માટે કરે છે એમ માની લેવાનું છે. વડીલોએ તો પુત્રવધુને પોતાની પુત્રી કરતાં પણ અધિક માનવી જોઇએ. કેમકે પુત્રી તો પારકા ઘરની મહેમાન છે; એનું સુખ તમારે ભોગવવાનું નથી અને પુત્રવધૂ તો તમારા ઘરની ભવિષ્યની માલેક છે, બીજી રીતે એમના માબાપને છોડી તમારા ઘરમાં આવી છે. માટે અમુક વખત સુધીની તે તમારી મહેમાન પણ છે. અધિકાર હૃદયને જીતનાર નથી; હૃદયને જીતનાર તો પ્રેમ છે. પરંતુ તે પ્રેમ સાચો હોવો જોઇએ. માટે અપમાન કે તિરસ્કાર ન બતાવતાં વધૂ પાસે વડીલોએ પ્રેમથી કામ લેવું જોઈએ. બુરી પણ પ્રેમથી સુધારવી જોઇએ. મૂર્ખ સ્ત્રીઓ વહુની નિંદા કરે છે અને વહુ વૃદ્ધાઓની નિંદા કરે છે. એથી પોતાના કુટુંબની હલકાઇ થાય છે. માટે એ સાવચેતી ખૂબ રાખવી જોઇએ.

પુરુષોને પણ એક વાત ધ્યાનમાં રાખવી કે જે પત્નીને તમો પરણ્યા છો તે પોતાના માતા, પિતા, સ્વજન આદિને છોડીને તમારે

શરણુ આવી છે, તો તમારે એટલો બધો પ્રેમ બતાવવો જોઈએ કે, જેથી માતા પિતા વગેરેના વિયોગનું દુઃખ તરત ભૂલી જાય. એની યોગ્યતાની પ્રશંસા કરવી. એની રૂચિઅનુસાર તમારી રૂચિ બનાવવી એ તમારૂં કર્તવ્ય છે, એટલું જ નહિ પણ દાંપત્યસુખને માટે આવશ્યક છે. આટલું ધ્યાન રાખવું કે તમારા પ્રેમના અતિરેકથી તે પ્રમાદી ન બને; પોતાનું કર્તવ્ય ન ભૂલી જાય. વડીલોની ઉપેક્ષા અથવા અપમાન ન કરે. એવી ભૂલને પણ પ્રેમથી સમજાવી સુધારવી, પરંતુ પત્નીને ગાલીપ્રદાન કે મારકૂટ કદી કરવી નહિ. આમ કરવાથી તમારી શક્તિનો નાશ થશે અને સ્ત્રીમાં ધીઠાઈ આવશે. તમારૂં સ્વર્ગીયસુખ મટી નરકદુઃખ તમારી સન્મુખ ખડું થશે.

નવપરિણીત સ્ત્રીઓએ પણ સમજવું જોઇએ કે, સસરાના ઘરમાં શરૂઆતમાં તમોને બધું નવું નવું લાગશે, પરંતુ તમારે સમજવું કે તમો આ ઘરના મહેમાન નથી પણ આ ઘરના તમો માલેક છો. ઘરની સુખ-શાંતિની જવાબદારી તમારા ઉપર છે. તમો સ્કુલો કે કોલેજોમાં ભણેલા હો તો એ ભણતર તો તમારે પરીક્ષા આપવા સુધીનું છે. એ ભણતરનો અહંકાર હવે તમારે રાખવાનો નથી. તમારા માતાપિતાનું ઘર ગમે તેટલું વૈભવશાળી હોય પણ તેની સાથે તમારે હવે સંબંધ નથી. તમારે માની લેવું જોઈએ કે મારો પુનર્જન્મ થયો છે. તેથી થોડું ઘણું સહન કરવું પડે તો તે પ્રેમથી સહન કરી લેવું જોઇએ. પરિશ્રમથી હિમ્મત હારવી નહિ. તમારાં શિક્ષણનું ફળ આળસ નથી. અકર્તવ્યતા નથી, શારીરિક શ્રમથી પોતાનું અપમાન નથી; ઉલટું ઘરકામ કરવામાં ગૌરવ છે, સ્વાસ્થ્યની રક્ષા છે, નિશ્ચલપ્રેમ છે. એ

પ્રેમથી અને કર્તવ્યપરાયણતાથી સૂકી રોટીમાં પણ અમૃતનો સ્વાદ લાવી શકાય છે અને નરકને પણ સ્વર્ગ બનાવી શકાય છે.

દંપતી વચ્ચે કોઇ વાર કલેશ થવાનો પણ સંભવ છે. પરંતુ તે કલેશ એટલો બધો ભયંકર ન થઇ જવો જોઇએ કે જેથી એક બીજાનાં મન જુદાં પડી જાય. તેમ એ કલેશને લાંબો ન વધવા દેવો. ટુંક મુદતમાં એક બીજાએ એક બીજાની શકિતનો અને આવડતનો ઉપયોગ કરી, એક બીજાને મનાવી લેવાં જોઇએ. તે મનાવવામાં લાંછન કે લઘુતા નથી પણ ઉલટું ગૌરવ છે, મનાવનારની જીત છે.

કોઇ વખત સ્ત્રીની ભૂલ પણ થાય તો પુરુષે ન્યાયધીશની માફક ન્યાય કરવાનો નથી, પણ પ્રેમપૂર્વક સમજુતી આપી ફરી આવી ભૂલ ન થાય એટલી ચેતવણી આપવી, આટલું જ બસ છે.

પ્રેમીયુગલના ઝગડાની વાત બહાર ન જવી જોઇએ, એક બીજા વચ્ચે ઝગડો થયો છે, એમ મુખ ઉપરથી, વાણી કે વર્તન ઉપરથી બીજાઓ ન સમજી જાય એની ખૂબ કાળજી રાખવી જોઇએ. એટલું જ નહિ પણ એક બીજાનું અંદર મન હોવાથી એક બીજાની જમવા જમાડવામાં ખૂબ કાળજી રાખવી જોઇએ, કે જેથી એક બીજાએ રોષમાં નથી ખાધું કે ઓછું ખાધું. આમ એક બીજા માટે ચિંતા રાખવાથી થએલ ઝગડાઓ મીણની માફક એની મેળે પીગળી જાય છે.

પુરુષે પોતાની શકિત અને પોતાના જ્ઞાનની શકિત, સ્ત્રીની શક્તિ સાથે અને સ્ત્રીના જ્ઞાનની શકિત સાથે કદી સરખામણી કરવી નહિ. જરૂરિયાત એક બીજાને લાગે તો તેની પૂરતીનાં સાધનો મેળવી

આપવાં, અગર તો જાતે પરિશ્રમ લઇ પ્રેમથી શીખવવાં. કેટલુંક શિક્ષણ તો વાતોથી પણ આપી શકાય છે.

એક વાત બીજી પણ ધ્યાનમાં રાખવાની છે કે ઘરમાં કોઇ પણ ચીજ સ્ત્રીથી છાની રાખવી નહિ. પૈસો ટકો દર દાગીના જે કાંઈ હોય તે સ્ત્રીને સોંપી દેવું. કાંઈપણ ખરચ કરવું હોય તો એકબીજાએ એક બીજાને પૂછીને કરવું. આવી સ્વતંત્રતાથી કોઈ જાતની હાનિ નથી. સ્ત્રીઓ પુરુષ કરતાં પરિમિત ખરચ કરવામાં વધારે કુશળ હોય છે. કેટલીક સ્ત્રીઓમાં દાગીનાની લાલસા હોય છે. પણ તેનું ઉંડુ કારણ તપાસીએ તો તે કારણ શ્રૃંગારપ્રિયતાનું નથી. પણ સ્ત્રીધન વધારવાની આકાંક્ષાનું છે. એ આકાંક્ષા સ્ત્રીમાં જાગૃત ન થાય એની ખાસ ભવિષ્યને માટે સંભાળ રાખવી એ પુરુષનું કર્તવ્ય છે.

નાટક સીનેમા વગેરે જોવા જવામાં એકબીજાએ સાથેજ જવું. એકની ઇચ્છા ન હોય તો બીજાએ પણ પોતાની ઇચ્છા મુલતવી રાખવી, કે જેથી ભવિષ્યમાં એક બીજાથી અવિશ્વાસનું કે જુદાઇનું કારણ ન રહે, અને એક બીજાનું ચારિત્ર નિર્મળ બન્યું રહે. કેટલાક મૂર્ખશેખરો સૌંદર્યમાં મોહિત થઈ પોતાની સ્ત્રી સાથે વિશ્વાસઘાત કરે છે, અને જે શાખા ઉપર પોતે બેઠો છે તેને જ પોતે કાપે છે. આનંદ એ પ્રેમમાં છે. ઇંદ્રિયોના સુખમાં નથી. ઇંદ્રિયસુખ તો હૃદય-સુખનું માત્ર સહાયક છે. માટે નિશ્ચલપ્રેમ અને સુખદુઃખનું સહયોગી-પણું જે સ્ત્રીમાં મળે છે તે વેસ્યા કે પરસ્ત્રીમાં કદી મળતું નથી.

સંતાન સુખ એ પણ સંસારની જરૂરી વસ્તુ છે. તેના અભાવે સ્ત્રીને અને કુટુંબને બન્નેને ચિંતા થાય છે. એ ચિંતાનો ભોગ બની

પુરુષે કદી પણ બીજી સ્ત્રી પરણવાની ઉતાવળ કરવી નહિ. સંતાન એ તો એક એવી વસ્તુ છે કે એ કોઈના હાથમાં નથી, માટે આપણે પૂર્વ સંસ્કારને અને પૂર્વ કર્મને માનનારા હોવાથી તે વાત કર્મ ઉપર છોડી દેવી.

સ્ત્રીશિક્ષણના સંબંધમાં થોડુંક કહી દેવાની જરૂર છે. પુરુષ શિક્ષક હોય છે, ઉપદેશક હોય છે વકીલ, બારીસ્ટર, ડોક્ટર પણ હોય છે. એવો પુરુષ પોતપોતાની વિદ્યાનો ઉપયોગ જેમ બીજાઓને માટે કરે છે તેમ સ્ત્રી માટે પણ કરી શકે છે. ફેર માત્ર એટલો જ છે કે સ્ત્રી આગળ પ્રેમથી વિવિધ વિષયોની ચર્ચા કરવાથી સ્ત્રીને ઘણું જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને શિક્ષિત પતિની પત્ની પણ શિક્ષિતા બની શકે છે. ધારો કે તેવી સમજણ સ્ત્રીમાં ઓછી હોય તો સ્ત્રી સભ્ય અને સુસંસ્કારવાળી બને, એટલો તો ખાસ ખ્યાલ રાખવો જોઈએ. બીજી સુશિક્ષિત સ્ત્રીઓને જોઈ આપણી અશિક્ષિત સ્ત્રી તરફ ઘૃણા કરવાથી દાંપત્યપ્રેમ ઉપર તે કુઠારાઘાત કરે છે. દુનિયાને સમજાવવાનો દાવો કરનારા ગામડાના ગામડીઆઓને પણ સભ્ય બનાવવા પ્રયત્નશીલ સુધારકો પોતાના ઘરમાં પોતાની સ્ત્રીને ન સુધારી શકે તો તે માત્ર સુધારાની વાતો કરનારા જ છે. વળી અશિક્ષિત સ્ત્રી સુશિક્ષિત પતિને નિરુપયોગી છે એમ પણ માનવાનું નથી, એ અનેક દાખલાઓમાંથી 'મહાત્મા' ગાંધીજી અને તેમનાં પત્ની કસ્તુરબાનો દાખલો જુઓ કે જે અશિક્ષિત છતાં સભ્ય અને સંસ્કારવાળાં હોવાથી પતિને સહાયક બન્યાં છે. ગુજરાતના કવિ સમ્રાટ 'નાનાલાલના પત્ની માણેકબાઈ અશિક્ષિત છતાં પણ પતિ સેવા પરાયણ છે.'

## ધર્મના નામે અધઃપતન

**ધ**ર્મશબ્દ એટલો બધો સોંઘો થઇ પડ્યો છે કે, બધા દેશ બધા મનુષ્ય બધા સંપ્રદાય કે બધા દર્શન ધર્મના બહાના હેઠળ પોતે પોતાને ધર્મી માની રહ્યા છે. અહંતાનું પોષણ ધર્મના નામે થઈ રહ્યું છે. શાસ્ત્રોની રચના અને ઢગલાબંધ શાસ્ત્રો ધર્મના નામે લખાઈ રહ્યા છે. જુદા જુદા ધર્મોના ધર્મગુરુઓ ભક્તોનું સૈન્યબળ એકઠું કરી એક બીજા એક બીજા ઉપર આક્રમણ કરી રહ્યા છે. કેટલાક મન માનતી ભક્તિમાં ધર્મ માની રહ્યા છે. કેટલાક બાહ્યત્યાગને ધર્મ માની રહ્યા છે. કેટલાક ક્રિયાકાંડોને અને કેટલાક તીર્થયાત્રામાં ધર્મ માની રહ્યા છે, કેટલાક તપશ્ચર્યા કરી કાયક્લેશમાં ધર્મ માની રહ્યા છે, કેટલાક દ્વૈતાદ્વૈતની વાતોમાં, કેટલાક અધ્યાત્મની વાતોમાં ધર્મ માની રહ્યા છે,

કેટલાક લોકપરલોકની, જન્મમરણની, પાપ પુણ્યની વ્યાખ્યા ધર્મના નામે કરી રહ્યા છે, મતલબ કે ધર્મના નામે ખૂબ ચૂંથાચૂંથ ચૂંથાઈ રહ્યાં છે, ધર્મના નામે મનુષ્યોનું અધ:પતન થઈ રહ્યું છે, કોઇક જ વિરલ વ્યક્તિ એવી હશે કે જે ધર્મને ધર્મ તરીકે સેવતી હશે.

ઉપરનાં લખાણથી વાંચનારાઓએ ભડકવાનું નથી, કેમકે અમો ધર્મવસ્તુનો અભાવ છે, એમ કહેવા માગતા નથી. માત્ર અમો એટલુંજ સમજાવવા માંગીએ છીએ કે, આ ભવાટવીમાં ધર્મના નામે મનુષ્યો ભૂલા પડયા છે. ધર્મમાં અધર્મ કદી હોઇ શકે નહિ એતો સહુને સ્વીકારવું પડશે. સાથે સાથે મનુષ્યોમાં મોટામાં મોટા ઝગડા-કલેશો અને મારામારી ધર્મના નામેજ થતી જોવામાં આવે છે. કુસંપ પણ ધર્મના નામેજ થએલ છે. હજારો દેવદેવીઓની મૂર્તિ-ઓની કલ્પનાઓ એ પણ ધર્મના નામે એક બીજાથી ભિન્ન નજરે પડે છે. પશુહિંસા એ ધર્મના નામે થતી જોવામાં આવે છે. કેટલાક દેવદેવીઓ આગળ દરરોજ હજારો બકરા કપાતા જોઇએ છીએ. વામમાર્ગીઓ દારૂપાન, પરમાટીભક્ષણ અને વ્યભિચાર સેવન, શકિતની પૂજાને નામે-ધર્મના નામે કરી રહ્યા છે. એટલે હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, ધનસંગ્રહ ધર્મના નામે થઈ રહેલ છે. તેને કયો ડાહ્યો માણસ ધર્મ કહી શકે ? એકવાર જે માણસ જે કહેવાતા માની લીધેલા ધર્મમાં લપટાણો તે જિંદગીભર એમાંથી નીકળી શકતો નથી.

## સંપ્રદાય દર્શનો એ ધર્મના નામેજ લખાણાં છે.

ધર્મ વાચક શબ્દ છે તો પછી એનું વાચ્ય અવશ્ય હોવું જોઇએ. એટલે ધર્મ-વસ્તુ છે, પણ તેની વ્યાખ્યા શબ્દોથી થઈ શકે તેમ

નથી. કેટલીક વાતો એવી હોય છે કે સમજાય છે પણ સમજાવી શકાતી નથી. માટે ધર્મ શું વસ્તુ હોઈ શકે છે, તેને માટે અમો એક નીચે શાસ્ત્રીય દાખલો આપીએ છીએ. તે ઉપરથી વાંચનારાઓએ ધર્મનું વસ્તુસ્વરૂપ સમજી લેવાનું છે.

## ધર્મની વ્યાખ્યા—

મગધદેશનો શ્રેણિકરાજા રાજસભામાં એક દિવસે પોતાના ઉમરાવોને–સભાસદોને પ્રશ્ન કરે છે કે, મારી રાજગૃહી નગરીમાં ધર્મી ઘણા કે અધર્મી ? લોકોએ જે દૃષ્ટિએ ધર્મ માનેલ તે દૃષ્ટિએ કહ્યું કે, આપની નગરીમાં ધર્મી ઘણા છે. અધર્મી તો કોઈક જ હશે. એ વખતે બુદ્ધિનિધાન અભયકુમાર પ્રધાન કહે છે કે રાજન્ ! હું એમ કહું છું કે આપની નગરીમાં ધર્મી કોઈક જ હશે, બાકી હું તો ઘણાઓને ધર્મીના નામે અધર્મી જોઉં છું. આ વાતમાં મતભેદ પડવાથી શ્રેણિકરાજાએ કહ્યું કે ' અભયકુમાર ! આ વાતની આવતી કાલે મને તારે ખાતરી કરી આપવી જોઈએ. ' અભયકુમારે ગામ બહાર મોટા બે તંબૂ નખાવ્યા. એક ધોળો અને એક કાળો. ગામમાં ઢંઢેરો પીટાવ્યો કે ' જેટલા ધર્મી હો તે સહુએ સવારમાં ધોળા તંબૂમાં દાખલ થઈ જવું. અને જેટલા અધર્મી હો તેટલાએ કાળા તંબૂમાં દાખલ થઈ જવું. ' સવારના પહોરમાં એકદમ મનુષ્યો બહાર નીકળી ધોળા તંબૂમાં અને તેના અડખે પડખે દાખલ થઈ ગયા. ફક્ત બે માણસો કાળા તંબૂમાં જઈ બેઠા. અભયકુમાર અને શ્રેણિકરાજા જોવા નીકળ્યા. ધોળા તંબૂવાળાઓને પૂછ્યું કે તમે શું શું ધર્મ કરો છો ? સહુએ પોતે જે જે ધર્મ કરતા હતા તે કહી બતાવ્યું. પછી ગયા

કાળા તંબૂમાં. ત્યાં બે કઠિયારા આંખોમાંથી આંસુ સારતા, પશ્ચાત્તાપ
કરતા નીચી દૃષ્ટિ રાખી બેઠા છે. શ્રેણીકે પૂછ્યું કે " ભાઇ તમે શું
અધર્મ કર્યું છે કે કાળા તંબુમા આવી બેઠા છો ? " પશ્ચાત્તાપ
કરી કરી માત્ર હાડચામ જેના શરીરપર રહ્યાં છે, એ બેમાંથી એક
ગદ ગદ કંઠે બોલ્યો કે ' રાજન્ ! અમો જાતના કઠિયારા છીએ.
જંગલમાં લાકડાં લેવા ગએલા ત્યાં એક મહાન્ યોગીનાં દર્શન થયાં.
તેઓએ કૃપા કરી અમોને બોધ આપ્યો. અમોએ તેમના બોધથી
મદિરામાંસનો ત્યાગ કર્યો. કેટલાક દિવસ પછી એક દિવસે ભૂલમાં
અમોએ મદિરામાંસનો ઉપયોગ કર્યો. તરતજ અમારી ભૂલ અમોને
યાદ આવી. અમને મોટો પશ્ચાત્તાપ થયો. તે દિવસથી અમોએ અન્ન
પાણીનો ત્યાગ કર્યો છે. કેમકે અમો ગુરૂદ્રોહી બન્યા છીએ. એટલે
અમો મહાપાપી છીએ. લીધેલ વ્રતનો ભંગ કરવાથી અમો ચંડાળ
કરતાં પણ નીચ છીએ. અમારૂં પાપી મોઢું કોઇને બતાવવા લાયક
નથી. હે રાજન્ ! અમારા જેવા અધર્મી આ જગતમાં કોણ હોઇ
શકે ? રાજહુકમને માન આપી આ કાળા તંબુમાં આવીને બેઠા છીએ."

એમનો પશ્ચાત્તાપ જોઇ રાજાનું હૃદય પણ ભરાઇ આવ્યું.
અભયકુમારે કહ્યું કે ' હે મહારાજ ! ખરા ધર્મી આ બે કઠિયારા જ
છે.' જેમને પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કેવો થઇ રહ્યો છે. એ આપણે
જોઇ રહ્યા છીએ. આવા પશ્ચાત્તાપ કરનારા કદી પણ બીજીવાર ભૂલ
કરે નહિ. જે મનુષ્યને પોતાની ભૂલનું જ્ઞાન થાય છે, જે મનુષ્ય
પોતાની ભૂલનો અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરે છે, તેજ ખરો ધર્મી
છે.' બાકી બાહ્ય ધર્મક્રિયાઓ કરનારા વ્યવહારમાં અપ્રમાણિકપણે વર્ત-
નારા અનેકવાર પ્રતિજ્ઞાભ્રષ્ટ થએલા પોતે પોતાને ધર્મી માની દર વર્ષે

ભૂલોની માફી માગે, ફરી એની એજ ભૂલો કરે છતાં અંતઃકરણમાં પશ્ચાત્તાપ ન થાય એ ધર્મ નથી પણ ધર્મઢોંગી છે. ઘોળા તંબુમાં બેસનારા લગભગ આવોજ ધર્મ પાળનારા છે. માટે રાજન્ ! ખરા ધર્મી બહુ થોડા હોય છે.'

ઉપરના દૃષ્ટાંતથી વાચકો સમજી શકશે કે અંતઃકરણમાં જેને પશ્ચાત્તાપ નથી, વ્યવહારમાં જ્યાં પ્રમાણિકપણું નથી, દિવસમાં અનેકવાર અસત્ય ઈરાદાપૂર્વક બોલાતું હોય, દંભસેવન કરાતું હોય, અનેકવાર લીધેલાં વ્રત ભાંગતાં જેમનાં મનમાં આંચકો આવતો ન હોય, અનેકવાર ત્યાગીનો વેશ પહેરી વેશ મૂકનારાઓને ફરી ત્યાગીનો વેશ પહેરનારાઓ અને પહેરાવનારાઓ ખરા ધર્મની મશ્કરી કરાવતા હોય, ત્યાં ધર્મીપણું હોઈ શકેજ નહિ, માટે ધર્મ પામવો અને પાળવો એ બહુ મુશ્કેલ છે. હાલ તો ધર્મના નામે ધર્મનું અધઃપતન થઈ રહેલ છે.

શ્રી રામકૃષ્ણ શતાબ્દિ ઉજવવા કલકત્તામાં મળેલી સર્વ ધર્મ પરિષદના પ્રમુખસ્થાને કવિ સમ્રાટ શ્રી રવીંદ્રનાથ ટાગોર પણ એવુંજ બોલેલા છે.

" કારાગારમાં જન્મેલાને આ કારાગાર છે એ ખબર પડતી નથી. તેવીજ રીતે વૈભવમાં રાચતાને ખબર પડતી નથી કે તેમના ગુમાનના કિલ્લામાં તેઓ બંધદશામાં પડેલા છે. તેઓ સ્વાધીન હોતા નથી. એટલુંજ નહિ પણ સ્વાધીન બનવાની ઈચ્છા પણ તેમનામાં જાગૃત થતી નથી. આપણા નિત્યજીવનથી આપણને સંતોષ હોતો નથી. ભાવિજીવન ગમે તેવું સંતોષજનક હોય તો પણ આપણે હમેશાં

કેમ કે અપરિમિતની ઝંખના કરીએ છીએ, માનવજાતિ અપરિમિતને પ્રાપ્ત કરવા હમેશાં પ્રયત્ન કરી રહેલ છે.”

“ આશ્રયને શોધ્યા કર્યાં છે, પણ જે એક રહસ્યમય પ્રદેશને આપણે પ્રાપ્ત કરી શક્યા નથી તે છે આધ્યાત્મિક. આ શબ્દ સંદિગ્ધ છે. તેનો અર્થ હજુ સમજાયો નથી, બધાં બંધનો કરતાં જે બંધનો આધ્યાત્મિક સ્વરૂપ લે છે, તેને દૂર કરવાં વધારે મુશ્કેલ હોય છે. બધા કારાગારોમાં એ કારાગાર સૌથી ભયાનક છે. જેમાં માનવીનો આત્મા સ્વપ્નમાંથી જન્મેલી ભ્રમણામાં કેદ પડેલો હોય છે અને માત્ર દુન્યવી વસ્તુઓની સાધના કરતાં આવા આધ્યાત્મિક સ્વાર્થી માનવી વધુ સંકુચિત બને છે, અને જ્યારે ધર્મ એનાં મૂળ પવિત્ર સ્થાનેથી દૂરના માર્ગે પ્રવાસ કરે છે ત્યારે તેનું પતન થાય છે. તેની તાજગી હણાઈ જાય છે; તે એક ખોખું બને છે. યાંત્રિક રીતરિવાજો અને ક્રિયાઓ-નો જ તેનો દેહ રહે છે તેના વાડા અળખામણા બને છે. માનવજાતના માર્ગમાં ભારે અંતરાય રૂપ નીવડે છે, અને ધર્મો માનવજાતના કંઠને ભરડો લેતા ને ગુંગળાવતા અજગર જેવા લાગે છે, નાસ્તિકવાદ જેટલી પ્રભુની નાલેશી કરતો નથી, તેટલી નાલેશી આ અવનતિ પામેલા ધર્મો કરે છે ધર્મનું આવું પતન સર્વવ્યાપી છે, તેનો ઇતિહાસ બાંધવોના રક્તથી ભરેલો અને અપવિત્ર છે.

આત્માની મુક્તિનો જેનો હેતુ હોવો જોઈએ, એવા ધર્મોએ માનવીનાં મનને કુંઠિત કરેલાં છે ને નૈતિક હકોનો નાશ કર્યો છે. જ્યારે ધર્મના સંરક્ષકોએ માનવીઓની કેવળ [illegible] [illegible] પંડિતોને આશીર્વાદ આપ્યા છે, ત્યારે તો [illegible] [illegible]

આ રીતે તારણહાર તરીકે પ્રારંભ થએલો ધર્મ કારાગારમાં પરિણમે છે, અને એના સ્થાપકની ત્યાગની ભાવના ધર્માચાર્યોના હાથમાં મિલકત અને માલેકીનું સ્વરૂપ લઇને અનેક કલહ ઉત્પન્ન કરે છે અને જળપ્રવાહમાં જેમ રોપા અને પાનડાં, કચરો અને ડાંખળાં પાણી રૂકવીને ગંધાતાં ખાબોચીયાં બનાવે છે, તેના જેવું જીવનપ્રવાહનું ધર્મોએ કર્યું છે, અને તેના સ્થાપકોએ ન કલ્પેલા ઉપાયો ધર્મગુરૂઓ કરીને લોકોને શોષે છે. જ્યારે ધર્મ પોતાના સિદ્ધાંતોને બધાંપર લાદવાની મહત્વાકાંક્ષા સેવવા માંડે છે, ત્યારે તેનું પતન થાય છે અને તે એક પ્રકારના શાહીવાદનું સ્વરૂપ પકડે છે. ”

ઉપરના કવિ સમ્રાટ શ્રી રવીંદ્રનાથ ટાગોરના ઉદ્ગારો મૂર્તિમંત વર્તમાનકાળમાં ધર્મના નામે ચાલતા અનર્થોનો પ્રત્યક્ષ અનુભવ કરાવી રહ્યા છે. આથી ધર્મ કાંઈક ન્યારી જ વસ્તુ છે. વર્તમાનકાળમાં માની લીધેલા ધર્મો એ વસ્તુતઃ સત્યધર્મ નથી. ધર્મ એ, આત્માનો વિશુદ્ધ ગુણ છે, એની વ્યાખ્યા શબ્દોથી થઇ શકે તેમ નથી. છતાં અમોએ જે કાળો ધોળો તંતુનો દાખલો આપ્યો છે તે ઉપરથી ધર્મ શું વસ્તુ છે તેની માત્ર ઝાંખી કરાવવામાં આવી છે.



## મનુષ્યજીવનની વિશેષતા

મનુષ્ય પોતાનું જીવન બે રીતે પસાર કરે છે, એક તો જીવન દરમિયાન અનેક પરહિતનાં કાર્ય કરવામાં પોતાનાં જીવનની સફળતા માને છે, અને એક પોતાનું જીવન પોતાનાં સુખ માટે પસાર કરે છે. જે માનવ પરોપકારમાં પોતાનાં જીવન વ્યતીત કરે છે, એની જ ગણના મનુષ્યજીવનમાં ગણાય છે અને એ જ જીવે છે. બાકી મનુષ્યપણું પામી પોતાના સ્વાર્થ સિવાય કાંઇ પણ કરી શક્યો નથી એની ગણતરી મનુષ્યસમાજ બહાર હોવાથી જીવનમાં ગણાતી નથી.

શરીર એક યંત્ર છે. એક દિવસ વિનાશ પામનાર છે. એ શરીરરૂપી યંત્રદ્વારા જે કાંઈપણ પરહિત કરે છે, તે મૃત્યુ પછી પણ જીવંત છે અને જે એવું કાર્ય નથી કરી શકતો તે જીવતાં મુડદાં સમાન છે.

એક માણસ એવો વિચાર કરે કે 'શું કરીએ ? બહોત ગઈ અને થોડી રહી, હવે તો જિંદગી પૂરી કરવાની છે. છોકરા છોકરીઓની ઉપાધિમાંથી નવરા થઈએ તો બીજાનું કરીએ ને !' આવી નિરાશા સેવતો માણસ જીવતો પણ મુડદા સમાન છે. માણસે વિચાર કરવો જોઈએ કે, મનુષ્ય કોઈને કોઈ જાતની પણ સેવા બીજા માણસની કરી શકે છે. માત્ર કર્તવ્યક્ષેત્રમાં પ્રવેશ કરવાની જરૂર છે. પોતાનાં સાધનને અનુરૂપ, પોતાની શક્તિને અનુરૂપ, મનુષ્યે કાંઈને કાંઈ નિઃસ્વાર્થ-ભાવે મનુષ્યસેવા અવશ્ય કરવી જોઈએ. કેટલાંક કાર્ય બીજા ન જોઈ શકે એવાં હોય છે. માટે મનુષ્યે પોતાની દૃષ્ટિ કાર્ય કરવા તરફ રાખવી; પણ બીજાને દેખાડવાની દૃષ્ટિ રાખવી નહિ. જ્યાં બીજાને બતાવવાની દૃષ્ટિ રહે છે, ત્યાં પોતાની શક્તિ ઉપરાંત પરિશ્રમ સેવતાં ઘણી વાર પોતે પાછો પડે છે, તેથી કાર્યમાં હતાશ થઈ જાય છે.

કેટલાક વૃદ્ધો એવો વિચાર કરી શકે છે કે 'આજ દિવસ સુધી મેં સ્વાર્થ સિવાય કોઈપણ કાર્ય કર્યું નથી. હવે તો જે શક્તિ મારામાં છે તેનો સદુપયોગ કરવો એ જ મને મુનાસબ છે.'

યુવક પણ બે જાતના વિચાર કરી શકે છે. એક યુવક વિચારે છે કે ' જો સમાજની સેવામાં પડીએ તો આ જીવનનો આનંદ ક્યારે ભોગવાય ? તેમ, પત્ની, માતા, પિતા અને બાળબચ્ચાંઓની ચિંતામાંથી નવરાશ ક્યાં છે કે સમાજની સેવા કરીએ ? દુનિયામાં તો એમ ચાલ્યાં જ

કરે છે. દુનિયાને સુધારવાનો આપણે કયાં ઇજારો લીધો છે?' બીજો યુવક એવો વિચાર કરે છે કે 'આ યુવાવસ્થામાં જ કાંઇપણ સમાજની સેવા કરી લેવી જોઇએ. જે ઉત્સાહ સાથેસાહસ ખેડવાની શકિત યુવાવસ્થામાં છે, તે વૃદ્ધાવસ્થામાં નહિ રહે. મનુષ્યે જીવીને કાંઇપણ ભલું કરી જવું જોઇએ. જે ગાનારા ગાય છે કે 'કુચ્છ ન કુચ્છ કર જાયેંગે' તે માટે કાંઈ પણ કરી જવું એ મારી ફરજ છે. જેમ ગૃહકાર્ય મારૂં કર્ત્તવ્ય છે તેમ સાથેસાથે સમાજસેવા પણ મારૂં કર્ત્તવ્ય છે.

શ્રીમંતો જ્યારે લક્ષ્મીની રેશમઠેલમાં ગરકાવ હોય છે, ત્યારે એઓને સમાજસેવા માટે કોઇ કાંઇ કહેવા જાય તો તેને કહે કે 'ભાઇ તમે નવરા છો, અમે લોકોને તો ઘડીની પણ ફુરસદ કયાં છે કે સમાજની સેવા કરીએ? તમારે જોઇએ તો પચાસ રૂપિયા લઇ જજો. બાકી તો સમાજસેવા કરવી એ અમારૂં કામ નથી.' બીજા શ્રીમંતો એવા પણ હોય છે કે, સંપત્તિનો સદુપયોગ સમાજ સેવામાંજ કરે છે. કેમકે તેઓ સમજે છે કે 'ગરીબ કે અમીર દરેકને પેટ પૂરતું જ ભોજન જોઇએ છે. લક્ષ્મીની પથારી કરી તેમાં સુવાથી કે તેજુરીમાં ભરી રાખવાથી લક્ષ્મીનંદનોની જીંદગી વધતી નથી. મૃત્યુ ગરીબ અને તવંગર બન્નેને સરખુંજ આવે છે. તો પછી પ્રાપ્ત થએલ ધનનો સદુપયોગ સમાજની સેવામાં, સમાજની ઉન્નતિમાં શા માટે ન કરૂં? ચંચળ લક્ષ્મીનો વિશ્વાસ શો? માટે એનાથી જેટલું પરહિત થાય તેટલું કરી લેવું એ મારી ફરજ છે.'

ગરીબ પણ બે જાતના હોય છે. એક સમાજસેવા કરનારાઓની નિંદા કરનારા હોય છે, 'ઘરમાં ખાવાને માટે સાંસા છે, ત્યાં સેવા

કરવા કયાં જઇએ ? બધા સેવા કરે છે એ બધાનાં પેટ ભરેલાં છે ત્યારે બધુ સૂઝે છે. અહીં તો મહેનત–મજુરી કરીએ ત્યારે રોટલા ભેગા થઇએ.

બીજો ગરીબ એવો વિચાર કરે છે કે 'ગરીબી તો ભાગ્યમાં લખાવી આવ્યા છીએ. એક રૂપિયો દેવાની શકિતતો નથી. તો પછી મન, વચન અને કાયાથી જેટલું સમાજનું ભલું થાય તેટલું કરી છૂટવું એ મારો ધર્મ છે. અને સમાજની સેવા કરતાં કાંઈ કષ્ટ પડે તો તે પણ સહન કરી લેવું. કેમકે સહન કરવાની મારી ટેવ છે. મારે શું લઈ લેવાના હતા? પૈસાવાળાઓને ધનની ચિંતા. મહાત્માઓ ત્યાગી હોય છે, ત્યારે જ તેઓ સમાજની સેવા કરી શકે છે. તો હું પણ ત્યાગી જેવો જ છું. મારી પાસે શું છે? વળી મારું શરીર ખડતલ છે. માટે સેવા કરવી એતો અમારા જેવા ગરીબોનું જ કામ છે.'

ઉદ્યોગી પણ બે જાતના હોય છે. એક પોતાના કામકાજનાં ઉદ્યોગમાં એટલો બધો લીન હોય છે કે તેને ઘડીની પણ ફુરસદ હોતી નથી. તે માને છે કે 'સમય કયાં છે?' કે સમાજની સેવા કરૂં? ધર્મની વાતો સાંભળું, સભાઓમાં જાઉં, ભાઇ! જમાનો કઠણ છે આજે મહેનત–મજુરી કરી પાંચ પૈસા પેદા કરીએ છીએ તે કાંઇ લૂંટાવી દેવાના નથી. ધર્મની અને સમાજની વાતો કરનારા એ બધા પેટભરા છે, એ બધો દંભ છે, એ બધી બેકારોની ચાલબાજી છે. જહાનમમાં જાય એ સમાજસેવા. સમાજની દુર્દશા થઇ રહી છે તેમાં હું શું કરૂં? મેં કાંઈ સમાજની દુર્દશા કરી નથી. આપણને આપણા કામમાંથી ફુરસદ ન મળે તેથી એ ઉપાધિમાં આપણે પડતા નથી. પંડ્યાઓ કયાં કોઈની ચિંતા કરે છે?'

આવો જ બીજો માણસ એથી બીજી રીતે વિચારે છે. કામ તો સદા છે જ, એમાથી નવરાશ મળશે ત્યારે બીજું કામ કરશું એ વિચાર જ મૂર્ખાઈ ભરેલો છે. કામમાં કામ થઇ શકે છે. ઘરકામમાંથી ફુરસદ મેળવી ધર્મના અને સમાજનાં કામમાં પણ રસ લેવાની જરૂર છે.

એક વિદ્વાન પોતાની વિદ્વત્તાનો ગેરઉપયોગ કરે છે. ફોગટ પંડિતાઇનો ડોળ રાખી લોકોને ઉતારે છે. સમાજસેવા, સમાજસેવાની વાતો કરનારા મૂર્ખ છે, સમાજનો નાશ કાલે થતો હોય તો ભલે આજે જ થાય. એમાં મારૂં શું જાય છે? બસ, શેઠજીને રાજી રાખવા એટલું જ મારૂં કર્તવ્ય છે. જૂના જમાનાના માણસોને રાજી રાખવામાં જ માલ છે. વિધવાવિવાહની વાતો કરનારાઓ મૂર્ખ છે. એવા બે ચાર વ્યાખ્યાનો આપીશ કે બે ચાર લેખ લખીશ. શાસ્ત્રોમાં યુક્તિઓના ક્યાં તોટા છે. માનાકાંક્ષી ગુરુઓની સેવા કરીશ, એમનાં ગીત ગાઇશ. બસ, પૈસા લઇ પ્રશંસાના બે ચાર શ્લોકો બનાવી આપીશ. બસ આપણે તો પેટ ભરવું, પાંચ પૈસા પેદા કરવા એમાં જ મઝા છે.

બીજો વિદ્વાન એવો વિચાર કરે છે કે, સુભાગ્યથી અને સમાજની કૃપાથી બે અક્ષર શીખ્યો છું. તેનો સદુપયોગ સમાજને સત્યમાર્ગ બતાવવામાં જ કરવો જોઇએ, આડે રસ્તે દોરનારા પેટભરા વિદ્વાનોએ સમાજને પાગલ બનાવી દીધેલ છે. ખોટી શ્રદ્ધા, ખોટી ધર્મભાવના ઉભી કરી સમાજને ગેરરસ્તે ચડાવી દીધેલ છે. જેમ ચિકિત્સક રોગીની ચિકિત્સા કરી રોગરહિત કરે છે, તેમ હું સમાજનો ચિકિત્સક બનીશ. અને સમાજને સત્યમાર્ગ બતાવીશ. શાસ્ત્રના નામે સમાજને જે વહેમી બનાવી છે, તે વહેમ શાસ્ત્રોદ્વારા જ દૂર કરીશ. ભલેને સ્વાર્થી વિદ્વાનો મારી નિંદા

અને શું હોઇ શકે તેનું દિગ્દર્શન કરાવીશ. દરેક ધર્મ અહિંસા, સત્ય અને ત્યાગની ત્રિપુટી ઉપર રચાએલ છે. જ્યાં જ્યાં ધર્મના નામે હિંસા અસત્યનું સેવન થતું હોય, ત્યાગમાં વૈભવ દેખાતો હોય ત્યાં ધર્મ નથી. એ મારે છાતી ઠોકીને કહેવું જોઇએ. આમ કરતાં રૂઢિવાદીઓ તરફથી ગમે તેટલો વિરોધ ઉભો થાય તે મારે સહન કરવોજ જોઇએ. આપણા મહાવીર અને બુદ્ધમહાત્મા જેવાઓએ સમાજને સત્યમાર્ગ સમજાવતાં ઓછું સહન નથી કર્યું. આ રીતના વિચાર કરનારા પણ ધર્મગુરુઓ હોય છે.

અમોએ આ લેખમાં સમાજમાં બે જાતના મનુષ્યો હોય છે એમ જુદી જુદી દિશાથી બતાવી આપેલ છે. જેઓ સમાજ માટે એ પરવા છે, સ્વાર્થમાં મશગૂલ છે તેઓનું જીવન નથી પણ તેઓ જીવતાં મુડદાં સમાન છે. અને જેઓ સમાજ માટે કાળજી રાખનારા છે. પોતાનું જીવન સમાજ માટેજ ઘડાયલું છે, એમ માની વર્તનારા છે તેઓ મરણ પછી જીવતાજ છે.

Y

ન આપવું એનું નામ અહિંસા છે. પરંતુ ઘણાં કાર્યો એવાં પણ હોય છે કે, જે કાર્યથી પહેલાં કષ્ટ અને પછી આનંદ થાય છે. પોતાના આનંદની ખાતર દરેક પ્રાણી પ્રયત્નશીલ બને છે. પરંતુ એનું ફળ સારૂં નથી. બાહ્યદૃષ્ટિથી આપણે કોઇને અપરાધી માનીએ તો તેવા અપરાધ આપણા જીવનમાં આપણે કરી રહ્યા છીએ કે નહિ એ વિચાર કરતાં આપણે પણ અનેકના અપરાધી ઠરશું. મતલબ કે હિંસા કે અહિંસા બાહ્યક્રિયા ઉપર આધાર રાખતી નથી. પણ અંતઃકરણની ભાવના ઉપર આધાર રાખે છે. એક મનુષ્ય બાહ્યહિંસા નથી કરતો છતાં એને હિંસાનું ફળ મળે છે. અને એક મનુષ્ય બાહ્યહિંસા કરતો દેખાય છે, છતાં તેને હિંસાનું ફળ પ્રાપ્ત થતું નથી. વળી એક માણસ મોટામાં મોટી હિંસા કરે છે, એમાં એકને હિંસાનું ફળ થોડું મળે છે અને એકને હિંસાનું ફળ મળતું નથી. અને એકને હિંસા કરતાં અહિંસાનું ફળ મળે છે. આ બધી હકીકત વિચારણીય છે. પૂરી રીતે વિવેક કરવાથી આ હકીકત સમજી શકાય તેમ છે. જેમ અહિંસાનું સ્વરૂપ સમજવું અને તેની પરીક્ષા કરવી કઠણ છે, તેવી જ રીતે હિંસાનું સ્વરૂપ અને હિંસાની પરીક્ષા કઠણ છે. હિંસા અને અહિંસાના સંબંધમાં પુરુષાર્થસિદ્ધયુપાય નામના ગ્રંથમાં અમૃતચંદ્રસૂરિએ સુંદર વિવેચન કર્યું છે.

अविधायापि हि हिंसां हिंसाफलभाजनं भवत्येकः।
कृत्वा परो हिंसां हिंसाफलभाजनं न स्यात् ॥ १

एकः स्वल्पा हिंसा ददाति काले फलमनल्पम्।
अन्या च महा हिंसा स्वल्पा भवति परिपाके ॥ २

ભાવાર્થ— એક માણસ હિંસા કરતો નથી, છતાં તે હિંસાનાં ફળને પ્રાપ્ત કરે છે. બીજો માણસ હિંસા કરે છે છતાં હિંસાનું ફળ તેને મળતું નથી. એક માણસ થોડી હિંસા કરે છે, તો પણ કાળાંતરે તેને હિંસાનું વિશેષ ફળ ભોગવવું પડે છે, અને એક મોટી હિંસા કરે છે તે કાળાંતરે થોડા ફળને પામે છે. દાખલા તરીકે એક માણસ વિવેકપૂર્વક કોઈપણ જીવ મારાથી ન મરે એવી કાળજીથી પ્રવૃત્તિ કરે છે, છતાં અજાણતાં એનાથી હિંસા થઇ જાય તો તેને હિંસાનું ફળ પ્રાપ્ત થતું નથી. કેમકે એની ભાવના હિંસા કરવાની નથી. તેમજ એક માણસ બેદરકારીથી હિંસાની પરવા રાખ્યા વિના પ્રવૃત્તિ કરે છે, તે પ્રવૃત્તિ દરમિયાન એકે જીવની હિંસા થતી નથી. છતાં એને હિંસાનો દોષ લાગેછે, કેમકે એની પ્રવૃત્તિમાં એનાં હૃદયમાં જીવ બચાવવાની કાળજી નથી. એવી જ રીતે એક માણસ થોડીથી હિંસા કરે છે, પણ એ હિંસા કરવામાં આનંદ માને છે, અને પોતાની ચતુરાઈનાં પોતે વખાણ કરે છે તેથી તેને કાળાંતરે મહાન્ કષ્ટો ભોગવવાં પડે છે. ખંધકમુનિના જીવે પરભવમાં એક ફળની યુક્તિપૂર્વક આખી છાલ ઉખેડી હતી, અને તેમાં પોતાની ચતુરાઈથી પોતે ફુલાયા હતા. એ કર્મથી ખંધકમુનિના ભવમાં આખા શરીરની ચામડી રાજસેવકોએ ઉતારી તેનું કષ્ટ પોતાને સહન કરવું પડયું. માટે થોડી હિંસામાં પણ જો પોતે રાચે તો તેનું વિશેષ ફળ ભોગવવું પડે છે. એવી જ રીતે એકને હાથે મોટી હિંસા થઈ જાય અને તરત જ તેને પશ્ચાત્તાપ થાય, તો તે જીવહિંસાના ઓછાં ફળને પ્રાપ્ત કરે છે. મતલબ એ છે કે, બાહ્ય હિંસા ઉપરથી ફળની પ્રાપ્તિનો નિશ્ચય કરી શકાતો નથી. કેમકે ફળની પ્રાપ્તિનો આધાર અંતઃકરણની ભાવના ઉપર રહેલ છે.

કેટલાકો અહિંસાની મશ્કરી કરે છે અને કહે છે કે, શ્વાસો-ચ્છ્વાસ લેવામાં પણ હિંસા થાય છે. માટે અહિંસાની વાતો કરનારા મૂર્ખ છે. એને અમો ઉત્તર આપીએ છીએ કે, કર્મનાં બંધનનો અને નાશનો આધાર ભાવ ઉપર ન હોય તો કાંતો પ્રાણી માત્ર બાહ્ય પ્રવૃત્તિથી મોક્ષે જાય કે પ્રાણી માત્ર કોઈ કાળે મોક્ષે જાય નહિ. માટે બાહ્ય પ્રવૃત્તિની હિંસાની વાતો કરવી. એ એક જાતની મૂર્ખાઈ છે. એ જ વાતને અમો વિસ્તારથી સમજાવવા માટે નીચેના શ્લોકો આપીએ છીએ.

विश्वजीवचिते लोके क्वचरन्कोप्यमोक्ष्यत:
भावैकसाधनौ बंधमोक्षौ चेन्नाभविष्यताम् ॥ १

આખું જગત જીવથી ભરેલું છે. એ જીવોની હિંસાને જો હિંસા માનવામાં આવે તો કોણ સંસારમાં રહે અને કોણ મોક્ષે જાય? જો બંધમોક્ષનું સાધન ભાવને ન માનીએ તો ઉપર કહેલી અવ્યવસ્થા ઊભી થાય છે મહાભારતમાં પણ એક શ્લોક છે કે:

जले जंतुः स्थले जंतु आकाशे जंतुरेवच।
जंतुमालाकुले लोके कथं भिक्षुरहिंसकः

જળમાં જંતુ છે, સ્થળમાં જંતુ છે, આકાશમાં જંતુ છે, આખું જગત જંતુના સમુદાયથી ભરેલું છે. તો ભિક્ષુ-(સાધુ) અહિંસક શીરીતે રહી શકે? આવો પ્રશ્ન મહાભારત શાંતિપર્વમાં અર્જુનને કર્યો છે. તેના ઉત્તરમાં નીચેનો શ્લોક આપવામાં આવેલ છે.—

सूक्ष्मा न प्रतिपीड्यंते प्राणिनः स्थूलमूर्तयः
ये शक्यास्ते विवर्ज्यन्ते का हिंसा संयतात्मनः ॥

આપઘાત કરીને પોતાને પણ મરવું જોઈએ. કેમકે જીવવામાંજ જો પાપ હોય તો પછી જીવવાની શી જરૂર છે? પરંતુ ખરી વાત એ નથી. ખરી વાત તો એ છે કે, વહેલો મરી જવાથી કાંઈ હિંસા અટકતી નથી. કેમકે પરભવમાં જ્યાં જન્મશે ત્યાં હિંસા કરશે. આપણે તો દયા કરી તેને મરતો (તેની હિંસા થતી અટકાવવામાં) અહિંસાનોજ લાભ પ્રાપ્ત થાય છે.

યજ્ઞમાં પશુ હોમવા અને તેને ધાર્મિક કાર્ય માનવું, એ વદતો-વ્યાઘાત છે. કારણ કે પંચેંદ્રી જીવોની આહુતિ આપવી, પિતૃદેવોને તૃપ્ત કરવાની જે માન્યતા છે તે ખોટી છે. કેમકે કોઇપણ દેવને કવલ આહાર છેજ નહિ. માટે દેવોની મૂર્તિઓ આગળ તેમજ યજ્ઞમાં જે પશુઓનો વધ કરવામાં આવે છે, તેમાં કોઇનું હિત નથી, કોઇનું કલ્યાણ નથી, તેમ પરોપકાર નથી. માટે તે હિંસાજ છે. અનીતિ અત્યાચાર કરનારને શિક્ષા કરવી એથી અનીતિનો બચાવ થાય છે. એની શિક્ષા જોઇ બીજા પણ અનીતિ કરતા અટકે છે.

હિંસા ચાર જાતની છે. સંકલ્પી હિંસા, આરંભી હિંસા, ઉદ્યોગી હિંસા અને વિરોધી હિંસા. અનિચ્છા પૂર્વક કોઈ જીવની હિંસા કરવામાં આવે અથવા ઇરાદા પૂર્વક હિંસા કરવામાં આવે તો તે સંકલ્પ [illegible] હિંસા કરાતી હોવાથી સંકલ્પી હિંસા છે.

[illegible]ભોજનાદિ કાર્ય કરતાં અથવા ઘર વગેરે સાફ કરતાં હાલતાં [illegible] હિંસા થાય તે આરંભી હિંસા છે.

[illegible]ર્જનમાં ખેતી વગેરેમાં જે હિંસા થાય છે તે ઉદ્યોગી

પરસ્ત્રીનું હરણ કરે છે, આપણી સ્ત્રી કે બહેન ઉપર આક્રમણ કરે છે, કેટલાક ચોરો આપણા ઘરમાંથી ચોરી કરે છે. આવા માણસની અનિવાર્ય હિંસા હોવાથી હિંસા નથી. આ રીતે હિંસા અહિંસાની વ્યાખ્યા સૌ જુદી જુદી રીતે કરી રહ્યા છે. કેટલાકો તો યજ્ઞમાં પશુઓને જે હોમે છે તે ધાર્મિક કાર્ય હોવાથી તેમાં હિંસા નથી એમ માને છે.

આ બધાની વ્યાખ્યામાં સત્યતા અસત્યતા કેટલી છે તેનો આપણે વિચાર કરીએ.

જે એમ કહે છે કે શિકાર અને યુદ્ધમાં હિંસા નથી, કેમકે તે ક્ષત્રિયધર્મ છે, એની વાત માની શકાય તેવી નથી. કેમકે શિકાર કરવામાં બીજા જીવોને હણી તેનું માંસ ભક્ષણ કરવાની જ્યાં લાલચ રહેલી છે, ત્યાં હિંસા નથી એમ કેમ કહી શકાય? યુદ્ધ કરવામાં પણ હિંસા જ છે; કેમકે પોતાનાં રાજ્યનાં રક્ષણ માટે યુદ્ધ કરવામાં આવે છે. ત્યાં પોતાનાં રાજ્ય ઉપર મમતા રહેલી છે. અને પરરાજ્ય લેવા માટે યુદ્ધ કરવામાં આવે તો ત્યાં પણ રાજ્ય વધારવાની લાલચ રહેલી છે. માટે આ હિંસા સ્વાર્થની ખાતર કરાતી હોવાથી અહિંસા કહેવાય નહિ.

શરીરમાં કીડા પડયા હોય, અગર માણસ માંદો પડયો હોય તો દવા ન કરવી, એ મંતવ્ય હડહડતું મૂર્ખાઈ ભરેલું છે. કેમકે એકેંદ્રિયથી લઈને પંચેંદ્રિય સુધી જેમ જેમ આત્માનો વિકાસ વધારે હોય તેમ તેમ તેની હિંસા વધારે હાનિકર્તા છે એમ માનવું જોઈએ. બેઈંદ્રિ કીડાના બચાવની ખાતર પંચેંદ્રિયને મરવા દેવો એ મોટી હિંસા છે. મનુષ્ય તંદુરસ્ત થશે, તો વધારે પાપ કરશે એવું માનનારાઓએ

## હિંસા અને અહિંસાનું પૃથક્કરણ

(૨)

હિંસા અને અહિંસાના સંબંધમાં એક લેખ ગયા અંકમાં અમો આપી ગયા છીએ, છતાં એના સંબંધમાં કાંઇક વિશેષ વિસ્તારની જરૂર છે એમ માની બીજો લેખ પણ એ સંબંધમાં લખીએ છીએ.

આપણાથી ઉતરતા પ્રાણીઓની હિંસા નિરર્થક ન થવી જોઇએ એ વાત બરાબર છે. છતાં નિરર્થક શબ્દ માટે વધારે વિચારવાની જરૂર છે. કેમકે કોઇ માણસ હાલવા ચાલવાથી થતી હિંસાને નિરર્થક કહે છે. કેટલાક મોજશોખની ખાતર થતી હિંસાને નિરર્થક કહે છે. એના સંબંધમાં જાણવું કે જે હિંસા સ્વાસ્થ્ય રક્ષા અને જ્ઞાનોન્નતિમાં

કોઈપણ પ્રાણી આપણા ઉપર આક્રમણ કરે તેથી નિરુપાયે આત્મરક્ષણની ખાતર તેની હિંસા કરવી પડે તો તે વિરોધી હિંસા છે.

આ ચાર પ્રકારની હિંસામાં સંકલ્પી હિંસા એ વાસ્તવિક હિંસા છે અને બાકીના ત્રણ પ્રકારની હિંસા એ હિંસા છે, પણ તે વિના જગતને ચાલી શકતું નથી માટે એ સાધારણ હિંસા છે. પરંતુ જો આપણે જરૂરિયાત વિના વધારે પડતી પ્રવૃત્તિ કરતાં હિંસા કરીએ તો તે દોષવાળી હિંસા છે. એનું પ્રાયશ્ચિત્ત હોઈ શકે છે. બાકી પ્રમાદથી કે કષાયની તીવ્રતાથી હિંસા કરવામાં આવે તો તે હિંસા છે.

છેવટ આટલી જ વાત સમજવાની છે કે, પ્રાણી માત્રને જીવવાની ઇચ્છા હોય છે. કોઈને વ્યક્ત હોય છે તો કોઈને અવ્યક્ત હોય છે. માટે જેટલું બની શકે તેટલું તેનાથી બચવું તે અહિંસાધર્મીની ફરજ છે, અને હૃદયની મલિનતા, હૃદયની મલિનભાવના, દુષ્ટબુદ્ધિ, સ્વાર્થની ખાતર ધર્મ અધર્મને નહિ માનનારા પ્રાણીમાત્ર હિંસાધર્મી છે. અને જેમનું હૃદય પવિત્ર છે, જેમનાં હૃદયમાં દરેક જીવો માટે અનુકંપા છે, પોતાના સમાન સર્વજીવોને સુખ દુઃખ થાય છે એવું જેમનું મંતવ્ય છે; જેમ બને તેમ દરેક કાર્ય યતનાપૂર્વક કરવા, પરહિત પરોપકાર કરવા ઇંદ્રિયોની લાલચ ઓછી કરવી, જીવ માત્ર તરફ મૈત્રીભાવના રાખવી. એવા શુદ્ધ વિચારો જેમના હૃદયમાં છે તે સદા અહિંસક છે. માટે હિંસા અને અહિંસાનો વિવેક કરી હિંસા અહિંસાની વ્યાખ્યા કરી તે મુજબ વર્તવું એ ડાહ્યા માણસનું કર્તવ્ય છે. હિંસા અને અહિંસાનો વિષય એટલો બધો ગહન છે કે તે વિચારવામાં વિશાળદૃષ્ટિની અને સાપેક્ષભાવનાની જરૂર છે.



જૈનમુનિઓ માટે જે સ્નાનનો પ્રતિષેધ કરવામાં આવેલ છે, તે સદાને માટે નહિ, પણ તે પ્રતિષેધ કાળપરત્વે કરવામાં આવેલ છે. પૂર્વકાળમાં મુનિઓ સમાજથી છેટા રહેતા હતા. આહારપાણી જે દુર્ગંધનું કારણ છે, તે પણ મુનિઓ કોઇ કોઇ વખત કરતા. બાકીનો વખત તપશ્ચર્યામાં ગાળતા. તપના પ્રભાવે તેમનાં શરીર પવિત્ર રહેતાં હતાં. તેઓનામાં એવી લબ્ધિઓ ઉત્પન્ન થતી હતી કે તેમનો પરસેવો પણ સુગંધી થઈ જતો. વર્તમાનકાળના મુનિઓ સમાજ સાથે વસ્તીમાં રહે છે. અનેકના પરિચયમાં આવે છે, બે બે ત્રણ ત્રણ વખત આહાર-પાણી લે છે. હલ્લે માત્રે જવાની પણ મર્યાદા રહેતી નથી. એટલે એમનાં શરીર સાથે મલિનતાનો પૂર્ણ સંબંધ છે. તેઓ પૂર્વના મુનિઓના દાખલાઓ લઈ જે શરીરશુદ્ધિ નથી કરતા તે જ્ઞાનની, દેવની અને ગુરુની આશાતના કરે છે. માટે વર્તમાનકાળના મુનિઓએ શરીરશુદ્ધિ ન કરવાનો દુરાગ્રહ સેવવો ન જોઇએ.

એક વાત અહીં વિચારવાની છે કે અહીં આશાતનાનાં કારણે શરીરશુદ્ધિ અવશ્ય કરવી જોઇએ. પણ તેમાં શ્રૃંગારપ્રિયતાને માટે શરી-રશુદ્ધિની ભાવના ન હોવી જોઈએ

મુહપતિ બાંધવાથી જેઓ વાયુકાયના જીવોની હિંસા થતી અટકે છે એમ માને છે, તે પણ ભૂલે છે. કેમકે વાયુકાયના જીવ કોઈ રીતે પણ રોકાતા નથી તેમ મુખની ગરમીથી મોઢાનાં થૂંકથી વધારે હિંસા થવા સંભવ છે. નાસિકાના પવનથી, શરીરના હાલવા ચાલવાથી હિંસા થઈ રહી છે, તો માત્ર મુહપતિ બાંધવાથી અહિંસાધર્મ પળાય છે, એ માનવું મિથ્યા છે. ફક્ત સંપાતિક ત્રસજીવો મુખમાં ન પડે એની ખાતર મુખની આડે મુહપતિ રાખી બોલવું જોઇએ.

સહાયક નથી તે હિંસા નિરર્થક હિંસા છે. જરૂરિયાત જેની જેની છે, તે તે કાર્યમાં હિંસા જે રહેલી છે, તે સાર્થક હિંસા છે. જેમકે વાયુસેવનમાં સંકલ્પી હિંસા નથી. સૂક્ષ્મ અને અદરય જે હિંસા થયા કરે છે, તે સકારણ હોવાથી તેમજ અત્યાજ્ય, અશકય કે દુઃશકય હોવાથી હિંસા થાય તે નિરર્થક હિંસા નથી. પરંતુ કોઇ પશુઓનો શિકાર કરે તો તે હિંસા પંચેન્દ્રિય પ્રાણીઓનો વધ કરવાથી સંકલ્પી હિંસા છે.

નિરર્થક હિંસાનો નિર્ણય કરવો જો કે કઠણ છે. પરંતુ અહિંસાના બીજા નિયમોને અનુસાર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ દેખી સાર્થકતા નિરર્થકતાનો વિચાર કરવો જોઇએ.

કેટલાક દાતણ નહિ કરવામાં, સ્નાન નહિં કરવામાં, મુહપતિ બાંધવામાં, અહિંસાધર્મ માને છે. વળી કેટલાક કસાઈઓને પૈસા આપી જીવ છોડાવવામાં અહિંસાના માને છે. પરંતુ તેઓને સમજવું જોઇએ કે ઉપરનાં કાર્યો કરવાથી હિંસા અટકતી નથી. કેમકે દાતણ નહિ કરવાથી મુખમાં મલિનતા પેદા થાય છે, અને મુખનો ખરાબ ભાગ પેટમાં જવાથી પોતાનાં શરીરને નુકશાન થાય છે, ગંધાતું થૂંક ફેરી હોવાથી જીવો મરે છે. વળી મોઢું દુર્ગંધ મારે છે અને શરીર રોગગ્રસ્ત થાય છે. માટે એ અહિંસા હિંસાની વૃદ્ધિનું કારણ છે. તેવી જ રીતે સ્નાન ન કરવાથી શરીરમાં મેલ થાય છે. એમાં અનેક સૂક્ષ્મજીવો ઉત્પન્ન થાય છે. અને મરે છે. પ્રમાદ વધે છે. દુર્ગંધ વધે છે. એથી અહિંસા રોકાતી નથી. સામાન્ય રીતે શરીરશુદ્ધિ તો અવશ્ય કરવી જોઇએ.

જૈનમુનિઓ માટે જે સ્નાનનો પ્રતિષેધ કરવામાં આવેલ છે, તે સદાને માટે નહિ, પણ તે પ્રતિષેધ કાળપરત્વે કરવામાં આવેલ છે. પૂર્વકાળમાં મુનિઓ સમાજથી છૂટા રહેતા હતા. આહારપાણી જે દુર્ગંધનું કારણ છે, તે પણ મુનિઓ કોઇ કોઇ વખત કરતા. બાકીનો વખત તપશ્ચર્યામાં ગાળતા, તપના પ્રભાવે તેમનાં શરીર પવિત્ર રહેતાં હતાં. તેઓનામાં એવી લબ્ધિઓ ઉત્પન્ન થતી હતી કે તેમનો પરસેવો પણ સુગંધી થઈ જતો. વર્તમાનકાળના મુનિઓ સમાજ સાથે વસ્તીમાં રહે છે. અનેકના પરિચયમાં આવે છે, બે બે ત્રણ ત્રણ વખત આહારપાણી લે છે. હલ્લે માત્ર જવાની પણ મર્યાદા રહેતી નથી. એટલે એમનાં શરીર સાથે મલિનતાનો પૂર્ણ સંબંધ છે. તેઓ પૂર્વના મુનિઓના દાખલાઓ લઈ જે શરીરશુદ્ધિ નથી કરતા તે જ્ઞાનની, દેવની અને ગુરુની આશાતના કરે છે. માટે વર્તમાનકાળના મુનિઓએ શરીરશુદ્ધિ ન કરવાનો દુરાગ્રહ સેવવો ન જોઇએ.

એક વાત અહીં વિચારવાની છે કે અહીં આશાતનાનાં કારણે શરીરશુદ્ધિ અવશ્ય કરવી જોઇએ. પણ તેમાં શૃંગારપ્રિયતાને માટે શરીરશુદ્ધિની ભાવના ન હોવી જોઇએ

મુહપતિ બાંધવાથી જેઓ વાયુકાયના જીવોની હિંસા થતી અટકે છે એમ માને છે, તે પણ ભૂલે છે. કેમકે વાયુકાયના જીવ કોઈ રીતે પણ રોકાતા નથી તેમ મુખની ગરમીથી મોઢાનાં થૂંકથી વધારે હિંસા થવા સંભવ છે. નાસિકાના પવનથી, શરીરના હાલવા ચાલવાથી હિંસા થઈ રહી છે, તો માત્ર મુહપતિ બાંધવાથી અહિંસાધર્મ પળાય છે, એ માનવું મિથ્યા છે. ફકત સંપાતિક ત્રસજીવો મુખમાં ન પડે એની ખાતર મુખની આડે મુહપતિ રાખી બોલવું જોઇએ.

કસાઇ લોકોને પૈસા આપી જીવ છોડાવવામાં આવે છે એથી આડકતરી રીતે હિંસાને ઉત્તેજન મળે છે. કેમકે આપેલા પૈસાઓથી તેઓ બીજા જીવો ખરીદે છે. માટે આવાં ઉત્તેજનો આપવાં કોઈરીતે ઇષ્ટ નથી. હૃદયની કોમળતા સાથે વિવેક અને વિચારશક્તિની ખાસ જરૂર છે.

કોઇ કોઇ વાર મનુષ્ય પોતાની મહત્તાનાં કારણે કાયરતા અગર દૂષને વશ થઈ સૂક્ષ્મ હિંસા બચાવવાને બાને કર્તવ્યભ્રષ્ટ થાય છે. હિતોપદેશમાં એક ગીધ અને એક હરણ એ બન્ને મિત્રો હતા. હરણ જાળમાં ફસાણો તેને ગીધ પંખીએ છોડાવ્યો નહિ. કારણમાં કહ્યું કે મિત્ર ! આ જાળ તાંતની બનેલી છે, એટલે હું નિરૂપાય છું. માંસભક્ષી ગીધનો એ દંભ હતો. એવા દંભનું સેવન અહિંસાને બાને અનેક મનુષ્યો કરી રહેલ છે. પરોપકાર કરવામાં રહેલી હિંસા, હિંસા નથી; કેમકે કલ્યાણમાર્ગને અનુસારે કલ્યાણબુદ્ધિ માટે મનુષ્યે પરોપકાર અવશ્ય કરવો જોઇએ. બે પ્રાણીઓમાંથી એકને મારવાથી બીજો બચી શકતો હોય, તો બચાવવાની બુદ્ધિએ તેને બચાવવો તે પરોપકાર છે. જેમ એક માતાના ઉદરમાં બાળક ફસાઇ ગયું હોય, તો તરત જ તે બાળકના કટકા કરી અગર પેટ ચીરી બાળકને કાઢી માતાને બચાવવી જોઈએ. જો બાળકની દયા કરવા જાય તો બન્નેની હિંસા થાય છે. એવી જ રીતે અત્યાચાર કરનારને શિક્ષા કરી મનુષ્યને બચાવવો એ પણ અહિંસા છે. એક મનુષ્ય જંગલમાં ચાલ્યો જાય છે; તેના ઉપર સિંહ આક્રમણ કરે છે. તે વખતે સિંહને મારી મનુષ્યને બચાવવો એ પણ પરોપકાર જ છે અને તે ક્ષંતવ્ય છે.

શ્રાવક અને મુનિ એ બન્નેને અહિંસાધર્મ પાળવાનો છે. પણ કર્તવ્યભેદે મુનિના અહિંસાધર્મમાં અને ગૃહસ્થના અહિંસાધર્મમાં ફેર

હોવી જ જોઈએ. જે કાર્ય મુનિને માટે ત્યાજ્ય છે, તેજ કાર્ય શ્રાવકને માટે ઉપાદેય-આદરણીય છે. જે કર્તવ્ય મુનિને માટે અધર્મ છે તેજ કર્તવ્ય શ્રાવકને માટે ધર્મ છે. વળી કેટલાંક શ્રાવકનાં કર્તવ્ય પણ એવા હોય છે કે, મુનિ તેનો ઉપદેશ આપી શકે અને અનુમોદના પણ કરી શકે, છતાં પોતાને માટે અકર્તવ્ય હોય છે. ધર્મભેદે અધિકારભેદે, અપેક્ષાભેદે એકનું અકર્તવ્ય બીજાનું કર્તવ્ય મનાય છે.

ધર્મનું લક્ષ્ય કલ્યાણ છે. કોઇ કોઇ વખત જીવન કલ્યાણનું વિરોધી પણ બની જાય છે. એવા સમયમાં કલ્યાણને માટે જીવનનો ત્યાગ કરવો પડે તો તે આત્મહત્યારૂપી હિંસા નથી. સંલેખના એટલે સમાધિમરણની ક્રિયા એ આત્મહત્યા નથી. કોઈ મુનિ અથવા ગૃહસ્થ અસહ્ય ઉપદ્રવથી કે બિમારીથી અથવા તો જરાવસ્થાથી એમ સમજે કે, આનો પ્રતીકાર કાંઈ પણ નથી. માટે હું અનશન કરી આ અનિત્ય શરીરનો ત્યાગ કરૂં તો એથી મારૂં કલ્યાણ છે. આમ વિચાર કરતાં સૌમ્યવિધિથી, પ્રાણત્યાગ કરે તો એથી આત્મ હિંસા નથી. કેમકે પ્રાણત્યાગ જીવનની અપેક્ષા કરતાં એને કલ્યાણકારી લાગે છે. સમાધિમરણ માટે શાસ્ત્રકારો સંમત છે. તેમ જ કોઈ સતીનું સતીત્વ નષ્ટ કરવા બલાત્કાર કરવા તૈયાર થાય, તે વખતે બીજો કોઇ ઉપાય ન જડવાથી સતી બળાત્કાર કરનારનો વધ કરે, અગર પોતાનો નાશ કરે, તો તેમાં હિંસા નથી. કેમકે એમાં ધર્મરક્ષા અને નીતિરક્ષાની ખાતર જે હિંસા કરવામાં આવે છે, તે વિરોધિ હિંસા હોવાથી નિરર્થક હિંસા નથી; માટે એને અહિંસામાંજ ગણવી પડે છે. કેમકે હિંસાનું પાપ તેને લાગતું નથી.

જૈનધર્મમાં અહિંસાપાલનની અનેક અપેક્ષાઓ છે. કોઈ જૈન રાજાએ અહિંસા અણુવ્રત અંગીકાર કર્યું હોય, તો પણ પ્રજાનો અનીતિને અંગે દંડ પણ કરે છે, અને પ્રજાનાં રક્ષણ માટે યુદ્ધ પણ કરે, એ વાત જૈન કથાના ગ્રંથોમાં ઠેકાણે ઠેકાણે લખેલી છે. વળી ગૃહસ્થને સવા વિસ્વાની દયા પાળવાની હોય છે. શાંતિનાથ, કુંથુનાથ અને અરનાથ એ તીર્થંકર થયા અને ચક્રવર્તીની પદવી પણ ભોગવી. ચક્રવર્તીની પદવીને અંગે છ ખંડ સાધવા નીકળ્યા. અનેક સાથે યુદ્ધો પણ કર્યાં. આ રીતે ગૃહસ્થધર્મમાં યુદ્ધ કરવાની છૂટ અપાયલી છે. આ ઠેકાણે આ વાત અમોએ વધારે વિસ્તારથી લખી છે તેનું કારણ એટલું જ છે કે કેટલાકો જૈનધર્મ ઉપર આક્ષેપ કરે છે કે, અહિંસાધર્મી જૈનોએ અહિંસાનો બોધ આપી લોકોને બાયલા બનાવ્યા છે. આમ કહેનારાઓ જૈનધર્મનું સ્વરૂપ અને જૈનધર્મની અહિંસાનું સ્વરૂપ સમજતા નથી. જો સમજ્યા હોય તો કદીપણ જૈનોની અહિંસાની નિંદા ન કરે. લોકોને બોલાવાનાં કારણ બે લાગે છે. એક તો શ્રી મહાવીરના સમયમાં ધર્મના નામે ખૂબ હિંસા વધી ગએલી તેથી શ્રી મહાવીરે જોરશોરથી અહિંસાનું સ્વરૂપ લોકોને સમજાવ્યું. બીજું કારણ એ કે પાછળથી જૈન સમાજે અહિંસાનાં નામે બહુ ઝીણું કાંત્યું. એથી લોકોને કહેવાનું કારણ મળ્યું છે. પરંતુ વસ્તુતઃ તેમ નથી. વળી જૈનધર્મ વૈશ્યોના હાથમાં આવ્યો એ પણ એક કારણ છે. અમારો કહેવાનો સાર એ છે કે જૈનધર્મની અહિંસાનો ક્ષત્રિયત્વની સાથે જરાપણ વિરોધ નથી. જૈનધર્મી નિરર્થક રક્તપાત કરે નહિ. બાકી હિન્દુસ્તાનમાં બાયલાપણું આવ્યું હોય તો અંદર અંદર સ્વાર્થ સાધવાની ભાવનાથી, ઈર્ષ્યાથી અને અંદર અંદરની

રાજપૂટથી આવ્યું છે, સિકંદરથી લઈને અંગ્રેજી રાજ્ય સુધી જે યુદ્ધ થયા, અને તેમાં હિન્દીઓનો જે પરાજય થયો એ અંદર અંદરના કુસંપનું પરિણામ છે.

ઐતિહાસિક દૃષ્ટિએ પણ ભારતવર્ષના પરાજયમાં જૈનધર્મની અહિંસાનો ઉપદેશ કારણભૂત નથી. પરંતુ અંદર અંદરની જે ફુટ અંદર અંદરનો કુસંપ એજ મુખ્ય કારણભૂત છે. પૃથ્વીરાજ ચૌહાણ અને જયચંદના દાખલા પ્રસિદ્ધ છે. વળી મરાઠા સામ્રાજ્યમાં સિંધીઆ હોલકરની ઈર્ષ્યા કારણભૂત છે. હદ ઉપરાંતની ક્ષમા, હદ ઉપરાંતનો વિશ્વાસ, સિપાઈઓમાં અડવા અભડાવાની ભાવના, એક રાજ્યનો અધઃપાત જોતાં બીજા રાજ્યનું મૌન-એવાં અનેક કારણો અધઃપતનનાં છે,

વર્ણવ્યવસ્થા એ રાજાઓના હાથમાં હતી. એ વર્ણવ્યવસ્થા તરફ રાજાઓની બેદરકારી અને હદ ઉપરાંતની રાજાઓની વિલાસપ્રિયતા એવા અનેક દુર્ગુણોથી હિંદનુ અધઃપતન થયું છે.

જૈનાચાર્યોએ બતાવેલાં અહિંસાનાં સ્વરૂપથી હાનિ થઈ છે એમ માનનારાઓ ભૂલ કરે છે. વળી જૈનધર્મ સંતોષ અને શાંતિનો ઉપદેશક છે. જો એ સંતોષ અને શાંતિનુ સેવન કરવામાં આવે તો લડાઈનો સંભવ પણ નથી. ધર્મ સાથે રાજનીતિનું પાલન એ મનુષ્યને રક્તપાત કરાવતાં અટકાવે છે. જૈનધર્મ નિરર્થક રક્તપાત ન કરવો એમ ઉપદેશે છે. જૈનચરિત્રોમાં ઘણી એવી વાતો પણ આવે છે કે રાજરક્ષણને માટે કરેલાં યુદ્ધ પછી ઘણાઓએ સંસારત્યાગ પણ કરેલો છે.

જૈનધર્મમાં અહિંસાપાલનની અનેક અપેક્ષાઓ છે. કોઇ જૈન રાજાએ અહિંસા અણુવ્રત અંગીકાર કર્યું હોય, તો પણ પ્રજાનો અનીતિને અંગે દંડ પણ કરે છે, અને પ્રજાનાં રક્ષણ માટે યુદ્ધ પણ કરે, એ વાત જૈન કથાના ગ્રંથોમાં ઠેકાણે ઠેકાણે લખેલી છે. વળી ગૃહસ્થને સવા વિસ્વાની દયા પાળવાની હોય છે. શાંતિનાથ, કુંથુનાથ અને અરનાથ એ તીર્થંકર થયા અને ચક્રવર્તીની પદવી પણ ભોગવી. ચક્રવર્તીની પદવીને અંગે છ ખંડ સાધવા નીકળ્યા. અનેક સાથે યુદ્ધો પણ કર્યાં. આ રીતે ગૃહસ્થધર્મમાં યુદ્ધ કરવાની છૂટ અપાયલી છે. આ ઠેકાણે આ વાત અમોએ વધારે વિસ્તારથી લખી છે તેનું કારણ એટલુંજ છે કે કેટલાકો જૈનધર્મ ઉપર આક્ષેપ કરે છે કે, અહિંસાધર્મી જૈનોએ અહિંસાનો બોધ આપી લોકોને બાયલા બનાવ્યા છે. આમ કહેનારાઓ જૈનધર્મનું સ્વરૂપ અને જૈનધર્મની અહિંસાનું સ્વરૂપ સમજતા નથી. જો સમજ્યા હોય તો કદીપણ જૈનોની અહિંસાની નિંદા ન કરે. લોકોને બોલાવાનાં કારણ બે લાગે છે. એક તો શ્રી મહાવીરના સમયમાં ધર્મનાં નામે ખૂબ હિંસા વધી ગએલી તેથી શ્રી મહાવીરે જોરશોરથી અહિંસાનું સ્વરૂપ લોકોને સમજાવ્યું. બીજું કારણ એ કે પાછળથી જૈન સમાજે અહિંસાનાં નામે બહુ ઝીણું કાંત્યું. એથી લોકોને કહેવાનું કારણ મળ્યું છે. પરંતુ વસ્તુતઃ તેમ નથી. વળી જૈનધર્મ વૈશ્યોના હાથમાં આવ્યો એ પણ એક કારણ છે. અમારો કહેવાનો સાર એ છે કે જૈનધર્મની અહિંસાનો ક્ષત્રિયત્વની સાથે જરાપણ વિરોધ નથી. જૈનધર્મ નિરર્થક રક્તપાત કરે નહિ. બાકી હિન્દુસ્તાનમાં બાયલાપણું આવ્યું હોય તો અંદર અંદર સ્વાર્થ સાધવાની ભાવનાથી, ઇર્ષ્યાથી અને અંદર અંદરની

પોતાનું સર્વસ્વ સમર્પે, તે વ્યક્તિમાં સાધુતાની અને જ્ઞાનની કેટલી યોગ્યતા જોઈએ ? તે પછી જ તે સાધુધર્મ સ્વીકારવાને લાયક ગણાય. પહેલી, બીજી ચોપડીનો અભ્યાસ કર્યા વિના પરબારો મેટ્રીક થએલો કોઇએ જોયો છે ? રસોઇની રસવતી નિષ્પન્ન કરવાનો વિધિક્રમ જાણ્યા વિના કોઇ રસોયો થયો જોયો છે ? તેથી જ નીચેનો શ્લોક બોધ કરે છે કે—

पदं पदेन मेधावी, यथारोहति पर्वतम् ।
सम्यक् तथैव नियमाद्धीरश्चारित्रपर्वतम् ॥

બુદ્ધિશાળી માણસ જેમ ધીમે ધીમે એક પછી એક પગલે પર્વત ઉપર ચઢે છે, તેમ સમ્યક્‌પ્રકારના નિયમો અનુક્રમે પાળી ધીર પુરુષ ચારિત્રરૂપી પર્વત ઉપર ચડી શકે છે. મતલબ કે મોટા પર્વત ઉપર ચડવું હોય તો એકદમ ચડી શકાતું નથી; પણ ધીમે ધીમે એક પછી એક પગથીએ ચડતાં વિસામો લેતા લાંબા વખતે પર્વતની ટોચે જેમ જઈ શકે છે, તેમ એક પછી એક નિયમપાલનમાં દૃઢતા મેળવી ચારિત્રનો અધિકારી બની શકે છે. જે માણસે ગૃહસ્થધર્મ બિલકુલ પાળ્યો નથી, પોતાની વીર્યશક્તિનો જેને ખ્યાલ નથી, એવો માણસ સંયમભાર વહન કરવાને લાયક થઈ શકે નહિ. તે માટે નીચેના શ્લોક તરફ ધ્યાન ખેંચીએ છીએ.—

एवंविधि समायुक्तः सेव्यमानो गृहाश्रमम् ।
चारित्रमोहनीयेन मुच्यते पापकर्मणा ॥

વિધિપૂર્વક ગૃહસ્થાશ્રમને સેવતો થકો જીવ મોહનીયકર્મરૂપી પાપકર્મથી મુક્ત થાય છે. ગૃહસ્થધર્મ એટલે શ્રાવકધર્મના વ્રતો નિરતિચારપણે

પાળતો થકો ચારિત્રમોહનીયકર્મને ઓછું કરે છે, અને તે ક્રમે ઓછો થએથી છેવટ મહાવ્રતનો અધિકારી થઈ શકે છે, માટે દીક્ષા લેવાના ઉમેદવારે શ્રાવકનો સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ પહેલાં પાળવો. તેમાં પોતે તે દઢ રીતે સ્થિર થાય તે પછી જ દીક્ષાની ઉમેદવારી કરે. એ સિવાય દીક્ષા લેનારમાં બીજા નીચેના ગુણો હોવા જોઈએ.

अथ प्रवज्यार्हः, आर्यदेशोत्पन्नः, विशिष्टजातिकुलान्वितः, क्षीणप्रायः कर्ममलः, तत एव विमलबुद्धिः, दुर्लभं मानुष्यं जन्म मरण निमित्तं, संपदश्चपलाः, विषयाः दुःखहेतवः संयोगे वियोगः, प्रतिक्षणं मरणं, दारुणो विपाकः, इत्यवगत संसार नैर्गुण्यः तत एव तद्विरक्तः प्रतनु कषायाः अल्प हास्यादिः, कृतज्ञः, विनीतः, प्रागपिराजामात्य पौरजनबहुमतः, अद्रोहकारी, कल्याणांगः श्राद्धः स्थिरः समुपसंपन्नश्चेति.

હરિભદ્રસૂરિઃ

ઉપર બતાવેલા સોળગુણ સંપન્ન જે હોય તે જ દીક્ષાનો અધિકારી હોઈ શકે.

૧. પ્રથમ આર્યદેશમાં ઉત્પન્ન થએલો હોય, કારણ કે જન્મભૂમિના તેમ જ માતા પિતાના સંસ્કારોની અસર માણસમાં હોય છે. અનાર્યદેશોત્પન્ન માણસ અપવાદપદે મતિજ્ઞાનાદિકના કારણથી, આર્ય ... મારેક દીક્ષાનો અધિકારી થાય, પણ તે સામાન્ય નિયમ ... આર્યભાવના આર્યદેશમાં ઉત્પન્ન થએલામાં જે હોય છે, ... અસ્તિત્વની ભાવના બીજા દેશોમાં હોતી નથી.

૨. ઉત્તમ જાતિ અને કુળમાં ઉત્પન્ન થએલો આમુખ દીક્ષાનો અધિકારી થઈ શકે, કારણ કે ઉત્તમ જાતિ અને કુળ, જેનાં હોય તેમાં ઉદારતા અને શરમ્ વગેરે ગુણો સ્વાભાવિક હોય છે. એ ગુણોને લઈને એક વાર મનથી પતિત થએલો સાધુ પોતાનાં કુળજાતિની શરમને લઈને દીક્ષાનો ત્યાગ કરતો નથી. ગુરુ પાસે પોતાની ભૂલ કબૂલ કરે છે અને ચારિત્રમાં સ્થિર થાય છે.

હાલમાં તેવું જોઈ દીક્ષા આપવાનો વિધિ ન સમજતાં દીક્ષા લેનાર હાલતાં ચાલતાં દીક્ષા મૂકી દે છે. પોતાને ઘેર આવી સંસારી વેશ પહેરતાં જરા સંકોચ કે શરમ આવતી નથી. કેટલાક તો એટલા બધા બેશરમ હોય છે કે, પેપરોમાં જાહેર કરવામાં પોતાનું મહત્ત્વ માની હું દીક્ષા મૂકું છું એમ છપાવતાં શરમાતા નથી. ભવદેવ જેવાએ ભાઈના સંબંધને લીધે ભાઈ જીવ્યો ત્યાં લગી અનિચ્છાએ પણ દીક્ષા પાળી. માટે દીક્ષા લેનારનાં જાતિકુળ અવશ્ય જોવાં જોઈએ.

૩. જેનાં જ્ઞાનાવરણીય અને મોહનીય વગેરે કર્મો ઘણા ભાગે ક્ષીણ થએલાં હોય, તેને લઈને જ્ઞાનદશા જેમાં પ્રગટી હોય અને રાગદ્વેષ વગેરે જેના ઘટી ગયા હોય, એવો લઘુકર્મી જીવ દીક્ષાને લાયક ગણાય.

૪. ઉપર બતાવેલ જ્ઞાનની પ્રાપ્તિથી રાગદ્વેષની મંદતાથી જેની બુદ્ધિ નિર્મળ થએલી હોય, મનનો ઉદ્વેગ અને અમુક અંશે રાગદ્વેષ જેના શાંત થએલ હોય, આત્મવિકાસ જેની બુદ્ધિમાં દેખાતો હોય એવો વિશુદ્ધ મનવાળો દીક્ષા લેવાને લાયક છે.

અતિ તીવ્ર રાગદ્વેષની વૃત્તિથી તેમ જ અજ્ઞાનને લઈને જેનું મન કલુષિત હોય, માત્ર સંસારનાં સુખનાં સાધનોના અભાવે સંસાર વ્યવહાર ચલાવવાની અશક્તિને લઈને દીક્ષામાં ખાવા-પીવાની લાલસાની તૃપ્તિ દીક્ષા લેવાથી મેળવવાની આકાંક્ષાવાળા જે દીક્ષાને અંગીકાર કરે છે, તે દીક્ષા આત્મહિત કરનારી ન હોવાથી અને દીક્ષામાંથી જે સુખ મેળવવાની ભાવના હતી, તે ન મળવાથી દીક્ષા મૂકી ઘરબારી થતાં જોઈએ છીએ. તેનું કારણ એ જ કે દીક્ષા લેનારમાં જે ગુણો જોવા જોઈએ, તે ગુણો ન જોવાથી આ પરિણામ આવે છે.

૫. સંસારની અસારતા જેણે અનુભવથી અનુભવી હોય, (કેમકે સંસારની અસારતા અનુભવથી અને ઉપદેશથી જે એમ બે રીતે સમજાય છે. તેમાં ઉપદેશથી સંસારની અસારતા સમજાય છે, તે લાંબો વખત ટકતી નથી. પણ અનુભવથી જેને સંસારની અસારતા સમજાઈ છે.) તેને સંસારની વસ્તુઓ પરથી મૂર્છા ઉતરી જાય છે. અનુભવ મેળવીને કડવો અનુભવ જેને ગૃહસ્થાશ્રમમાં થયો હોય, ઇંદ્રિયોનાં સુખની અસારતા જેણે અનુભવી હોય, સંસારના પદાર્થો ક્ષણભંગુર છે, શાશ્વતા નથી, મનુષ્યપણું દુર્લભ છે, જેનો જન્મ છે તેનું મૃત્યુ અવશ્ય છે, સંપત્તિ વીજળીની માફક ચપલ છે, સંયોગ છે ત્યાં વિયોગ છે એવો અનુભવ, જ્ઞાન અને વિવેકને લઈને જેને થએલો હોય તે માણસ સંસારને વ્યવહારમાં જોડાએલો છતાં દરેક સંસારના પદાર્થો ઉપર એક જાતની ઉદાસીનતા જ જોવામાં આવે છે. આવો માણસ અવશ્ય દીક્ષાને લાયક છે.

૬. ખરો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય જેનામાં હોય તે કદાપિ બાહ્ય પદાર્થોથી લોભાતો નથી. કેમકે આત્મા સિવાયના અન્ય સર્વે પદાર્થો

અનિત્ય છે એવું અનુભવજ્ઞાન તેમાં ઉત્પન્ન થએલું હોવાથી, એવો માણુસ સાધુપણાને આભૂષણરૂપ છે.

૭. ક્રોધ, માન, માયા લોભ એ ચારે કષાય જેના પાતળા પડી ગયા હોય, અનંતાનુબંધી અને અપ્રત્યાખ્યાની કષાયનો સર્વથા જેમાં અભાવ હોય તે માણુસ દીક્ષા લઈ દીક્ષાને કદીપણુ કલંકિત કરે નહિ.

૮. હાસ્ય, રતિ, અરતિ, ભય, જુગુપ્સા, અને શોક એ છ દુર્ગુણો જેનામાં ઓછા હોય તે જ દીક્ષાને લાયક છે. કારણકે હાસ્યમાં તોછડાઈ કુતૂહળવૃત્તિ રહેલી હોય છે. રતિ, અરતિ એ રાગદ્વેષને વધારનાર છે. ભય એ મોટામાં મોટી નબળાઈ છે. દીક્ષા વીરપુરુષોની છે, નિર્બળોની નથી. જુગુપ્સા—નિંદા એ સાધારણમાં સાધારણ માણુસને કરવા લાયક નથી. જેને ભગવતી દીક્ષા ધારણ કરવી હોય તેમાં તો આ દુર્ગુણ ન જ હોવો જોઈએ. શોક એ આર્તધ્યાનનું કારણ છે. આર્ત રૌદ્રધ્યાન એ નરકના હેતુ છે. તેથી દીક્ષા અંગીકાર કરવાની ભાવનાવાળામાં ઉપર બતાવેલ એકે દુર્ગુણ ન હોવો જોઈએ.

૯. કૃતજ્ઞ કરેલા ઉપકારને માનનાર, જેનાથી કોઈ જાતનો લાભ કે ગુણની પ્રાપ્તિ થઈ હોય, તેને કદી વિસારે નહિ. કેમકે કૃતઘ્નપણાનો દોષ એ મોટામાં મોટો દોષ છે. ચોરી વ્યભિચાર જેવાં પાપોનો નાશ કરવા વાસ્તે ઋષિમુનિઓએ પ્રાયશ્ચિત બતાવેલ છે, પણ કૃતઘ્નપણાના દોષને દૂર કરવા માટે કોઈ જાતનું પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમાં છે નહિ. કરેલો ઉપકાર ભૂલી જાય તે મોટામાં મોટો પાપી છે એમ શાસ્ત્રો કહે છે. આવી કૃતઘ્નતા સાધુના વેશમાં રહી જ્યારે કરતા જોઈએ છીએ, ત્યારે દુઃખ થયા વિના રહેતું નથી. જેમની પાસે વિદ્યાભ્યાસ કર્યો તેમની

સાથે દુશ્મનાઈ કરેલી; જેમના પાસે આચાર્યપદવી લઈ પોતાને પગે લગાડયા છતાં પાછળથી તેમના તરફ બેઈમાની કરવામાં પાછા ન હોય એવા કૃતઘ્ન અંગારો આચાર્યપદવી લઈ પાંચ પચીસ શિષ્યો મુંડી ભલે આ ભવમાં ફાવી જતા હોય, પણ પરભવમાં તો એવાઓને માટે નરક સિવાય બીજું સ્થાન નથી.

૧૦. વિનય એ દશમો ગુણ છે, જૈનધર્મનું મૂળ વિનય છે. વિણયમૂલો ધમ્મો જે માણસમાં વિનય નથી, પોતા કરતાં અધિક જ્ઞાન તથા ગુણવાળાને જે માન આપતા નથી તે વિનયહીન છે. પોતાના જ સંઘાડામાં પોતાથી મોટા ત્યાગી, જ્ઞાની, શાંત પુરુષોને પોતે તો નહિ પણ પોતાના શિષ્યો પણ નમસ્કાર કરતા નથી. આવા ધુરંધર કહેવાતા આચાર્ય પંડિતો જેઓએ વિનય અને નમ્રતાને દેશવટો આપ્યો છે, તેઓ દીક્ષા લઈ પોતાને ત્યાગી ભલે કહેવરાવે, પણ જ્ઞાનીની દૃષ્ટિએ તે શાસ્ત્રની યોગ્યતા ધરાવનાર ગણાય નહિ. વિનયના અભાવે શાસનમાં ઘણા વિદ્વાન સાધુઓ પાક્યા છે છતાં તેઓની પાસેથી અભ્યાસ કરવા ન જતાં જૈનેતરના પૈસે પંડિતો રાખી અભ્યાસ કરતા જોઈએ છીએ. જેમના પૂર્વજો એક કાળે જયપુરમાં વિદ્વાન યતિ પાસે અભ્યાસ કરતા હતા. અમદાવાદમાં મારવાડથી આવેલ યતિ પાસે ભગવતીસૂત્ર વાંચવા મોટા મોટા સાધુઓ જતા હતા તે પણ એક કાળ હતો. હાલમાં, તેમના જ સંતાનો અહમિંદ્રો વિનયવિહીન બની અન્યદર્શની પંડિતો પાસે અભ્યાસ કરે છે.

૧૧. દીક્ષા લીધા પહેલાં જે માણસ લોકપ્રિય હોય, ઉત્તમ વર્તનવાળો હોય, બીજાઓ પર સારી છાપ પાડી શકતો હોય, લોકો જેનું

આદર્શ જીવન ગણાતું હોય તેવો માણસ દીક્ષા અંગીકાર કરે તો લોકોમાં તે તરફ વધારે સદ્‌ભાવ રહે છે; પણ જે દુરાચારી હોય, તોલમાપમાં જૂઠો હોય, વ્યવહારમાં જે અપ્રમાણિક હોય, પારકું પચાવી પાડવાની જેની ટેવ હોય, લોકોમાં જેની પ્રતિષ્ઠા ન હોય એવો માણસ કદાચિત્ દીક્ષા અંગીકાર કરે, તો પણ તે તરફ લોકોનો પૂજ્યભાવ ઉત્પન્ન થાય નહિ. તે ઉપદેશક બની ઉપદેશ આપે તો તેના ઉપદેશની છાપ લોકો પર પડે નહિ. માટે દીક્ષા લેનાર દીક્ષા લીધા પહેલાંથી સદાચારી હોવો જોઈએ.

૧૨. કોઈનો દ્રોહ-વિશ્વાસઘાત કરવાનો જેનો સ્વભાવ ન હોય, કેમકે 'વિશ્વાસઘાતી મહાપાપી' એ કહેવત સર્વત્ર જાહેર છે. માટે વિશ્વાસુ માણસ જ દીક્ષાને પાત્ર હોઈ શકે.

૧૩. જેનું શરીર ભવ્ય આકૃતિવાળું હોય, પાંચે ઇંદ્રિયો તેમ જ હાથ પગ વગેરે પ્રમાણસર હોય, કોઈ જાતની ખોટ ખાંપણ ન હોય તે દીક્ષાને યોગ્ય ગણાય છે.

૧૪. શ્રદ્ધાવાળો હોય; ધર્મ એ ભવોભવ કલ્યાણનો કર્તા છે; આત્મહિત ધર્મ સાધવાથી થઈ શકે છે. માટે હું વધારે આત્મકલ્યાણ માટે દીક્ષા અંગીકાર કરું, એવી ભાવનાથી દીક્ષા અંગીકાર કરે તો તે ઉત્તમ છે; પણ ઉદરપોષણ માટે દીક્ષા અંગીકાર કરે, દીક્ષા લઈને પણ શ્રાવકો પાસે ટીપો કરાવી સગાંવહાલાંઓનું પોષણ કરે તેવો દીક્ષિત પોતાનું અને પારકું હિત કરી શકતો નથી.

૧૫. જે કામ પોતે આદર્યું હોય તે કામમાં ગમે તેટલાં વિઘ્નો આવે છતાં ચિત્તમાં નિશ્ચયથી પોતે હિંમત ધૈર્યપૂર્વક

પોતે પોતાના નિશ્ચયમાં સ્થિર રહે, તેવો માણસ દીક્ષા લેવાને લાયક છે. કેમકે આવો ગુણ જેનામાં હોય, તેને સંયમમાં ગમે તેવાં સંકટો વિઘ્નો આવે, તો પણ પોતે પોતાના ધૈર્યથી ચલાયમાન થાય નહિ. આવા ગુણવાળા આ સંસારમાં બહુ થોડા હોય છે. બાકી સામાન્ય ઉપદેશથી કે ત્યાગીઓની વાણીની લાલચના ભોગ થઈ પડેલા એક વખત ઉતાવળથી દીક્ષા લઈલે, પણ તે દીક્ષા, અને તેવાં પરિણામ લાંબો કાળ ટકી શકતાં નથી.

૧૬. દીક્ષા લેનાર ગુરુની શોધ કરતો ગુરુ પાસે આવેલો હોવો જોઈએ. મતલબ કે ગુરુ શિષ્યની શોધ કરે એના કરતાં શિષ્ય ગુરુની શોધ કરે એ વધારે ઉત્તમ છે. કેમકે જેને ખરો વૈરાગ્ય થયો હોય તે જ ગુરુને શોધતો ફરે. હાલ તો ગુરુઓ શિષ્યોને શોધતા ફરે છે એ કોઈ રીતે ઉચિત નથી.

ઉપર જણાવેલા સોળે ગુણ જેમાં હોય, અગર સોળે ગુણ પૈકી એક મહાન ગુણ એવો હોય કે, જેમાં સોળે ગુણ આવી સમાતા હોય, તો તેવાઓને દીક્ષા આપવી એમ શાસ્ત્રોનું ફરમાન છે. આ નિયમ વર્તમાન કાળમાં શિષ્યલોભી સાધુઓ પાળતા નથી. તેનાં પરિણામે દીક્ષાને બાને ભેવાડા થતા જોવામાં આવે છે.

## દીક્ષા કોણ આપી શકે ?

દીક્ષા એટલે સંસારનો ત્યાગ કરવા ઉત્સુક થએલ મનુષ્ય જે ગુરુ પાસે દીક્ષા અંગીકાર કરે તે ગુરુમાં ગુરુધર્મ જાણવાનું, પાળવાનું અને વર્તનમાં મૂકવાનું જ્ઞાન હોવું જોઈએ. આવેલ માણસને મૂંડી નાંખી સાધુનો લેબાસ પહેરાવી દેવો એટલા માત્રથી ગુરુ થઈ શકાય નહિ. પણ જેણે દીક્ષા અંગીકાર કરી છે, તે શિષ્ય દીક્ષા પછીના કાળમાં સંયમમાં કેમ આગળ વધે, તેમાં જ્ઞાનશક્તિ કેમ વિકાસને પામે, મનની વિશુદ્ધિ કેમ થાય વગેરે ચિંતા સતત ગુરુને હોવી જોઈએ. તેમ જ શિષ્ય માટે ગુરુ હમેશાં કાળજી ધરાવનાર હોવા જોઈએ.

હાલમાં શિષ્યલોભી ગુરુ પોતામાં ગુરુતા છે કે નહિ, ગુરુપદની જોખમદારી ઉપાડવાની તાકાત મારામાં છે કે નહિ તેનો વિચાર કર્યા વિના શિષ્યો મૂંડવા માંડે છે, અને પોતામાં શિષ્યની લાયકાત પણ પેદા કરી ન હોય, ગુરુનો વિનય, ગુરુની સેવા, શુશ્રૂષા કેમ કરવી જોઈએ તેનું જ્ઞાન પણ જેને ન હોય, ગુરુનો પ્રેમ પણ જે મેળવી શક્યા ન હોય, એવા સાધુ અને સાધ્વીઓ વર્તમાનકાળમાં ગુરુ બની બેસે છે. આવા ચેલા ચેલી કરવાનો મુખ્ય હેતુ એક જ હોય છે કે ચેલા ચેલીઓ જો થઈ જાય, તો આપણે સ્વતંત્ર વિહાર કરી શકીએ. બીજી ભાવના એ પણ હોય છે કે, આપણા ચેલા ચેલીઓ હોય તો માંદે સાજે આપણી ચાકરી કરાવવામાં તેમનો ઉપયોગ થઈ શકાય.

જ્યાં ગુરુએ શિષ્યને તારવાની બુદ્ધિએ શિષ્ય કરવો જોઈએ, ત્યાં વર્તમાનકાળમાં લગભગ ઘણા ભાગે મલિન અને સ્વાર્થી બુદ્ધિથી

ચેલા ચેલીઓ કરવામાં આવે છે. તેનાં પરિણામે ગુરુ ચેલા વચ્ચે અને ગુરુણી ચેલી વચ્ચે ક્લેશ, કંકાસ, મારામારી જોવાના પ્રસંગો ઉભા થાય છે. વળી આવી રીતે કરેલા ચેલા અને ચેલીઓ ગુરુથી છૂટા પડી એકલા વિચરતા જોઇએ છીએ. માટે યોગ્ય ગુરુ હોય તેજ બીજાને દીક્ષા આપી શકે. તેવા ગુરુમાં પંદર ગુણ હોવા જોઇએઃ

गुरुपदार्हस्त्वित्थंभूत एव, विधिप्रतिपन्नप्रव्रज्यः, समुपासितगुरुकुलः, अस्खलितशीलः, सम्यगधीतागमः, तत एव विमलतरबोधात्तत्त्ववेदी, उपशान्तः, प्रवचनवत्सलः, सत्त्वहितरतः, आदेयः, अनुवर्तकः, गम्भीरः, अविपादी, उपशमलब्ध्यादिसंपन्नः, प्रवचनार्थवक्ता, स्वगुर्वनुज्ञातगुरुपदश्चेति ॥

શ્રી હરિભદ્રસૂરિ.

દીક્ષા આપનારમાં પંદર ગુણો હોવા જોઇએ. કારણકે ગુરુમાં ગુણ હોય, તોજ તે શિષ્યમાં ગુણરૂપી બીજ રોપી શકે. કહેવત છે કે—"બાપ તેવા બેટા અને ગુરુ તેવા ચેલા" વળી "જેનો નાયક આંધળો તેનું લશ્કર કૂવામાં" માટે ગુરુની જવાબદારી જેવી તેવી નથી. ગુણસંપન્ન હોય તેજ ગુરુપદ ધારણ કરી શકે. ગુણહીન પોતે જ લઘુ છે, તે ગુરુ ક્યાંથી થઇ શકે. માટે ગુરુમાં પંદર ગુણ હોવા જોઇએ એમ શાસ્ત્રકાર કહે છે. ૧. જેણે ઉત્તમ ગુરુ પાસે વિધિસહિત દીક્ષા અંગીકાર કરી હોય, ગુરુની ભાવના અને કૃપાપાત જેના પર થયો હોય, એટલે પોતાનાં પ્રાણનું આરોપણ જે શિષ્યમાં ગુરુએ કરેલું હોય, વળી શિષ્યે ગુરુપદ સેવી પોતામાં પણ તથાપ્રકારની યોગ્યતા કરી હોય, તે જ ગુરુ થઇ શકે છે. ગુરુનો વિનય કરવામાં જેઓ અવિનીત નીવડ્યા હોય, ગુરુની સેવામાં જેઓને કંટાળો આવ્યો હોય, તેવા

વિનયહીન શિષ્યો ગુરુ થવાને લાયક નથી. ૨. સમુદાયમાં રહી પોતાથી મોટેરાઓની સેવા બજાવી હોય, નાનાઓ સાથે જે પ્રેમપૂર્વક વર્ત્યો હોય, પોતાના ગુરુના આચારવિચાર તથા તેના હેતુ કારણો સમજી તે આચારવિચાર બરાબર પોતામાં ઉતાર્યા હોય તે ગુરુ થવાને લાયક છે. પણ જેઓ ગુરુની હયાતીમાં ગુરુથી છૂટા પડી બીજાઓની ગુલામગીરી કરી આચાર્ય બની ગુરુ સામે મોરચો માંડીને ઉભો કર્યો હોય, તેઓ ભલે પોતે એમ માને કે હું ઘણા ચેલાઓનો ગુરુ છું, પણ ખરી રીતે તે ગુરુદ્રોહી હોવાથી ગુરુપદને લાયક ન થઇ શકે. પોતાના ચેલાઓ પણ પોતા તરફ ઉદ્ધતાઇ વાપરે તો તેમાં આશ્ચર્ય નથી; ૩. જ્યારથી દીક્ષા અંગીકાર કરી હોય ત્યારથી પોતાના એકે વ્રતમાં દોષ ન લગાડયો હોય, એટલે એકે વ્રતને મલિન ન કર્યું હોય, અગર વ્રતનો ભંગ ન કર્યો હોય, ઉત્તમ રીતે ચારિત્ર પાળ્યું હોય, તેની છાપ શિષ્ય ઉપર પડે છે. અને શિષ્ય તેવા ગુરુ તરફ બહુમાનની નજરથી જુએ છે. માટે શુદ્ધ ચારિત્રવાન જ ગુરુ થવાને લાયક છે. જ્ઞાની ગુરુમહારાજની સેવા કરી ગુરુ દ્વારા અનેક શાસ્ત્રો-આગમોનું અધ્યયન સંપૂર્ણ રીતે કર્યું હોય; તેનું રહસ્ય પોતે બરાબર સમજ્યો હોય, એવા જ્ઞાની પુરુષો ગુરુ થવાને લાયક છે. પણ હાલમાં જેમને પાંચે પ્રતિક્રમણ પણ પૂરાં આવડતાં નથી, પ્રતિક્રમણનાં સૂત્રોનાં અર્થ પણ આવડતા નથી, દશવૈકાલિક, આચારાંગ એ સાધુધર્મને સમજાવનારાં મુખ્ય આગમો છે તેનું અધ્યયન જેણે કર્યું નથી, તેવા સેભાગું ગુરુ બની બેસે છે એટલું જ નહિ, પણ પંન્યાસપદવી જેવી જોખમદાર પદવી લઈ પંન્યાસ બની જાય છે. કેટલાક મૂર્ખશેખરો આચાર્ય થવા માટે આકાશ પાતાળ એક કરી રહ્યા હોય છે!

આવાં રોળાઓ જ્યારથી જૈન ધર્મમાં દાખલ થઈ નીકળ્યા છે, ત્યારથી જ જૈન ધર્મને ક્ષય લાગુ પડયો છે. ૫. પાંચમો ગુણ લગભગ ચોથાને મળતો જ છે. એટલે શાસ્ત્રનો સમ્યક્પ્રકારે અભ્યાસ કરવાથી જ્ઞાનની વૃદ્ધિ જેમાં થએલી હોય, જૈનનાં તત્વોની સૂક્ષ્મતા જે સારી રીતે સમજી શકયો હોય, અને બીજાને સમજાવી શકવાની શક્તિ પ્રાપ્ત કરી હોય તે ગુરુ થવાને લાયક છે. માત્ર કથાવાર્તાનાં ભાષાંતરો પાટપર બેસી વાંચનારાઓ, રાજા રાણીની વાતો કરનારાઓ, રાસડો તથા ચોપાઈ, છપ્પયના રોમડા તાણનારાઓ જ્ઞાની હોઈ શકે નહિ. તેઓ અજ્ઞાની લોકોમાં ભલેને માનપાનને પામતા હોય; તેથી તેઓ ગુરુ થવાને લાયક ન હોય. ૬. ગુરુમાં મોટામાં મોટો ગુણ શાંતસ્વભાવનો હોવો જોઈએ. મન, વચન, કાયાના તમામ વિકારો જેના સમાઈ ગએલા હોય, અને જે મન, વચન, કાયાની ચપલતાનો નિગ્રહ કરી શકયા હોય તે ગુરુપદને લાયક છે. ૭. સંઘ–સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકા ઉપર જેનો પૂર્ણ પ્રેમ હોય, સંઘના સુખે સુખી, સંઘના દુઃખે દુઃખી જે હોય, તેજ ગુરુપદને લાયક છે. કેમકે સંઘ પ્રત્યે જેનો પૂર્ણ પ્રેમ હોય, તો સંઘનો પણ તેમના પર પૂર્ણ પ્રેમ હોય. એક બીજા પ્રેમથી એક બીજાને ચાહતા હોય તેવા ગુરુ તરફ, સંઘનું બહુમાન હોય, અને તેમનાં વચનો તરફ સંઘનો આદર હોય એ સ્વાભાવિક છે. સંઘની એક પણ વ્યક્તિ દુઃખી હોય, તે સુખી કેમ થાય તેને માટે કાળજી રાખનારા ગુરુઓને ધન્ય છે.

જે ગુરુ પોતાના સ્વાર્થની, પોતાની પ્રશંસાની ખાતર, સંઘના દ્રવ્યનો ગેરઉપયોગ કરાવી રહ્યા હોય; ગરીબ જૈનો સુખી કેમ થાય, તેની લેશમાત્ર પણ જેમને પરવાન હોય, એવા ગુરુ ગુરુપદને લાયક

ન હોઈ શકે. પિતાની પુત્ર તરફ જેટલી ફરજો બજાવવાની હોય છે, તેટલી જ ફરજ સંઘ માટે ગુરુને બજાવવી જોઇએ. તો જ તે ગુરુ ( મોટા ) કહેવરાવવાને લાયક છે. પિતા પુત્રનું રક્ષણ ન કરે, રાજા પ્રજાનું રક્ષણ ન કરે, ગુરુ શિષ્ય કે ભક્તોનું રક્ષણ ન કરે તો એ ત્રણે પાપી ગણાય છે. ૮. આઠમો ગુણ પણ સાતમા ગુણને મળતો જ છે. કેમકે સર્વજીવના હિતમાં જેમની પ્રવૃત્તિ હોય, દરેક જીવનું ઐહિક અને પારલૌકિક હિત કેમ થાય તેની જ લાગણી જેનામાં હોય, પ્રાણી માત્ર ઉપર મૈત્રીભાવ હોય, કોઇ પણ જીવનું અહિત થાય એવો માર્ગ કોઇને પણ બતાવે નહિ તે ગુરુપદને શોભાવનાર છે. ૯. જેમનું વર્તન અને જેના વિચાર એવા ઉત્તમ હોય કે દરેક માણસ તેનાં વચનને માન્ય રાખે અને લોકોનો ઉચ્ચભાવ તેના તરફ હોય તે ઉત્તમ ગુરુ ગણાય. ૧૦. જગતમાં વિચિત્ર સ્વભાવના મનુષ્યો હોય છે. બધાના વિચાર એક સરખા હોઇ શકતા નથી. તેથી દરેક પોતાના વિચારને મળતા હોય એ અસંભવિત છે. માટે કોઈ વિરુદ્ધ વિચારવાળો આવે અને પોતાના વિચારો રજુ કરે તો તેના વિચારોને એકદમ તોડી પાડવા ન જોઇએ. પણ શાંતિથી પ્રથમ તેના વિચારો સાંભળી લેવા અને પછી તેના વિચારમાં જેટલી સત્યતા હોય તે અને જેટલી અસત્યતા હોય તે શાંતિથી મીઠાં વચને સમજાવવી જોઈએ. આવી રીતે કરવાથી સામા માણસને પ્રીતિ ઉત્પન્ન થાય છે તેમ જ પોતાના વિચારોને ફેરફાર કરવાનો અવકાશ પણ મળે છે. વિરોધી વિચારવાળાના વિચારો સાંભળી એકદમ ઉશ્કેરાઇ જઈ " તું નાસ્તિક છે, જડવાદી છે, તારામાં ધર્મની શ્રદ્ધા નથી. માટે તારી સાથે અમો વાત કરવાનથી માંગતા, " એમ કહી સામા માણસને ઉતારી પાડવો

એ ગુરુનો ધર્મ નથી. સાચા ગુરુ કેશીકુમાર ગણધર જેવાએ, પરદેશી રાજા જેવા નાસ્તિકને બોધ આપી આસ્તિક બનાવ્યો. માટે ગુરુમાં કેશીકુમાર ગણધર જેવાં ગુણ હોવા જોઇએ.

હાલમાં જે સુધારકો ધર્મ ઉપરથી આસ્તા વિનાના બનતા જાય છે, એ આજકાલના તોછડાઈ ભરેલા ગુરુઓનાં વર્તનને આભારી છે. પ્રશ્ન પૂછનાર શંકાશીલ માણસમાં ૬૪ ૬૬ સુધીના પ્રશ્નો કરવા એ મર્યાદા ન હોય. પણ ઉત્તર દેનારાએ તો મર્યાદામાં રહી શાંતિથી ઉત્તર આપવા જોઇએ. ઉત્તર આપવાની શૈલી કરતાં શાંતિ એ સામાનાં મન પર વધારે અસર કરે છે. ૧૧. ગુરુમાં ગંભીરતા મુખ્ય હોવી જોઇએ. ગંભીરતા હોય ત્યાં ધૈર્ય પણ હોય. જેથી ઉભા થતા સુખ દુઃખના પ્રસંગોમાં પોતાની શાંતિ ખોઈ બેસતા નથી. વળી ગુરુ પાસે આવી દરેક માણસ પોતાનાં સુખદુઃખની છાનામાં છાની વાત કરે છે. તેમજ ગમે તેવાં થઈ ગએલાં પાપ કોઇ આગળ પ્રગટ ન કરી શકાય તેવાં પણ ગુરુ પાસે આવીને કહે છે. ગુરુ તે પાપ દૂર કરવા પ્રાયશ્ચિત્ત પણ આપે છે. આવી પાપની વાતો કે છાનામાં છાની કહેલી વાતો ગુરુનાં મુખથી કદાપિ બહાર ન નીકળવી જોઇએ. આવા ગુરુ આખા જગતનો વિશ્વાસ મેળવી શકે છે. ૧૨. ગુરુનાં મન ઉપર કે મુખ ઉપર વિષાદની છાયા કદી પણ ન દેખાવી જોઇએ. તેમ મનમાં વિષાદ ઉત્પન્ન પણ ન થવો જોઇએ. વિષાદ (ચિંતા) એ માનસિક નબળાઈની નિશાની છે. નબળાં મનનો માણસ પરિસહ ઉપસર્ગોમાંથી પસાર થઈ પોતાનાં વ્રત બરાબર પાળી શકે નહિ. વળી જ્યાં સુધી વિષાદની અસર મન ઉપર થાય છે, ત્યાં સુધી સંયોગોની અનુકૂળતા અને પ્રતિકૂળતાને જીતી શકતો નથી. તેમ આત્મામાં આત્મિક આનંદ

પ્રગટી શકતો નથી. માટે ગુરુ વિષાદ રહિત હોવા જોઈએ. ૧૩. ગુરુ ગમે તેવા ક્રોધી માણસને શાંત કરવાની શક્તિ હોવી જોઈએ. આ શક્તિ જો પોતામાં હોય તો જ તે બીજાને પોતાનાં વચનોથી શાંત કરી શકે છે. પણ પોતામાં શાંતિ ન હોય, અને માત્ર વચનોથી જ બીજાને શાંત કરવા જાય તો તે ભાડૂતી શબ્દોથી કદી શાંતિ થતી નથી. ૧૪. પોતે કેવળ શાસ્ત્રના અભ્યાસી નહિ પણ પોતે મેળવેલ જ્ઞાનથી બીજાઓને ઉપદેશ આપી બીજાઓનું ભલું કરવામાં જ સદા તત્પર રહે. તેમ પોતાને પોતાનાં જ્ઞાનનું અભિમાન ન હોય, જ્ઞાન રહિત માણસનું જ્ઞાન પોતાનું કે પારકું ભલું કરી શકતું નથી. તે જ્ઞાનનો ઉપયોગ વાદવિવાદમાં ચોસે જો ઝઘડામાં કરે છે. માટે એનું જ્ઞાન **વાદાયવિદ્યા** જેવું થાય છે. ૧૫. જેણે ગુરુપદ કે આચાર્યપદ પોતાના ગચ્છના નાયક ગુરુ કે આચાર્ય તરફથી મેળવ્યુ હોય, પણ પોતાની મેળે કે સો બસો શ્રાવકોને એકઠા કરી જે સ્વયં ગુરુ કે આચાર્ય બની બેઠા હોય તે ગુરુપદને લાયક નથી. પણ ગુરુએ પ્રભવસ્વામીની માફક યોગ્યતાની તપાસ કરતાં સ્વયંભવને યોગ્ય જાણી જેમ દીક્ષા આપી આચાર્યપદવી આપી હતી, તેવી યોગ્યતા તપાસી આચાર્યપદ કે ગુરુપદ આપ્યું હોય તે જ ગુરુ હોઈ શકે.

આ રીતના પંદર ગુણ દીક્ષા આપનારમાં હોવા જોઈએ. આવા ગુરુ જે શિષ્યને મળે તે શિષ્યનાં અહોભાગ્ય સમજવાં. કેમકે પંદર ગુણ યુક્ત જે ગુરુ હોય તે ઉત્તમ ગુરુ કહેવાય છે, અને ચોથા ભાગના ઓછા ગુણવાળા જે ગુરુ હોય તે મધ્યમ ગુરુ કહેવાય છે, અને પંદર-ગુણમાંથી અર્ધા ગુણો જેમાં હોય તે જઘન્યગુરુ કહેવાય. અર્ધા ભાગના પણ ગુણ જેમાં ન હોય તે ગુરુપદને લાયક ન હોઈ શકે.

# પ્રમાણવાદ અને બુદ્ધિવાદ

ધાર્મિક બાબતમાં કેટલાક માત્ર પ્રમાણવાદને માનનારા હોય છે. શાસ્ત્રમાં આમ લખ્યું છે માટે એમાં ફેરફાર ન થઈ શકે; કેમકે આપણે શાસ્ત્રમાં જેમ લખ્યું છે તેમ જ વર્તવું જોઈએ. જ્ઞાની પુરુષો આપણા કરતાં ડાહ્યા હતા વગેરે.

બુદ્ધિવાદને માનનારાઓ વિવેકપૂર્વક દરેક વિષયનો બુદ્ધિપૂર્વક નિશ્ચય કરે છે. શાસ્ત્રમાં અમુક લખાયું કે ફરમાન જે કરેલ હોય તે કયા હેતુથી, કયા કાળે એની જરૂરિયાત હતી, હાલ વર્તમાનકાળમાં તેની જરૂર છે કે નહિ, તેમ જ શાસ્ત્ર રચનાર કોણ પુરુષ છે, વગેરે બુદ્ધિપૂર્વક વિચાર કર્યા પછી તે વાતનો સ્વીકાર;
એનો નિર્ણય [illegible] આજે ધર્મની વાતમાં જે

અને તેથી ધર્મ તરફ જે ઘૃણા ઉત્પન્ન થાય છે, તેનું માત્ર કારણ બુદ્ધિવાદ વિનાનો એકલો પ્રમાણવાદ છે. ઋષિમહર્ષિઓ આમ લખી ગયા છે, હરિભદ્રસૂરિ, હેમચંદ્રાચાર્ય આમ લખી ગયા છે, મૂળ સૂત્રોમાં આમ લખેલ છે, ગીતામાં આવી રીતે કહેલ છે, કુરાન સરીફ આ રીતે હુકમ કરે છે, બાઇબલનો આ ઉપદેશ છે, વેદમાં આમ ફરમાવેલ છે, મહાપુરુષોનો આ મત છે, પૂર્વે પુરુષો આમ કરતા આવ્યા છે. આવી રીતે પ્રમાણવાદના ભાર નીચે મનુષ્યની બુદ્ધિ કચરાઇ ગઇ છે. મનુષ્યનું મન દાસ બની ગયું છે. ધર્મમાં કે ધર્મના વિષયમાં બુદ્ધિને સ્થાન રહ્યું નથી. આંખો મીંચી જે કાંઇ લખ્યું છે; તે જ સત્ય છે તેમાં વિચાર કરવાનો અવકાશ હોય નહિ. પ્રમાણવાદ બુદ્ધિને જડ બનાવે છે. પ્રમાણવાદથી માણસ વિવેકશૂન્ય બને છે અને માનસિક વિકાસ થતો નથી.

હાલમાં વિજ્ઞાન કેટલું આગળ વધી રહ્યું છે, બુદ્ધિ નવી નવી શોધો કરી આપણી આગળ ટેલીગ્રાફ, વાયરલેસટેલીગ્રાફ, ટેલીફોન, રેડીઓ, ફોનોગ્રાફ અને એરોપ્લેન વગેરે. આપણી નજરે જ્યારે આપણે જોઇએ છીએ, ત્યારે આપણે કહીએ છીએ કે જુના જમાનામાં વિમાન, હતાં જ્ઞાનીઓ દૂર દૂર દેશથી સંદેશા પહોંચાડતા હતા, અગ્ન્યાસ્ત્ર હતા, પૂર્વકાળમાં શું ન હતું ? ભાઈ ! એ વાત નવી નથી. બધું આપણા શાસ્ત્રોમાં છે, અને આ બધું આપણા શાસ્ત્રોમાંથી શોધી કાઢ્યું છે. આ રીતે મૂર્ખાઇ ભરેલી મિથ્યાભિમાનની વાતો કરીએ છીએ, અમે કહેનારાઓને પૂછીએ છીએ કે, પૂર્વકાળમાં બધું હતું, તો વર્તમાનકાળમાં તમો કેમ ખોઇ બેઠા ? તમારા શાસ્ત્રોમાં બધું છે તો તમોએ આજ સુધી તેની શોધ કેમ કરી નહિ ? માત્ર

તમો વિજ્ઞાનના અને બુદ્ધિના, અંધવિશ્વાસ અને અંધશ્રદ્ધાને લઈને ઘાતક બન્યાં છો અને ધર્મનો ઘાત પણ એ દુર્ગુણોને લઈને જ કરી રહ્યા છો. રોગની પ્રતિકૂલ દવાથી કદી પણ રોગનો નાશ થતો નથી.

શરૂઆતમાં જીવનની શુદ્ધિ માટે જ ધર્મની આવશ્યકતા છે. જીવનની શુદ્ધિ એ જ ધર્મનો પ્રારંભ પ્રયોગ છે. જેમ એક વિજ્ઞાની નાના પ્રયોગો દ્વારા અનેક સિદ્ધાંતોને છોડીને એક સિદ્ધાંત ઉપર આવે છે, એવી જ રીતે ધર્મ પણ અનેક સિદ્ધાંતોનું બુદ્ધિપૂર્વક મનન કરતાં એક સિદ્ધાંત ઉપર આવે છે. ભોળા લોકો શરૂઆતથી જે ધર્મ સ્વીકારી લે છે, એને જ એ આદર્શ માની લે છે. સત્યાન્વેષણની તરફી લેતા નથી. સ્વયં માની લીધેલ તે જ સત્ય છે એમ નિશ્ચય કરી લે છે. એનું પરિણામ એ આવે છે કે, કદાગ્રહપૂર્વક તેને જ પકડી રાખે છે. પરિસ્થિતિનાં પરિવર્તન સાથે ઉપાયોનું પરિવર્તન કરતા નથી; સત્યની શોધ તરફ વળતા નથી. કેમકે પોતે માની લીધેલ તે જ સત્ય છે; પછી બીજે સત્ય શોધવાનો અવકાશ જ ક્યાં રહે છે? આ બધું પ્રમાણુવાદનું પરિણામ છે.

પ્રયોગ, અને સાધ્ય એ બે વસ્તુ પૃથક્ પૃથક્ છે. પ્રયોગ એ સાધન-કારણ છે. સાધ્ય એ અંતિમ શોધ છે-નિશ્ચય છે. ધર્મમાં, જે વ્યવહાર ધર્મ છે, એ બધાં સાધન-પ્રયોગ છે. સાધ્ય નિશ્ચય ધર્મ છે. જેમ વિજ્ઞાની પ્રયોગદ્વારા શોધ કરે છે, અને જે પ્રયોગ નિષ્ફળ નીવડે છે તેને પડતો મૂકી નવો પ્રયોગ શરૂ કરે છે. એમ પ્રયોગોનું પરિવર્તન થતાં થતાં સાચો પ્રયોગ હાથમાં આવી જાય છે. તે પ્રયોગ વડે જે સાધ્ય (શોધ) કરવાનું હેય છે, તેની સિદ્ધિ થાય છે.

દરેક વિજ્ઞાનીઓએ આવીરીતે જ વિજ્ઞાનની શોધ કરી છે. કોઈએ પુસ્તકનાં પાનાં વાંચીને કે કોઈને પૂછીને શોધ કરી નથી. એવી જ રીતે ધાર્મિક વિષયમાં જે પ્રયોગથી પોતાનું ધ્યેય જો નિશ્ચયધર્મ પ્રાપ્ત ન થયો, તો તેણે બીજો પ્રયોગ અજમાવવો જોઈએ. એમ પ્રયોગ ફેરવતાં ફેરવતાં સાચું સાધ્ય સિદ્ધ થાય છે. એટલે નિશ્ચયધર્મ પ્રાપ્ત થાય છે. આ બધો બુદ્ધિવાદ ઉપર આધાર રાખે છે. જ્યાંસુધી માણસ બુદ્ધિવાદ સ્વીકારતો નથી, ત્યાંસુધી કદી પણ સાધ્યને પ્રાપ્ત કરી શકતો નથી. સાધ્ય વિનાનું સાધન (પ્રયોગ) એ જ તકરાર અને કલેશનો ઉત્પાદક છે. કોઈએ નિશ્ચયની લડાઈ કરી નથી. ધર્મના નામે જે લડાઈઓ જે ખંડનમંડનરૂપે થતી જોવામાં આવે છે તે પ્રયોગોની (સાધનની) લડાઈને લઈને છે.

વૈજ્ઞાનિકો જો આવા લડાઈના ખેલ, પ્રયોગો માટે ખેલ્યા હોત તો આજે જે વિજ્ઞાનીઓએ ધ્યેયને પહોંચી સાધ્ય સિદ્ધ કરી લોકોને આશ્ચર્યમાં નાંખી દીધાં છે, અને પોતે તેના પ્રતાપે જે કરોડાધિપતિ, અબ્જાધિપતિ બની બેઠા છે એ કાંઇ પણ ન કરી શકત. એમનું જીવન પ્રયોગોની લડાઈમાં જ ખતમ થાત. આજે તે તો જીત્યા છે, અને આપણે સાધ્યના સાધનની લડાઈમાં આપણું જીવન ખતમ કરી રહ્યાં છીએ.

રૂઢિવાદ એ પણ પ્રમાણવાદનું એક અંગ છે. અમારા પૂર્વજો આમ કરતા આવ્યા છે. અમારા પૂર્વ પુરુષો કાંઈ ગાંડા ન હતા, માટે અમે જે કરીએ છીએ તે જ સત્ય છે, એનાથી એક તસુ પણ અમો ખસીએ તેમ નથી. આ રીતે રૂઢિવાદની ચક્કીમાં આખી ધર્મભાવના પીસાઇ રહી છે અને આપણે લોકમત કે રૂઢિવાદના ગુલામ

થઇ બેઠા છીએ. આપણા આત્માના અને આપણા હૃદયના સાચા વિચારોથી વિરુદ્ધ ચાલી રહ્યા છીએ.

મનન અને તર્ક એ માનસ વિકાસનાં મુખ્ય અંગ છે. મનન અને તર્ક જો બુદ્ધિ દ્વારા કરવામાં આવે તો એનાથી નિશ્ચય કરેલ આચારવિચાર સંકલ્પ ખૂબ સુદૃઢ બને છે, અને શાંતિને આપે છે. તર્ક એ જ ઋષિ મહર્ષિઓ છે. તર્ક દ્વારા બુદ્ધિનો વિનિશ્ચય એ જ આપ્તવચન છે. માટે બુદ્ધિવાદ, શુષ્ક પ્રમાણવાદનો અને રૂઢિવાદનો કટ્ટો શત્રુ છે. બુદ્ધિવાદ એ ધર્મનો સંરક્ષક છે. બુદ્ધિવાદ અને વિજ્ઞાનવાદ લગભગ સહમિત્ર છે. પરસ્પર એક બીજાના સહાયક પણ છે. જ્યારે એ બુદ્ધિવાદને પ્રમાણવાદથી જુદો કરવામાં આવે છે, ત્યારે પ્રમાણવાદ ધર્મને ધર્મના સાધનને વિકૃત બનાવી નષ્ટભ્રષ્ટ કરી નાંખે છે.

આજે બુદ્ધિવાદને કોરે મૂકી પ્રમાણવાદને જ ધર્મનો આધાર બનાવી દીધો છે. વેદ અપૌરુષેય છે. શાસ્ત્રોનાં વચનો એ આપ્તવાક્ય છે. એ બધું જે શાસ્ત્રોમાં લખ્યું છે, એ જ સત્ય છે. ખરીવાત તો એ છે, કે મૌલવી, મુલ્લાઓ, પંડિતો, સાધુઓ, મુનિઓ તથા પીર પેગંબરોની આજ્ઞા એ શિરસાવંદ્ય માની ભોળા લોકોએ તેમનું અને તેમની વાણીનું અંધ અનુકરણ કર્યું છે. સહુએ પોતપોતાના આચારવિચારો એક બીજાઓથી વિરોધી છતાં ધ્યેયનાં સાધનો મનાવ્યાં છે.

કવિઓ લેખકો અને વક્તાઓએ અંધશ્રદ્ધાજન્ય સાંપ્રદાયિકતાના દેખાવો સિવાય નવું કાંઇ પણ કર્યું નથી. ઉન્નતિના નામે કેવળ વિલાપ કર્યો છે. શાંતિના નામે અશાંતિ પેદા કરી છે. ધાર્મિક કૉન્ફરન્સોએ, શાંતિની કૉન્ફરન્સોએ અને સામાજિક કૉન્ફરન્સોએ સુધારાના

નામે પોતપોતાની માન્યતા સુદૃઢ બનાવી બે ડગલાં વધારે એકબીજાથી છેટા ખસ્યા છે. આંખોથી દેખનારાઓ સૂર્ય કે દીપકના પ્રકાશમાં બાહ્ય વસ્તુ જોઇ શકે છે. પરંતુ જેમ વિજ્ઞાનવાદી એક બટન દબાવવાથી આખા હોલમાં પ્રકાશ પાડી દે છે, તેમ બુદ્ધિવાદી અંધકારમાં હૃદયનું બટન દબાવી સત્યજ્ઞાનનો પ્રકાશ કરી શકે છે. છેવટ અમો આટલું લખીએ છીએ કે, શુભ અશુભ કર્તવ્ય અકર્તવ્ય ઉચિત અનુચિત એ જ્ઞાનદ્વારાજ જાણી શકાય છે. પક્ષપાતરૂપી અંધકાર એ જ્ઞાન-પ્રકાશથીજ નાશ પામે છે. જ્યારે આવો પ્રકાશ હૃદયગમ થશે ત્યારે ધર્મનો, ધર્મપાલનનો સત્યમાર્ગ એની મેળે પ્રાપ્ત થશે.

આપણે હાલ જોઇએ છીએ કે ઘણા ઉત્સાહી યુવકો જૈનના ત્રણે ફિરકાને એક કરવા પ્રયત્ન કરી રહ્યા છે. એટલુંજ નહિ પણ સર્વધર્મપરિષદો ભરાય છે, અને તેઓ પણ દરેક ધર્મમાં એકતા કેમ વધે એમ ઇચ્છે છે. આ ઉપરથી આપણને માનવાને કારણ મળે છે કે હાલનો જમાનો પ્રમાણુવાદ કરતાં બુદ્ધિવાદને વધારે માને છે. અસ્તુ. હવે બુદ્ધિવાદને વધારે સ્પષ્ટ કરવા જૈનોના ત્રણે ફિરકાઓના સંબંધમાં વિચાર કરીએ તો અમારી માન્યતા પ્રમાણે પ્રમાણુવાદને ગૌણ રાખી બુદ્ધિવાદ દ્વારા વિચાર કરવામાં આવે તો સહેલાઇથી બધાં એક થઇ જાય. તત્ત્વની બાબતમાં પદાર્થ નિરૂપણ સંબંધમાં તેમજ ધ્યેયના સંબંધમાં ત્રણે ફિરકામાં બિલકુલ મતભેદ નથી. ફક્ત અમો પહેલાં લખી ગયા છીએ કે પ્રયોગો ( ક્રિયાઓ ) માં મતભેદ છે. ક્રિયાઓમાં ભેદ ભલે હોય, પણ જે ક્રિયા દ્વારા ખરી આત્મશાંતિ પ્રાપ્ત થતી હોય એ જ સહુને ઉપાદેય છે. એનાં ખંડનમંડન ન હોય. હવે જુદા પાડનારી હોય તો એક જિનપ્રતિમા છે. શ્વેતાંબરી પ્રતિમાને વૈભવ-

વાળી બનાવી પૂજે છે. દિગંબરીઓ પ્રતિમાને ત્યાગીના રૂપમાં પૂજે છે. સ્થાનકવાસીઓને પ્રભુ પૂજાને અંગે થતો આરંભ સમારંભ ગમતો નથી. હવે શ્વેતાંબરી તદ્દન વૈભવ ઓછો કરી નાંખે. પ્રભુ પ્રતિમાના ઉપર ચઢાવવામાં આવતાં દરદાગીનાં કાઢી નાંખે, પૂજાને અંગેની ધમાલ અને સમારંભ ઓછા કરી નાંખે. દિગંબરીઓ જો વસ્ત્રની તકરાર મૂકી દે, તો એ બન્ને ફિરકા સહજમાં એક થઈ જાય તેમ છે. ઘણા સ્થાનકવાસી બંધુઓને પ્રતિમાની શ્રદ્ધા છે. પણ જેથી એ ભડકે છે એ ભડકામણી પ્રવૃત્તિ કાઢી નાખવામાં આવે તો લગભગ એકે એક સ્થાનકવાસી મૂર્તિનાં દર્શન સેવા કરનારા થઇ જાય. મતલબ કે સહુ સહુએ થોડું થોડું મૂકવું જોઇએ. તો ત્રણે ફિરકાને એક થતાં વાર લાગે તેમ નથી. આ બધી પ્રમાણવાદની તકરારો છે. માટે પ્રમાણવાદની હવે જરૂર નથી, હવે બુદ્ધિવાદની જરૂર છે. મારતર આંક શીખવાડી દે, બાકી એની બાદબાકી સરવાળા વગેરે કરવા એ તો બુદ્ધિનું કામ છે. શિક્ષક લખતાં વાંચતાં શીખવી દે, પણ લખેલ પુસ્તકમાંથી શું સાર ગ્રહણ કરવાનો છે, એ બુદ્ધિનું કામ છે. કપો વિષય કેવી ભાષામાં લખશું તો પ્રિય થઈ પડશે એ પણ બુદ્ધિનું કામ છે. માટે બંધુઓ! વાચકો! અધર્મમય બનેલો ધર્મ સાચો ધર્મ બનાવવો હોય, તો પ્રમાણવાદને ગૌણ રાખી બુદ્ધિવાદનો ઉપયોગ કરતાં શીખો. સત્યવસ્તુ બુદ્ધિવાદ વિના કદી પ્રાપ્ત થવાની નથી.

# સત્ય અસત્યનું પૃથક્કરણ

હિંસા અને અહિંસાના પૃથક્કરણનાં બે લેખો અમો પહેલાં આપી ગયા છીએ. આજે સત્ય અને અસત્યના પૃથક્કરણનો લેખ વાંચકો સમક્ષ રજુ કરીએ છીએ.

અહીં પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે, અહિંસા અને સત્ય એ એમાં મુખ્ય કોણ ? જોકે આ પ્રશ્નનો ખુલાસો કઠણ છે. **अहिंसा परमो धर्मः** એ પણ એક સૂત્ર છે. અને **सत्यमेवजयते** એ પણ એક સૂત્ર છે, એથી બન્નેની જરૂરિયાત માનેલી છે, સત્ય એ અહિંસાને પુષ્ટિ આપનાર સાધન છે. સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, આદિ શબ્દોનો વ્યવહાર શિષ્યોને સમજાવવા ખાતર છે. બાકીતો આ બધા અહિંસાના સંરક્ષક અને અહિંસાને પુષ્ટિ આપનારા અંગો છે.

અહિંસા પાળનારાઓ એમ માને છે કે, અમો અહિંસાધર્મ પાળીએ છીએ. પરંતુ તેમાં સત્યના અભાવે સાચી અહિંસા પાળી શકાતી નથી. કેટલાક તો અહિંસાનાં નામે દંભ સેવી રહ્યા હોય છે. અસત્ય બોલી પોતાને અહિંસાધર્મી કહેવરાવી રહ્યા હોય છે. પોતપોતાની માનેલી અહિંસાને સિદ્ધ કરવા ઘણું અસત્યનું સેવન કરી રહ્યા છે. કેટલીક હિંસાઓને પણ અહિંસા મનાવી રહ્યા છે. જેમકે કોઇ જનાવર દુઃખથી રીબાતું હોય તો તેનું દુઃખ દૂર કરવા એકદમ મારી નાખવું એ પણ એક જાતની અહિંસા છે, યજ્ઞાદિકની હિંસાને પણ અહિંસા મનાવવામાં આવે છે. આવા પ્રસંગે વચનની પ્રધાનતા હોવાથી અસત્યને સત્ય ઠરાવવાનો પ્રયત્ન કરવામાં આવતો હોવાથી અસત્યથી

હિંસા થાય છે એમ સિદ્ધ થાય છે; માટે સત્ય એ અહિંસાનું પોષક છે. અને જ્યાં સત્ય હોય ત્યાં જ અહિંસાનું અસ્તિત્વ હોય છે. આચારમાં અહિંસાની મુખ્યતા છે. અને વિચારમાં સત્યની મુખ્યતા છે. અહિંસાથી ચારિત્ર ઘડાય છે અને વિચારથી તેની વિશુદ્ધિ રહે છે. માટે સત્ય વિના અહિંસાનું પૂર્ણ પાલન અસંભવિત છે. અહિંસાની માફક સત્યપાલનમાં પણ કઠીનતા રહેલી છે. તેમાં ખૂબ વિવેકની જરૂર છે. કેમકે કોઇ કોઈ વખત સત્ય પણ અસત્ય કહેવાય છે. અને કોઇ વખત અસત્યમાં સત્યતા રહેલી હોય છે. જેમકે જેવાને તેવા કહેવા એ સત્ય છે. પરંતુ એ સત્ય જ્ઞાનનાં ક્ષેત્રમાં છે. ધર્મક્ષેત્રનું સત્ય એથી ભિન્ન હોય છે, કેમકે ધર્મમાં એક જ ભાવના હોય છે કે, જગતના જીવોનું કલ્યાણ કેમ થાય. તેથી જે ભાષાથી જગતના જીવોનું કલ્યાણ થતું હોય, તેને સત્ય કહેવામાં આવે છે. એ બન્ને જુદાં જુદાં સત્યો માટે, એ જુદાં જુદાં સત્યોનો ઉપયોગ કરવા માટે શબ્દો પણ જુદા જુદા નક્કી કરેલા છે. જેવાને તેવા કહેવા તેને તથ્ય કહેવામાં આવે છે, અને કલ્યાણકારી વચનને સત્ય કહેવામાં આવે છે. જ્યારે તથ્ય અને સત્યમાં વિરોધ ઉત્પન્ન થાય છે, ત્યારે એ વિરોધ સમજવો જરા મુશ્કેલ થઇ પડે છે. જેમ એક ચોર એમ માને કે તથ્ય બોલીશ તો ચોરી નહિ કરી શકું, અને તેથી હું દુ:ખી થઇશ, માટે મારા ધંધા માટે અતથ્ય બોલું તો એ પણ એક જાતનું સત્ય છે. આમ થવાથી સત્યનો પણ નાશ થાય છે, અને કોઈ ઠેકાણે તથ્ય પણ અસત્ય કરે છે, જેમકે એક માણસ આંખે કાણો કે આંધળો છે તો તેને આંધળા કે કાણાના સંબોધનથી બોલાવીએ તો તે તથ્ય છે પણ સત્ય નથી. કેમકે એ શબ્દોથી તે માણસને અપ્રીતિ અને

દુઃખ ઉત્પન્ન થાય છે. સત્યથી કોઇને પણ દુઃખ કે અપ્રીતિ ન જ થવી જોઇએ, કેમકે સત્ય એ કલ્યાણકારી ભાષા છે.

હિંસાના સંબંધમાં જેમ સંકલ્પી, આરંભી, ઉદ્યોગી, અને વિરોધી બતાવી ગયા છીએ, તે જ ચાર પ્રકાર તથ્ય અને સત્ય માટે પણ છે. સંકલ્પી અતથ્ય, સ્વાર્થને લઇને બીજાનાં હિતાહિતનો વિચાર ન કરતાં નિરપરાધી માણસ સાથે અસત્ય બોલવું અથવા કોઈ પણ બીજી રીતે અસત્યભાવ પ્રગટ કરવો એ સંકલ્પી અતથ્ય છે.

ઘેલા માણસ સાથે, બચ્ચાંઓ સાથે, રોગી સાથે તેમનાં ભલા માટે અસત્ય બોલવું પડે અગર અજાણતાં અસત્ય બોલાઇ જાય તો તે આરંભી અતથ્ય છે.

વેપાર એ એક એવી ચીજ છે કે, તેના ક્રયવિક્રયમાં તે સંબંધી કેટલુંક રહસ્ય છુપાવવું પડે છે. એ છુપાવવું નૈતિક નિયમોથી વિરુદ્ધ ન હોય, વેપારની એક કુનેહબાજી હોય તેને અંગે જે અસત્ય બોલવું પડે તે ઉદ્યોગી અતથ્ય છે.

અન્યાયનો પ્રતિકાર કરવા અને નૈતિક આત્મરક્ષણ કરવા જે બોલવું પડે એ વિરોધી અતથ્ય છે.

એ ચારમાં સંકલ્પી અસત્યનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ. આરંભી અસત્ય એ વ્યવહારભાષામાં ગણાય છે. ત્યાં આપણી ભાષાનો ઉપયોગ ન કરતાં સામી વ્યક્તિ જે ભાષા સમજી શકે, તે ભાષામાં બોલવું એને વ્યવહારભાષા કહેવામાં આવે છે. જેમકે બાળકે લાકડીનો ઘોડો કર્યો હોય, તો તેને એમ કહેવું પડે છે કે તારો ઘોડો બેસવી

સે. જો કે વસ્તુતઃ એ અસત્ય છે, છતાં તેને વ્યવહારભાષા કહેવામાં આવે છે. તેમ જ રોગીની પરિસ્થિતિ ભયંકર હોય છતાં તેને ત્રાસ ઉત્પન્ન ન થાય, તેને માટે આશ્વાસન રૂપે કહેવું પડે છે કે ભાઈ! તને કાંઇ નહિ થાય. કાલે તું સાજો થઈ જઈશ. આ પણ અસત્ય છતાં વ્યવહારભાષા છે. જો રોગીને એમ કહેવામાં આવે કે તારું મૃત્યુ નક્કી છે, તો તેથી તેને ત્રાસ ઉત્પન્ન થાય છે, અને આઘાત લાગવાથી તેનું મૃત્યુ પણ થવાનો સંભવ છે.

ધનોપાર્જનના સંબંધમાં બીજાને હાનિ ન પહોંચે એ રીતે વેપારનું રહસ્ય છૂપું રાખે, તો તેપણ અયોગ્ય નથી. અન્યાય દૂર કરવા માટે તેમ જ નૈતિક આત્મરક્ષા માટે જો અસત્યનો સ્વીકાર કરવો પડે તો તે હિતકર હોવાથી સત્ય જ છે. કોઇની હિંસા થાય અથવા દુઃખ થાય, એવી ભાષા સત્ય હોય તોપણ તે અસત્ય છે. મહાભારતમાં પણ લખ્યું છે કે—

सत्यस्य वचनं श्रेयः सत्यादपि हितं वदेत् ।
यद्भूतहितमत्यंतमेतत्सत्यं मतं मम ॥

સાચું બોલવું એ સારું છે, પરંતુ હિતની અપેક્ષાએ બોલવું એ વધારે સારું છે. પ્રાણીઓને હિતકારી વચન એ મારા મતમાં સત્ય છે.

જૈનશાસ્ત્રોમાં ચૌદ ગુણસ્થાનક બતાવેલ છે. એ આત્મવિકાસના ક્રમને બતાવનાર ચૌદ શ્રેણી છે. પાંચમી શ્રેણીમાં પ્રાણી અસત્યનો ત્યાગ, દેશ થકી કરી શકે છે, એને અણુવ્રત કહેવામાં આવે છે. અને છઠ્ઠી શ્રેણીમાં પહોંચેલો મનુષ્ય પૂર્ણ સત્ય પાળનાર હોય છે, તેથી તેને મહાવ્રતી કહેવામાં આવે છે. અસત્યવચન યોગ બારમી

શ્રેણી સુધી રહે છે. છતાં એમાં સત્યપ્રરૂપણા હોવાથી મહવ્રતનો ભંગ થતો નથી. એમની ભાષાનો ઉપયોગ કલ્યાણ અર્થે જ હોય છે. એક બીજી વાત પણ છે કે, ન્યાયનાં રક્ષણની ખાતર અસત્ય બોલવામાં દોષ નથી. તે જ અસત્ય જો સ્વાર્થની ખાતર બોલવામાં આવે તો તેમાં દોષ છે. હરામખોર ગુંડાઓ એક અબળાની પાછળ પડ્યા હોય, એ ગુંડાઓ આપણને આવી પૂછે કે, અહીંથી એક સ્ત્રી ભાગતી કઇ તરફ ગઈ છે? આપણે જાણીએ છીએ, છતાં જો વિરોધ કરવા જઇએ તો આપણને તે ગુંડાઓ ગોળીથી ઠાર કરે. કાંઇ ન બોલીએ તો પણ તે લોકો આપણને મારીકૂટીને પણ બોલાવે. આવા સંયોગોમાં અટકયા વિના વિલંબ કર્યા વિના જે રસ્તે સ્ત્રી ગઇ હોય, તે રસ્તાથી ઉલટો રસ્તો એઓને બતાવી દેવો કે આ રસ્તે સ્ત્રી ગઈ છે. આમ અસત્ય બોલવાથી અબળાનું અને અબળાનાં શીયળનું રક્ષણ થાય છે. માટે એ અસત્ય સત્યની કોટીમાં જાય છે. એવા જુદા જુદા પ્રકારના અનેક પ્રસંગો ઉપસ્થિત થતાં સ્વાર્થ વિના ભલાની ખાતર જે અસત્ય બોલવું પડે તેની ગણના સત્યમાંજ થાય છે. એ બધો આધાર બોલનારના વિવેક ઉપર રહેલો છે.

કોઈ ચોર કે બારવટીઆ આપણા ઉપર આક્રમણ કરી લૂંટવા આવ્યા હોય, તે વખતે અસત્ય બોલી પોતાની અને ધનની રક્ષા કરે, તો તેમાં કોઇ જાતનો દોષ ગણાતો નથી. કેમકે તે વખતની ભાષા પણ સત્યમાંજ ખપે છે.

અહીં કોઇ પ્રશ્ન કરે છે કે, તમો પહેલાં લખી ગયા છો કે સ્વાર્થની ખાતર અસત્ય ન બોલવું. તો અહીં ધનની રક્ષા અને પોતાની માટે

બોલાએલ અસત્યને સત્ય કેમ કહો છો ? સમાધાન:-ચોર લૂંટારાઓથી ધનની રક્ષા કરવી, એમાં સ્વાર્થ કરતાં ન્યાયની રક્ષા વધારે છે. ચોરી રૂપી અન્યાયથી ધનનું રક્ષણ કરવામાં આવે છે.

કોઇ એમ માને કે કલ્યાણને માટે અસત્ય બોલવું એ સત્ય છે. તો પછી આપણે જે સંપ્રદાયને માની રહ્યા છીએ, તે સંપ્રદાયથી લોકકલ્યાણ પણ આપણે માનીએ છીએ. માટે સંપ્રદાયની પુષ્ટિ માટે જે કાંઇ બોલવામાં આવે એ બધું સત્ય જ છે. આમ દરેક સંપ્રદાયવાળા માને અને પોતપોતાના સંપ્રદાયની પુષ્ટિ કરતાં બોલાયલા શબ્દોને સત્ય માને. પોતપોતાના સંપ્રદાયનાં લખેલાં પુસ્તકોને સત્ય માને, બીજા સંપ્રદાયના કરેલા ખંડનોને સત્ય માને તો એમ માનનારને જાણવું કે આવું સત્ય તે વસ્તુતઃ સત્ય નથી. જનકલ્યાણ માની લેવું એતો એક જાતનો પોતાના સંપ્રદાય ઉપરનો વ્યામોહ છે. વ્યામોહને લઇને દરેક સંપ્રદાયવાળા ઉપરોક્ત ભૂલો કરતા હોય, અને તેને સત્ય માનતા હોય, તો તે તદન અસત્ય છે. કેમકે એમાં વ્યામોહ છે, અહંકાર છે અને સ્વાર્થ છે. આ તો એવી વાત છે કે એક માણસ વ્યભિચારથી ઉત્પન્ન થએલ સાધુ બની ગયો. પછી એ જ સાધુ એમ કહે કે વ્યભિચારથી ઉત્પન્ન થએલાને સાધુપણું અપાય નહિ. મતલબ કે પોતે પોતાની જાતને અને પોતાનાં મંતવ્યને બીજાનું ખંડન કરતાં ભૂલી જાય છે. એટલું જ નહિ પણ વાસ્તવિક સ્વરૂપનો વિચાર કરવાનો અવકાશ રહેતો નથી. અસંયમમાં સંયમ માનવો અને સંયમમાં અસંયમ માનવો, આ પરિસ્થિતિ સંપ્રદાયભેદે જોવામાં આવે છે. છતાં પોતપોતાના સંપ્રદાયના આચારવિચારને કલ્યાણનો માર્ગ માનતા હોય તો તે ભ્રાંતિ છે.

દિગંબરી, શ્વેતાંબરી સાથે લડે છે, શ્વેતાંબરી દિગંબરી સાથે લડે છે અને આ વાતની સિદ્ધી માટે મનમાન્યાં અસત્ય બોલે છે. એ અસત્ય ધર્મની રક્ષા માટે છે, માટે ક્ષંતવ્ય છે એમ માનવું એ મૂર્ખાઈ છે. આવાં જૂઠને ધર્માર્થે બોલવાનું કહી એક જાતની પોતાની મૂર્ખાઇ એક બીજા સાબિત કરે છે. એ જ રીતિ દરેક સંપ્રદાયો માટે સમજવી. ખંડનમંડનનાં પુસ્તકોને પ્રમાણભૂત માની તેવાં પુસ્તકોને આગળ ધરી પોતાનાં મંતવ્યને સિદ્ધ કરવા જે ઇરાદાપૂર્વક જૂઠું બોલવામાં આવે છે, અને કુયુક્તિઓથી યુક્તિઓનું ખંડન કરવામાં આવે છે, એને જનકલ્યાણ માટે માની લેવું એના જેવો કદાગ્રહ બીજો કોઇ નથી. કેમકે જે પુસ્તકોનું પ્રમાણ અપાય છે, તે પુસ્તકો ખંડનાત્મક હોવાથી રાગદ્વેષથી ભરેલાં હોય છે. એવાં પુસ્તકો કદી પણ પ્રમાણિક હોઇ શકે નહિ. નિઃસ્વાર્થ બુદ્ધિથી સામાન્ય વિધિરૂપે લખાયલાં પુસ્તકો માનવામાં અડચણ ન હોય, પણ જે પુસ્તકો જ બીજાઓના ઉપર દ્વેષ બતાવનારાં હોય, જે પુસ્તકોનો લેખનકાળ ખટપટોથી ભરેલો ઈતિહાસ પુરવાર કરતો હોય, જે પુસ્તકોએ તે કાળે શાસ્ત્રનાં નામે શસ્ત્રોનું કામ કર્યું હોય, તેવાં પુસ્તકોના વિદ્વાનો જનકલ્યાણ માટે કદી પણ હોઇ શકે નહિ. માટે સત્યની વ્યાખ્યામાં આવાં પુસ્તકોનાં પ્રમાણો આપી સ્વમત સ્થાપન રસિક હાથના કેટલાક આચાર્યોનું કથન એ સત્યની વ્યાખ્યામાં કદી આવી શકે નહિ.

સત્ય રાગદ્વેષ રહિત શુદ્ધ બુદ્ધિથી જનકલ્યાણના હિતની ભાવનામાં જ રહેલું છે.

## શ્રી મહાવીર પ્રભુની સંઘવ્યવસ્થા

શ્રી ભગવાન મહાવીરસ્વામીનાં જીવનમાં અનેક જાતની આશ્ચર્યજનક વિશેષતાઓ જોવામાં આવે છે. આ વિશેષતાઓ અંધશ્રદ્ધાળુઓ માટે છે એમ નહિ પણ વિદ્વાનો અને પરીક્ષકોને માટે પણ આશ્ચર્યજનક છે. ભગવાનનું જ્ઞાન અદ્ભુત હતું. ચારિત્ર અને તપમાં પ્રભુ ચરમ સીમાએ પહોંચ્યાં હતા. બીજી વિશેષતા એમની વ્યવહારકુશળતાની હતી. કેમકે તેઓએ બાંધેલાં બંધારણના પ્રતાપે જૈનધર્મનું જીવન હજુ સુધી ટકી રહ્યું છે. પ્રભુ જ્ઞાની–તપસ્વી હતા, એટલું જ નહિ પણ લોકોનું કલ્યાણ પણ કરવામાં અતિ લાગણી ધરાવતા હતા વીરપ્રભુએ પોતાને કેવળજ્ઞાન થયા પછી સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચતુર્વિધ સંઘની સ્થાપના કરી સાધુ અને સાધ્વીઓમાં અધિકારભેદની પણ સ્થાપના કરી. એ સંઘવ્યવસ્થા ખરેખરી આશ્ચર્યજનક કરવામાં આવી હતી.

મહાવીરપ્રભુના વખતમાં આ ભારતવર્ષમાં જૈનધર્મ અને બૌદ્ધધર્મની શરૂઆત સારાં પ્રમાણમાં હતી. બન્નેની પ્રવૃત્તિ પાછળ રાજબળ પણ હતું.

ગમે તે કારણથી બૌદ્ધધર્મનો પ્રચાર તે કાળમાં અધિક હતો. પરંતુ બૌદ્ધધર્મની વ્યવસ્થાની–બંધારણની ખામી હતી. જેને લઇને ભારતમાં આજે બૌદ્ધધર્મ નામશેષ થઇ ગએલ છે. અને મહાવીરસ્વામીના ઉંચ બંધારણને લઇને ભારતવર્ષમાં જૈનધર્મ હજુ ટકી રહેલ છે એ બંધારણને જ આભારી છે. સમાજમાં કે ધર્મમાં જેટલી બંધારણની સુવ્યવસ્થા તેટલું તેનું લાંબુ જીવન હોય છે.

બૌદ્ધસંધમાં સાધુ અને ઉપાસક એ બે અંગનો બૌદ્ધસંધ હતો. સાધ્વીસંધ તો બિલકુલ હતો જ નહિ. આનંદ નામના ઉપાસકની વિનંતીથી ગૌતમીને બુદ્ધભગવાનની ઇચ્છા ન છતાં સાધ્વી બનાવવામાં આવી. શ્રી મહાવીરે તો શરૂઆતથી જ ચતુર્વિધસંઘની વ્યવસ્થા કરી હતી. અને તે સંઘ પોતપોતાનાં ક્ષેત્રમાં સ્વતંત્ર હતા, તો પણ એક બીજાનો પ્રભાવ એક બીજા ઉપર પડતો હતો. કોઇપણ સંઘવ્યક્તિ માર્ગથી પતિત થતી તો બીજો સંઘ તેને અંકુશમાં લઇ પતિત થતાં અટકાવતો.

સાધુધર્મની સંસ્થા તો લગભગ દરેક ધર્મમાં સ્વીકારેલ છે. બ્રાહ્મણ અને ક્ષત્રિયોથી લઇને શુદ્ર સુધી તે બંધારણ હતું. પરંતુ વચલા કાળમાં સાંકડા વિચારના બ્રાહ્મણોએ વેદાધ્યયન તો નહિ પણ વેદ સાંભળવાના પણ અધિકારી નથી. એટલું નહિ પણ તપ વગેરે કાંઇ પણ ક્રિયા શુદ્ર કરે તો તેનું શીર ઉડાડી દેવું એમ કહેવા માંડયું.

મહાવીરસ્વામીએ તો પોતાના સાધુસંઘમાં શૂદ્ર અને ચાંડાળ સુધીને સ્થાન આપ્યું છે. હરિકેશી જેવા ચાંડાલો મહર્ષિઓ થએલ છે, અને તેની પ્રશંસા પ્રભુએ સ્વમુખે કરેલી છે. એવાઓને કેવલજ્ઞાન પણ થયું છે એ વાત વીરપ્રભુના શાસ્ત્રોમાં સુપ્રસિદ્ધ છે; શાસ્ત્રાધ્યયનની સમાનતા ઉચ્ચ નીચ દરેકને સરખી આપેલી. એજ સમદૃષ્ટિ પ્રભુની અદ્ભુત ઉદારતા હતી. મૌર્યપુત્રની માતા વિજયાદેવી પહેલાં ધનદેવની પત્ની હતી. તેનાથી મંડિક નામનો પુત્ર થયો. પછી એજ વિજયાદેવી ધનદેવના અવસાન પછી મૌર્યની સ્ત્રી થઈ. તેનાથી મૌર્યપુત્ર થયો. મંડિક અને મૌર્યપુત્ર શ્રી મહાવીરના ગણધર થયા અને અગ્યાર ગણધરમાં તેમની ગણતરી કરવામાં આવી. એ બન્નેને છેવટ કેવલજ્ઞાન થયું અને મોક્ષે ગયા. આ પણ વીરપ્રભુની જેવી તેવી ઉદારતા ન ગણાય.

જે હજારોની સંખ્યામાં સાધુસંઘ હતો. તે ગણધરોને આધીન હતો. જેમ જેમ ગણધરો મોક્ષે જતા ગયા તેમ તેમ પોતાના શિષ્યોને સુધર્માસ્વામીને સોંપતા ગયા. દરેક સાધુને ભિક્ષા લેવા જવું પડતું. ઇંદ્રભૂતિ ગૌતમ પોતે જાતે ભિક્ષા લેવા જતા. જે ભિક્ષા લાવતા તે ગુરુને બતાવતા. એ ભિક્ષામાંથી જે ભિક્ષા આરોગવાની ગુરુ ના પાડતા તે ભિક્ષા બીજા વૃદ્ધ, ગ્લાનને આપી દેતા. ભિક્ષા લેવામાં દેનારને કોઈ જાતનું કષ્ટ ન થાય તે રીતે ભિક્ષા લેવાની આજ્ઞા હતી. વળી દોષ લાગે તેનું પ્રાયશ્ચિત લેવાતું. પ્રતિક્રમણ પણ દોષ ટાળવા કરવું પડતું. દરેક પ્રવૃત્તિમાં અહિંસા અને લોકહિતની મુખ્ય કાળજી રાખવામાં આવતી. આવું બંધારણ વીરપ્રભુએ નિયત કર્યું હતું. સાધ્વીસંઘના સંબંધમાં પણ પ્રભુએ સ્ત્રી અને પુરુષનો અધિકાર સમાન

છે 'એમ બતાવી ' આપ્યું હતું. તે કાળમાં સ્ત્રીજાત તરફ લોકોનો સદ્ભાવ બિલકુલ ન હતો. પુરુષોની સેવા કરવી એ જ સ્ત્રીનું કર્તવ્ય મનાતું, એટલે એક જાતની ગુલામ અવસ્થા સ્ત્રીઓ ભોગવતી. ધર્મગ્રંથો વાંચવાની પણ સ્ત્રીઓને મનાઈ હતી, સ્ત્રીઓ તરફ લોકોની આસ્થા એટલી બધી કમ થતી કે, સ્ત્રીઓને પુરુષો કરતાં ઉતરતી પંક્તિમાં રાખતા. પુરુષોની માફક છૂટ સ્ત્રીઓને બિલકુલ ન હતી. મહાત્મા ગૌતમબુદ્ધ જેવા સુધારક શિરોમણિ પોતાના સંઘમાં સ્ત્રીઓને સ્થાન આપવા બિલકુલ ઈચ્છતા ન હતા. તેઓ સ્ત્રીઓ પ્રવજ્યાને લાયક નથી એમ માનતા.

એકવાર ગૌતમ કપિલ વસ્તુના નિગ્રોધારામમાં વિરાજમાન હતાં, તે વખતે મહા પ્રજાપતિ ગૌતમી તે મહાત્મા પાસે આવી અને કહ્યું કે હે ભગવાન્ ! માતાનું સ્થાન ભોગવતી સ્ત્રીઓને પણ પ્રવજ્યા આપવી જોઇએ. ગૌતમ બુદ્ધે કહ્યું હે ગૌતમી ! તમારા જેવી સ્ત્રીએ આવો વિચાર પણ ન કરવો. સ્ત્રીઓને પ્રવજ્યા આપવી એ હું હિતકર નથી માનતો. ગૌતમીએ ત્રણ ચાર વાર આગ્રહપૂર્વક પ્રાર્થના કરી. તોપણ ગૌતમ બુદ્ધે વાત સ્વીકારી નહિ. તે ઉપરથી દુઃખી થઈ આંસુ પાડતી ગૌતમી ત્યાંથી ચાલી નીકળી.

ફરી એકવાર મહાત્મા બુદ્ધ વૈશાળીમાં મહાવહ્નિ કૂટાગારશાળામાં બિરાજતા હતા, તે વખતે પોતાના માથાના કેશ જેણે કાપી નાંખ્યા છે, ફાટેલાં તૂટેલાં કાષાયવસ્ત્ર જેણે ધારણ કર્યાં છે, ચાલતાં ચાલતાં જેના પગ સૂજી ગયા છે, આખા શરીર ઉપર ધૂળ જેને ચોંટેલી છે, એવી ગૌતમી ઘણી સ્ત્રીઓ સાથે દરવાજા ઉપર આવીને ઉભી છે.

તે વખતે આનંદ નામનો બુદ્ધમહાત્માનો સેવક ત્યાં આવી ચડ્યો છે. બુદ્ધમહાત્માના શિષ્યો ગૌતમીને અંદર પ્રવેશ કરવા દેતા નથી. તે વખતે ગૌતમીની આ સ્થિતિ જોઇ આનંદે ગૌતમીને પૂછ્યું. ગૌતમીએ પ્રવ્રજ્યાની માંગણી કરી. ગૌતમીની દયાજનક સ્થિતિ જોઈ આનંદે ગૌતમબુદ્ધ પાસે જઈ પ્રવ્રજ્યા આપવાની માંગણી કરી. તે વખતે ગૌતમબુદ્ધે કહ્યું કે, મેં એને ઘણીવાર ના પાડી છે. મારો એજ ઉત્તર છે કે સ્ત્રીઓને હું પ્રવ્રજ્યા નહિ આપું. ત્યારે આનંદે બીજો પ્રશ્ન કર્યો કે હે ભગવાન્ ! સ્ત્રીઓ અર્હત્ફળને સાક્ષાત્ પ્રાપ્ત નથી કરી શકતી ? બૌદ્ધે કહ્યું કે કરી શકે છે. ત્યારે આનંદે કહ્યું કે ગૌતમી આપની અભિભાવિકા છે. પોષિકા છે. ક્ષીરદાયિકા છે. અનેક રીતે આપની ઉપકારિણી છે, આપની માતા ગુજરી ગયા પછી આપને દૂધ પાઇ મોટા કરનાર ગૌતમી છે, એને આપ જરૂર પ્રવ્રજ્યા આપો. ગૌતમબુદ્ધે કહ્યું કે ગૌતમી આઠ શરતો સ્વીકારે તો પ્રવ્રજ્યા આપું. સો વર્ષની દીક્ષિત સાધ્વી હોય, તો પણ એક દિવસના દીક્ષિત બૌદ્ધભિક્ષુને વંદન કરે. ઇત્યાદિ આઠ શરતો પાળે. બૌદ્ધભિક્ષુને કાંઇ પણ ભિક્ષુણી કહી શકે નહિ. પરંતુ ભિક્ષુ ભિક્ષુણીને કહેવાના અધિકારી છે. આવી સ્ત્રીઓને અપમાનજનક શરતો ગૌતમીએ નિરુપાયે સ્વીકારી. અને ભિક્ષુણીસંઘની સ્થાપના કરી. છતાં ગૌતમબુદ્ધે આનંદને કહ્યું કે, આ કામ સારું નથી થયું. સ્ત્રીઓની પ્રવ્રજ્યાથી સંપ્રદાય સ્થાયી નહિ રહી શકે. જે સંપ્રદાય હજાર વર્ષ સુધી ટકવાનો હતો, તે પાંચસો વર્ષ પણ ટકશે નહિ. મહાત્માબુદ્ધના અવસાન પછી બૌદ્ધસંઘે કહ્યું કે આનંદ ! તેં મોટો ગુન્હો કર્યો છે. સ્ત્રીઓ પાસે ગૌતમ ભગવાનને વંદન કરાવ્યાં, અને તેમનાં અશ્રુથી ભગવા

શરીરને અપવિત્ર કરાવ્યું. સ્ત્રીઓને પ્રવજ્યા અપાવી એ તારો ગુન્હો છે. માટે તું પાપી છે. તો સંઘની માફી માંગ. એ રીતે શુદ્ધસંઘ પાસે માફી મંગાવી. ભગવાન્ મહાવીરે સાધુસંઘ સમાન સાધ્વીસંઘની સ્થાપના કરી. ચંદનબાળાને અધ્યક્ષ નીમી સ્વતંત્ર સંઘ બનાવ્યો. સાધુ-સંઘના ઉપરી સાધુ અને સાધ્વીસંઘના ઉપરી સાધ્વી નીમ્યાં.

**वरस सय दीक्खीआइ अज्जाए अज्जदीक्खीओ साहु,**
**अभिगमण वंदण नमंसण विणयेण सो पुज्जो. १**

આ પાઠ માટે કેટલાક એમ માને છે કે, જૈનગ્રંથોમાં બૌદ્ધસં-પ્રદાયમાંથી પાછળથી ઘુસાડી દેવામાં આવેલ છે. આ પાઠ મહાવીર કથિત નથી. કેમકે મહાવીરે તો સાધ્વીસંઘને સ્વતંત્ર બનાવેલ છે, જેટલો અધિકાર સાધુસંઘનો હતો. તેટલો જ અધિકાર સાધ્વીસંઘનો હતો. સાધ્વીસંઘ પૈકી ઘણી સાધ્વીઓએ પડતા સાધુઓને ઠેકાણે આણ્યા છે. સ્ત્રીઓ પુરુષોની ગુલામ ન હતી. સ્ત્રીઓ કેવળજ્ઞાન મેળવી શકતી હતી. સ્ત્રીઓ મોક્ષે જઈ શકતી હતી, એટલું જ નહિ પણ સ્ત્રી તીર્થંકર થઈ શકે છે. આ જૈનસિદ્ધાંતની શુદ્ધસિદ્ધાંત કરતાં વિશિષ્ટતા છે. સ્ત્રીસ્વતંત્ર્ય ઉપર દાખલો આપીએ છીએ કે જ્યારે જમાલી મહાવીરનાં વચનનો વિદ્રોહી બન્યો, અને પોતાનો જુદો સિદ્ધાંત સ્થાપ્યો, ત્યારે ભગવવાનની જ પુત્રી પ્રિયદર્શનાને જમાલીનો પક્ષ સાચો લાગવાથી એમાં દાખલ થઇ ગએલ. પરંતુ પાછળથી જ્યારે એજ પ્રિયદર્શનાને જમાલીના પક્ષમાં દોષ માલુમ પડયો ત્યારે જમાલીના પક્ષને છોડી પાછા મહાવીરના પક્ષમાં આવ્યાં. આ ઉપરથી પણ સ્ત્રીઓ સ્વતંત્ર બુદ્ધિનો ઉપયોગ કરતી હતી. અંધશ્રદ્ધા કે તાબેદારી મહાવીરના શાસનમાં સ્ત્રીઓ માટે ન હતી.

શ્રાવકસંઘ ગૃહસ્થ શ્રાવકો વિના કોઇ પણ સંપ્રદાયનું કામ ચાલી શકતું નથી. જૈનસંઘ એક સંગઠિત સંસ્થા હતી. જૈનશ્રાવક સંઘનું સ્થાન સાધુસંઘથી અલ્પમહત્વનું ન હતું, કેમકે સાધુસંઘ અને શ્રાવકસંઘને શ્રી મહાવીરે પરસ્પરાવલંબિત બનાવેલ હતા. કે જેથી કોઇમાં પણ સ્વચ્છંદતા દાખલ ન થઇ શકે. સાધુસંઘને શ્રાવકસંઘ ટકી શકતો હતો. કેમકે શ્રાવકસંઘને સાધુસંઘના માતા પિતાની ઉપમા આપેલી છે. પુત્રપુત્રી ઉપર માબાપનો જેટલો અધિકાર તેટલોજ અધિકાર શ્રાવકસંઘનો હતો. તેમજ શ્રાવકસંઘને સાધુસંઘ પૂજ્ય પણ હતો, ગમે તેવી આપત્તિમાં સાધુસંઘની સારસંભાળ શ્રાવકસંઘ રાખી શકતો.

ગૌતમબુદ્ધના સંઘમાં પરસ્પર સંબંધ રહિત સાધુસંઘ તદ્દન સ્વતંત્ર હતો. જેથી ધીમે ધીમે એ સાધુસંઘમાં નિરંકુશતા દાખલ થઇ, કેમકે ગૃહસ્થસંઘનું પીઠબળ સાધુસંઘને ન હોવાથી ભારતવર્ષમાંથી તેમનું અસ્તિત્વ નાશ પામ્યું, અને જૈનસંઘ પરસ્પરાવલંબિત હોવાથી હજુ સુધી ભારતવર્ષમાં ટકી રહેલ છે. મહાવીરના શ્રાવકસંઘમાં એક એવો પ્રસંગ બન્યો હતો કે, મહાવીરના મુખ્ય શ્રાવકોમાં એક મહાશતક પણ હતો. એની સ્ત્રી રેવતી માંસભક્ષિણી અત્યંત વિષયાંધ હતી. એક વખત જ્યારે મહાશતક પૌષધશાળામાં પૌષધ લઈ બેઠેલ છે, ત્યાં રેવતી આવી અને ઉન્માદયુક્ત અનેક કુચેષ્ટા કરવા લાગી. ત્યારે મહાશતકને ક્રોધ ચડયો અને ક્રોધાવેશથી તેનો તિરસ્કાર કર્યો અને કહ્યું કે તું મરીને તત્કાળ નરકમાં જઇશ. આ વાતની ખબર મહાવીરને પડી. મહાવીરે તરતજ ગૌતમને કહ્યું કે હે ગૌતમ ! તું મહાશતક પાસે જા, અને કહે કે તેં વ્રતમાં

તારી સ્ત્રી તરફ દુર્વ્યવહાર સેવ્યો છે. તમોને એ કરવું ઉચિત ન હતું. માટે એ સ્ત્રીની માફી માગો. ગૌતમે જઈ મહાવીરનો સંદેશો મહાશતકને કહ્યો, અને મહાશતકે પોતાની સ્ત્રીની ક્ષમા માંગી. મતલબ એ છે કે મહાવીર પોતાના દરેક સંઘની ભુલ સુધારવા માટે ખુબ કાળજી રાખતા હતા. એક વખત મહાવીરના મુખ્ય શિષ્ય ઇંદ્રભૂતિ ગૌતમને મહાવીરના કહેવાથી આનંદ શ્રાવક પાસે માફી માંગવી પડી હતી. અને ગૌતમને તે માટે આનંદને ઘેર જવું પડયું હતું. મતલબકે મહાવીરનો શ્રાવકસંઘ સાધુઓની દૃષ્ટિમાં તે કાળે હાકનિ માળો ન હતો. શ્રાવકસંઘનું સ્થાન સાધુસંઘની સમાન મહત્વ પૂર્ણ હતું. સાધુમહાવ્રતી હતા. એટલે તેમનો કેટલોક બોજો શ્રાવકસંઘને ઉપાડવો પડતો હતો. તે બોજો સન્માનપૂર્વક શ્રાવકસંઘ ઉપાડતો હતો. છતાં વ્યવસ્થા અને ન્યાયમાં બન્નેનું મૂળ સમાન હતું. શ્રાવકસંઘથી વિરૂદ્ધ થઇને સાધુસંઘ કાંઈપણ કરી શકતો ન હતો. મહાવીર પછી પણ શ્રાવકસંઘે આચારથી પતિત આચાર્યોને પણ આચાર્યપદથી ઉતારી નાંખ્યા છે. દુરાચારી સાધુઓનો વેશ છીનવી લીધો છે. વચલા કાળમાં સાધુસંઘ વિના પણ શ્રાવકસંઘે પોતાનું ધાર્મિક જીવન સુરક્ષિત રાખેલું.

દિગંબરોમાં પણ ભટ્ટારકોને અમાન્ય ગણી શ્રાવકસંઘે સ્વતંત્ર પઠન પાઠન કરી મહાન્ વિદ્વાન પંડિતો ઉત્પન્ન કર્યા. જે વર્તમાનકાળમાં પણ અસ્તિત્વ ભોગવે છે. એ જ સ્થિતિ બૌદ્ધસંઘ ન કરી શક્યો. કેમકે એક બીજા સંઘો એક બીજાથી સ્વતંત્ર રહ્યા માટે.

શ્રાવિકાસંઘના સંબંધમાં પણ સાધ્વીસંઘ જેટલો વિકાસ મહાવીર પ્રભુએ કર્યો છે. એ સંઘની ઉપરી સુલસા અને રેવતી જેવી

શ્રાવિકાઓ સ્થાપી. જે રીતે શ્રાવકસંઘ અને સાધુસંઘનું પરસ્પરાવલંબિતપણું બતાવ્યું. તેજ રીતે શ્રાવિકાસંઘ અને સાધ્વીસંઘનું પરસ્પરાવલંબિતપણુ હતું. એક બીજા એક બીજાને સહાય સહાયક ભાવે રહેતા. શ્રી મહાવીર આ રીતે ચારે સંઘ ઉપર પોતાની દૃષ્ટિ રાખતા. દરેક સંઘોના ધર્મ સમજાવતા. આ રીતે ચારે સંઘની એવી ઉંચા પ્રકારની વ્યવસ્થા કરી કે જે આજ સુધી ટકવા પામી છે. જેમ અમુક રાજા વખતે રાજ્યમાં ગેરવ્યવસ્થા ઉભી થાય, પરંતુ પછી બીજો રાજા સારો ગાદી પર આવે તો સુવ્યવસ્થા થઈ જાય. એવી જ રીતે મહાવીરના સંઘના અમુક અમુક સંઘમાં વચમાં વચમાં અવ્યવસ્થા થએલી. પણ પાછી મહાન પુરુષોથી સુવ્યવસ્થા થતી ચાલી. જે સમાજનું બંધારણ સુવ્યવસ્થિત હોય તે સમાજને બંધારણ વિરૂદ્ધ ચાલવું કદી પાલવે જ નહી, અને ચાલે તો તે પોતાની જાતને નુકશાની પહોંચાડે. જુદા જુદા વખતે સાધુસંઘે અને શ્રાવકસંઘે નવી નવી વ્યવસ્થાઓ બંધારણને સુદૃઢ બનાવવા ઘડી છે. એને માટે અનેક પુરાવાઓ મળી આવે છે. આ લેખમાં મુખ્ય વાત અમોએ એ સમજાવવા માંગી છે કે, બુદ્ધસંઘનાં બંધારણ કરતાં મહાવીરનું બંધારણ ઉંચુ હતું. એ મહાવીરના જ્ઞાનને આભારી છે.

## પર્યુષણ પર્વ

**પ**ર્યુષણપર્વ ઉપર અમો એકથી વધારે લેખો લખી ગયા છીએ. હાલ તો લગભગ દરેક જૈન સાપ્તાહિક અને પાક્ષિક, માસિક વગેરેમાં એવો રિવાજ પડી ગયો છે કે પર્યુષણ આવે એટલે તે પહેલાં પર્યુષણ માહાત્મ્યના લેખો પેપરોમાં આવવા જ જોઇએ. એટલે પર્યુષણના લેખોમાં દરવર્ષે એની એ વાતો પુનરૂક્તિ રૂપે લખાઇ રહેલ છે. તેથી અમોએ પર્યુષણપર્વના સંબંધમાં વારંવાર લખવું એ યોગ્ય ન લાગવાથી બંધ રાખેલ. છતાં આ વખતે કાંઇક સ્ફુરણા થવાથી એ સંબંધમાં લખવા પ્રેરાઇએ છીએ.

જ્યારે પર્યુષણ આવવાના હોય છે, ત્યારે અગાઉથી દોઢ મહિનાના, મહિનાના, પંદર દિવસના અને આઠ દિવસના યથાશક્તિ ઉપવાસ કરે છે. તેનો છેલ્લો દિવસ સંવત્સરીએ આવવો જોઇએ એ ગણતરી

રાખવામાં આવે છે. અને કેટલાકો અગાઉથી પણ કરી લે છે. આ એક રૂઢિ થઇ પડી છે. પરંતુ એની શરૂઆત સહેતુક છે. વાર્ષિક પ્રતિક્રમણ વખતે ઉપવાસોથી શારીરિક અને માનસિક મળ નાશ કરી તદ્દન પવિત્ર થઈ અંતઃકરણની પૂર્ણ શુદ્ધિપૂર્વક વાર્ષિક અપરાધ ક્ષમાવી પૂર્ણ પવિત્રતા મેળવવી એ એનો હેતુ હતો. હાલ તો તપના કરનારાઓ પણ તે હેતુ ભૂલી ગયા છે અને તપ કરવાની રૂઢિ થઇ ગઈ છે.

પર્યુષણના દિવસોમાં જૈનો ધર્મધ્યાન કરવા ઉતરી પડે છે. આખા વર્ષમાં જેઓએ દેરાસર ઉપાશ્રયનાં પગથિયાં પણ જોયાં ન હોય, તેઓને પણ પર્યુષણના દિવસોમાં દેરાસર અને ઉપાશ્રયમાં હાજરી આપતા જોઈએ છીએ. સંવત્સરીને દિવસે પ્રતિક્રમણ ન કરે એવા તો કોઈક જ જૈન હશે. આ પ્રવૃત્તિ પણ જો સમજણપૂર્વક થતી હોય તો તે આદરણીય છે. પરંતુ આ પ્રવૃત્તિને ઘણા જૈનોએ પોતાનો કુળ-ધર્મ માનેલ છે. આટલું કરે તો તે જૈન કહેવાય. પર્યુષણ વીત્યા પછી પર્યુષણની અસર એ દિવસ પણ જૈનોમાં રહેલી જોવામાં આવતી નથી. માટે પર્યુષણ આવે ત્યારેજ જાગે એ જૈન ન કહેવાય. જૈને તો નિશદિન જાગતું જ રહેવું જોઈએ. સદા ગતિ કરવાની જેને ટેવ હોય તેજ દોટ પણ મૂકી શકે છે. પરંતુ જે ચાલી શકતો જ ન હોય, તેને માટે દોટની આશા તો કયાંથી રાખી શકાય? જે દરરોજ ઉપાસના કરતો હોય, તેજ મહા ઉપાસના સાધી શકે છે. જેણે આખા વર્ષમાં કોઇ જાતની ઉપાસના કરી નથી, કરવાને ટેવાયલો નથી તે પર્યુષણના દિવસોની ઉપાસના પણ કયાંથી કરી શકે? જેનું કાંઇ ધ્યેય નથી, જેની કશી સાધના નથી તે મહાસાધના શી રીતે સાધી શકે? પર્યુષણના દિવસોની સાધના તેજ કરી શકે કે જે સદાનો સાધક હોય. સાધક વિના

અમુક દિવસ માટે સાધક બની શકતો નથી. જે સાચો માનવી બની શક્યો નથી, તે જૈન બનવાને પણ લાયક નથી અને જે જૈન ન હોય તે પર્યુષણપર્વની આરાધના કરી આરાધક બની શકતો નથી.

વીરપરમાત્માએ નિર્વાણકાળ નજીક આવતાં સોળ પહોરની અખંડ દેશના આપેલી. તેમાં છેલ્લું ઉત્તરાધ્યયન સૂત્ર અર્થથી પ્રકાશ્યું છે. એ ઉત્તરાધ્યયનની શરૂઆતમાં જ નીચેની હકીકત કહી છે.

चत्तारि परमंगाणि, दुल्लहाणिह जंतुणो।
माणुसत्तं सुईश्रद्धा, संयमम्मी य वीरियं.

ચાર પરમઅંગ પ્રાણીને પામવા દુર્લભ છે. એક મનુષ્યપણું, શાસ્ત્રનું શ્રવણ, યથાર્થ શ્રદ્ધા અને તે પ્રમાણે વર્તન. અહીં પહેલું જ મનુષ્યપણું દુર્લભ બતાવવામાં આવેલ છે. એનો અર્થ મનુષ્યનો આકાર પામવો દુર્લભ છે એમ માની લેવાનું નથી. પરંતુ જેમાં માણસાઇ હોય, મનુષ્ય તરીકેના ગુણો હોય, તે જ માણસ હોઇ શકે. માણસના આકારમાં પણ કેટલાક રાક્ષસના સ્વભાવવાળા હોય છે, કેટલાકના સ્વભાવ મર્કટ જેવા હોય છે, કેટલાકના સ્વભાવ સર્પ જેવા હોય છે અને કેટલાકના કાગડા જેવા સ્વભાવ હોય છે. આવા ભિન્નભિન્ન સ્વભાવના માણસો વસ્તુતઃ માણસ નથી. ગામ કે શહેરમાં જે ચોકીદારો રાખવા પડે છે, તેજુરીને તાળાં દેવાં પડે છે, લોકો બાર બંધ કરીને સુએ છે, તે શહેર કે ગામમાં હિંસક સિંહ કે દીપડા વગેરે પ્રાણીઓના ભયથી નહિ, પરંતુ માણસો જ એવા સ્વભાવનાં હોય છે કે, જેમના ભયથી ઉપરોક્ત સાવચેતી રાખવી પડે છે. વસ્તુતઃ તે હિંસક પ્રાણીઓ કરતાં પણ ભયંકર મનુષ્યના આકારમાં રાક્ષસો છે. માણસાઈ જેમાં હોય, તેનાથી

માણસને ભય કદી હોઇ શકે જ નહિ. માણસ માણસનાં ખૂન કરે છે, સાત પેઢી સુધી વૈર રાખે છે, બીજાઓનું ભૂંડું કરી પોતે રાજી થાય છે. આવું મનુષ્યપણું પામવું એને વીરપ્રભુ કદી દુર્લભ કહેજ નહિ. એવું મનુષ્યપણું તો જીવ અનંતીવાર પામ્યો છે. પણ ખરા માણસના ગુણ જેમાં હોય એવું મનુષ્યપણું પામવું દુર્લભ છે.

જે પર્યુષણ કે સંવત્સરીની આરાધના કરવી છે, તેને માટે જ વિરાધનાનાં પગરણ મંડાય, એના નામથી કદાગ્રહ સેવાય, ખોટી પ્રરૂપણા થાય, અજ્ઞાનથી ભરપૂર જીવોએ માની લીધેલ મંતવ્યને સાચું ઠરાવવા આકાશ પાતાલ એક કરે. આ બધું પર્યુષણના આરાધનના બાના હેઠલ કરવામાં આવે તો તેઓ ખરી રીતે આરાધક નથી બનતા પણ વિરાધક બને છે. સત્યની સિદ્ધિ માટે અસત્યનો સ્વીકાર એ જેમ બેહૂદું છે, તેમ પર્યુષણની ચર્ચા પણ મૂર્ખાઈ ભરેલી છે. શાસ્ત્રોમાં વાંચીએ છીએ કે, જ્યાં મતભેદો પડ્યા છે, ત્યાં મહાન્ આચાર્યોએ બન્નેના મતોનો નિર્દેશ કરી, કોઇપણ પક્ષમાં નિર્ણય ન આપતાં તત્ત્વ કેવલી જાણે એવા શબ્દો વાપર્યા છે. તેઓ ભવભીરૂ હતા, ઉત્સૂત્ર પ્રરૂપણાથી અનંત સંસાર વધે છે એમ તેઓ માનતા હતા. આજે છે એ ભય? સેંકડો વર્ષોથી ચાલી આવતી પરંપરાને મનમાં સંકોચ રાખ્યા વિના ખોટી ઠરાવી અને કુયુક્તિઓનાં જોરે પોતાની વાત સિદ્ધ કરવી એ આરાધનાનાં નામે નરી વિરાધના જ છે. રાગદ્વેષની દુર્ગંધ જે લખાણોમાં આવી રહી હોય, વૈર વિરોધની વૃદ્ધિ જે લખાણો કરી રહ્યાં હોય, અનેક ખટપટો પ્રપંચો રમાઇ રહી હોય, ત્યાં આરાધના કે આરાધકપણું સંભવે જ નહિ. કલ્પસૂત્રમાં લખ્યું છે કે,—

खमियव्वं खमावियव्वं जो खमइ तस्स अत्थि आराहणा, जो न खमइ तस्स नत्थि आराहणा से किमाहु भंते एवं वुच्चइ? उवसमसंसारं खु सामण्णं।

વૈર વિરોધ અંતઃકરણપૂર્વક બીજાઓ સાથે થએલા ખમાવવાં અને પોતે પોતા તરફથી ક્ષમાપના અર્પવી. જે ખમે છે, બીજાઓને ખમાવે છે તે આરાધક ભાવને પામે છે. જે અંતઃકરણથી ખમતો નથી, ક્ષમા અર્પતો નથી, બીજાઓને ક્ષમાવતો નથી, તે વિરાધકભાવને પામે છે. અહિં શિષ્ય પ્રશ્ન કરે છે કે, હે પ્રભો! એમ કેમ કહો છો? પ્રભુ કહે છે કે, ઉપશમ એ જ ક્ષમાશ્રમણનો સાર છે, ધર્મ છે. અર્થાત્ જ્યાં ઉપશમ નથી, ત્યાં ક્ષમાશ્રમણ સાધુપણું નથી. આવા શાસ્ત્રીય ઉલ્લેખોની હાલના કદાગ્રહગ્રસ્તોને દરકાર છે?

આ બધું ખરું જૈનત્વ ખરું માનવીપણું નથી, તેનું આ પરિણામ છે. જૈન માબાપને પેટે અવતર્યા તેથી જૈન નથી બની શકાતું. ગાંધીજીના પુત્રો ગાંધીજી બનવાનો દાવો કરી શકે નહિ.

સાચી જાગૃતિ, સાચી માનવતા આપણા અંતરની નિર્મળતા અને સચ્ચાઈ ઉપર રહેલી છે. આપણા આત્માની વિશુદ્ધિ એ જ આપણું જૈનત્વ હોય શકે અને કાયમ ટકી શકે.

કીડાની જેમ જીવનારા જૈનો ન હોય, જૂઠાણાના પોષક જૈનો ન હોય, ભાષા ઉપર કાબુ વિનાના જૈનો ન હોય; એ તો એકજાતના અનાર્ય જ ગણાય. જિનના ખરા સેવકો જિનનાં વચનોને આદર આપનારા જિનનાં જીવનની આરાધના કરનારા હોય તે જ જૈન હોઈ શકે. જિન રાગદ્વેષને જીતનારાના સેવકો રાગદ્વેષના અખાડામાં લડી

મરનારા જૈન કદી હોઇ શકે નહિ. એતો જૈનત્વને લાંછન લગાડનારા જ ગણાય. ઝવેરાતનો ધંધો કરનાર પુત્ર ઝવેરાત વેચતો હોય ત્યાં સુધી જ તે ઝવેરી કહી શકાય. પણ નામ ઝવેરી અને બકાલું વેચતો હોય, એ કદી ઝવેરી ઉપનામ કે વિશેષણને લાયક ન ગણાય. એ જ રીતિ જૈન શબ્દથી ઓળખનારા માટે સમજવાની છે. એમ કહેવાય છે કે, ભાવનગરમાં વાઘજી આશારામે નાટકમાં માળવદેશના રાજાનો વેશ લઇ પાઠ ભજવ્યો હતો. એ જોઈ ભાવનગરના મહારાજા ખુશી થઇ ઇનામ આપવા મંડયા. ત્યારે વાઘજી *આશારામે કહ્યું કે, આ ટાણે હું બારણું લાખ માળવાનો રાજા છું.* માટે હું દાન આપનાર છું પણ લેનાર નથી. આ રીતે એક નાટકના પડદા ઉપર એકટરનું કામ કરનારને પણ પોતાના વેશનું અને દરજ્જાનું માન હતું. આજે જૈન સાધુઓમાં વેશ પહેરનારાઓને વીતરાગના સાધુ છીએ આટલું પણ અભિમાન નથી. કારણ કે વેશ પહેરી ખરું જૈનત્વ પ્રાપ્ત કરી શકયા નથી. જૈનત્વ હોય ત્યાં અંધકાર ન હોય, જૈનત્વ હોય ત્યાં અજ્ઞાન ન હોય, જૈનત્વ હોય ત્યાં દ્વેષ ઇર્ષાના અખાડા ન હોય, જૈનત્વ હોય ત્યાં પ્રેમ હોય, સુખ હોય, ભ્રાતૃભાવ હોય, સ્વામીવત્સલતા હોય, ઉદારતા, વીરતા, મહાનુભાવતા હોય.

સાચો જૈન હંમેશનો સાચો ઉપાસક હોય, અને સાચો ઉપાસક હોય તે જ સાચા પર્યુષણ ઉજવવાનો હકકદાર હોય. જૈનોમાં જૈનત્વનો એકાદ ગુણ તો હોવો જ જોઇએ. આગમ રહસ્યનો જાણકાર, સૌમ્યમૂર્તિ કે વીરતા એ ગુણો પૈકી એકાદ મહાન ગુણ તો જૈનમાં હોવો જ જોઇએ. આવા વીર જૈનોથી જૈનઉપાશ્રય, જૈનમંદિરો ગાજતાં હોય,

સાચી ભક્તિનાં પૂર વહેતાં હોય, જૈનત્વના ભેરી નાદથી ગગન ગાજતું હોય, જૈનત્વની શીતલ છાયામાં આખી પૃથ્વી આનંદ માણતી હોય.

હાલ પર્યુષણમાંજ જૈનોના ઉપાશ્રય અને મંદિરો કજીઆ કંકાસોથી ગાજી રહ્યા હોય છે. આખાં વર્ષની લેવડ દેવડની ધમાલ એ પર્યુષણમાંજ થાય છે. બુધવાર ગુરૂવારની તકરારો પણ રાક્ષસીની માફક એક બીજાને ગળી જવા જ્યાં મોઢું ફાડી રહી હોય, ત્યાં જૈનો ખરૂં જૈનત્વ પરવારી બેઠા છે એમ માન્યા વિના છૂટકો નથી. વંદિત્તા સૂત્રની એક ગાથામાં લખ્યું છે કે—

**कयपावोवि मणुस्सो आलोइय निंदिय गुरुसगासे,**
**होइ अइरेग लहुओ ओहरियभरुव्व भारवहो.**

પાપનો કરનાર મનુષ્ય ગુરુ સમીપે પોતાનાં પાપની આલોચણા લઇ, પાપની નિંદા કરી પાપથી અતિશય હલકો થઇ જાય છે. એટલે તેનો આત્મા જે પાપથી ભારે થયો હતો, તે વિશુદ્ધ થઇ હળવો થઇ જાય છે. જેમ કોઇ ભારવાહકે માથે ભાર ઉપાડેલ હોય, તેનાં વજનથી પીડાતો હોય પરંતુ જ્યારે તે ભારને નીચે ફેંકી દે છે, ત્યારે તે હળવો થઇ જાય છે. એમ પ્રતિક્રમણ દ્વારા પોતાનાં કરેલાં પાપોથી ભારે થએલો આત્મા તે પાપોને આલોચી, નિંદી, પાપરૂપી ભારથી હળવો થઇ જાય છે. આ રીતે સંવત્સરી પ્રતિક્રમણ કરનારની સ્થિતિ પણ થવી જોઇએ. તે વર્તમાનકાળમાં થાય છે? એ સહુએ પોતપોતાનાં આત્માને પૂછી લેવું.

Y

# ઔદ્યોગિક શિક્ષણ

ભારતવર્ષ આશરે હજારેક વર્ષથી પરતંત્રતા અનુભવે છે તેમ કહેવાય છે. પરંતુ તે ખરું પરતંત્ર તો ત્યારથી જ થયું ગણાય કે; જ્યારથી તેણે પોતાના ઉદ્યોગો પ્રતિ આંખ મીંચામણા કર્યાં. પરિણામે ઉદ્યોગો વિદેશીઓના હાથમાં આવી પડ્યા, અને આપણે તે વિષયમાં લાચાર થયા. મોટો વર્ગ બુદ્ધિવિલાસને અનુરૂપ અભ્યાસને પથે પડ્યો, અને પરિણામે આપણે આગણે જેમના ચહેરા પર નૈરાશ્યની ફીકાશ છવાઈ છે તેવા ગ્રેજ્યુએટોનાં ટોળાં ઉભરાયાં. માત્ર બુદ્ધિવિલાસને અનુરૂપ આપણી આધુનિક શિક્ષણપ્રણાલિકાએ આપણા આખા વર્ગની જે દુર્દશા કરી છે,

તેનાથી કોણ અજાણ્યું છે ? કૉલેજ છોડયા પછી આપણા યુવાનને રોટલીનો ટુકડો મેળવવામાં જે જહેમતો ઉઠાવવી પડે છે, અને યાતનાઓ સહેવી પડે છે તે અમાનુષી છે. આવા આપણી લાચારીના સમયમાં કેટલાક ડાહ્યા પુરુષો ઔદ્યોગિક વાતાવરણ ઉત્પન્ન કરવા આપણને કહી રહ્યા છે, પરંતુ દુર્ભાગ્યવશાત હજુ આપણું ધ્યાન તે તરફ કેંદ્રિત થયું નથી, અને અમારું માનવું છે કે, જ્યાં સુધી તેમ થશે નહીં ત્યાં સુધી આપણી એ લાચારીને આપણે હઠાવવા શકિતમાન થઇ શકીશું નહીં. હજુ આપણે આપણાં બાળકો ભણી ગણીને અમલદાર બને, તેવો મોહ છોડી શકતા નથી. જો કે અમલદારશાહીની જડને ઉખેડી નાખવાના પ્રયત્નમાં આજ સારું જગત કેંદ્રિત થયું છે ! આવાં સંઘર્ષણોથી આજે આપણો આમવર્ગ રોટલીની મુંઝરણમાં આવી પડયો છે, પોતાનાં બાળકોના કહેવાતા શિક્ષણ પાછળ વેરેલું પુષ્કળ ધન, સેવેલી મોટી મોટી અભિલાષાઓ છતાં પરિણામ " ખોદ્યો ડુંગર અને કહાડયો ઉંદર " ના જેવું જોઇને હતોત્સાહ થઇ રહ્યો છે, તેવા સંજોગોમાં દિશા સૂચનરૂપે, સમગ્ર દેશમાં ઠેર ઠેર ઔદ્યોગિક શિક્ષણસંસ્થાઓનો પ્રચાર બહુ સમયોચિત અને અગત્યનો છે. આપણી ચાલુ શિક્ષણપ્રણાલિકાનાં નિષ્ફળ પરિણામથી આપણા યુવકવર્ગની દુર્દશા દેખીને હમણાં હમણાં વિદેશી સરકારને પણ લાગી આવતું હોય તેમ પ્રતીત થાય છે ! યુનિવર્સીટીઓના પદીદાન સમારંભોમાં ગવર્નરોનાં ભાષણો વાંચવાથી આપણને તે જણાઈ આવે છે. ઔદ્યોગિક વાતાવરણને અપનાવવાની તેમની સલાહ અમૂલ્ય છે. વળી પંજાબની સરકારે તો ઔદ્યોગિક કૉલેજો ખોલવાની જાહેરાત પણ કરી છે, અને તેનું અનુકરણ બીજા પ્રાંતો કરે તે સંભવિત છે. આપણી

કમેઇના ઉપયોગની જંતરીઓતોના ઉદ્યોગો કે જે કેટલાક કાળેથી
અશિક્ષિત અને અબુધ માણસોના હાથમાં આવી પડેલા છે, એને
પરિણામે તે તે ઉદ્યોગો કળાવિહીન અને અણઘડ ઉપજે તેવા ભાસે
છે. આમાં ઘણું કારણ ઉદ્યોગોમાં કળા અને ઉન્નતિને સ્થાન નથી
તેવું નથી; પરંતુ જે વર્ગના હાથમાં તેઓ આવી પડેલા છે, તેમની
બીનઆવડત અને અસાધનસંપન્નતા છે, તેમજ આપણો શિક્ષિ-
તવર્ગ જે તેવા ઉદ્યોગો પ્રતિ સૂગ બતાવી રહ્યો છે તે છે. પરંતુ જ્યાં
સુધી એ સૂગની વૃત્તિને એ સુરકવર્ગ છોડી શકવા સમર્થ નહી થાય,
ત્યાં સુધી બેકારી અને લાચારીની શૃંખલાઓમાંથી તેઓ છૂટી શકશે
નહિ એમ અમે નિશ્ચિનપણે કહીએ છીએ. જે જે દેશોએ આવા જીવન
સાથે સંબંધ ધરાવતા ઉદ્યોગોને સુશિક્ષિતવર્ગના હાથમાં રાખ્યાં છે,
તે તે દેશોનું સ્થાન કેટલું ઊંચું છે તે આપણાથી અજાણ્યું નથી.
અમુક જ વર્ગના હાથમાં આવી પડેલા ઉદ્યોગો બીજા (ઉજ્જીઆત)
વર્ગથી ન જ થાય, આવી આમક માન્યતા આપણા કમનસીબ દેશ
સિવાય અન્ય દેશોમાં ક્યાંય પણ પ્રવર્તતી નથી જ. અસ્પૃશ્યતાનિવાર-
ણનો અર્થ માત્ર ઢેઢભંગીને અડકતાં થઈ જવા પૂરતો જ નથી,
પણ હુન્નર-ઉદ્યોગો પ્રતિની સૂગને પણ છોડવો એ છે. જ્યાં સુધી
આપણો શિક્ષિતવર્ગ આ દિશામાં પ્રમાદ સેવશે, ત્યાં સુધી તેમની
મૂંઝવણનો ઉકેલ થઈ શકશે નહિ એમ અમારું માનવું છે. લુહાર,
સુતાર, દરજી, મોચી, કડીયા, રંગરેજ, ચમારના, ઇત્યાદિ અનેકવિધ
જીવનોપયોગી ઉદ્યોગો આજ સેંકડો વર્ષોથી એકનીએક હાલતમાં
અમુક અશિક્ષિત વર્ગોના હાથમાં આવી પડ્યાં છે. નથી તેઓ તેમાં

કોઈ વિશિષ્ટતા લાવી શકતા, કે નથી તેમણે ધંધાર્થે શાસ્ત્રીય તાલીમ લીધેલી હોતી, કે નથી તેમની કને સાધનો અને સાધનોને સમજવાનું જ્ઞાન, કે જે વડે તેવા જ ધંધાઓ જાપાન, અમેરિકા, બ્રીટન, જર્મની જેવા હુન્નર ઉદ્યોગોને શીખરે બીરાજતા દેશોએ કેવી રીતે ખીલવ્યા છે, તે જાણે આ પરિસ્થિતિ બદલાવવા અને આવા ધંધાઓમાં કળા, સૌંદર્ય અને દેશ કાળને અનુરૂપ સગવડ ઉમેરવા, પુનરુદ્ધાર કરવા, હવે આપણા શિક્ષિતવર્ગને બહાર પડવું જોઇશે. જગતની સાથે ટકી રહેવા, અન્યદેશોએ સાધેલી પ્રગતિ સામે આપણાથી હવે લાંબી મુદત આંખમીંચામણા થઇ શકે નહીં. અને તેટલા માટે પણ શિક્ષિતવર્ગે હવે નોકરવાદના મોહ છોડી વાણી વિલાસમાંથી જીભને અને પુસ્તકિયા પુરાણોમાંથી પોતાની આંખને થોડો વખત આરામ આપી; પોતાના હાથના ઉપયોગને હાથ ધરવો પડશે. સમાજવાદ તરફ જે યુવકો ખેંચાતા માલૂમ પડે છે, તેમણે આવા ઉદ્યોગો પ્રતિ સૂગ ધરાવવાનું માનસ છોડવું જ પડશે, જેમને હૈડે દેશદાઝ છે, તેમણે માત્ર કાંતણપીંજણના કુંડાળામાં પડયા રહેવાનું છોડી દઇને બીજા સર્વ સામાન્ય ઉદ્યોગોને તેટલા જ પ્રેમથી અપનાવવા પડશે એવી અમારી માન્યતા છે. દેવમંદિરોમાં હજારો મણ દૂધ અને કેસરના માહાત્મ્યને વર્ષોથી જાણનારા અને અઢળક ધનનો ઉપયોગ તેવાં અનેક દેવાલયો ચલાવવામાં જે ધર્મપ્રેમી ભાઈઓ પ્રવૃત્ત છે તે ભાઇઓ પોતાના પુત્રો અને પોતાની કોમ અને દેશના યુવકો ઔદ્યોગિક કેળવણી લઈ રોટલો કમાતા થાય. તેમ કરવામાં આંખમીંચામણાં કેમ કરી શકે! જે પ્રજાના હાથમાં એ મંદિરો અને ધર્મની પ્રતિષ્ઠા રહેવાની છે, તે હાથોને મજબૂત બનાવવા તમારે યોગ્ય ફાળો

આપવો જોઈશે. અને નહીં તો ધર્મપ્રેમીનું બિરદ લજવાશે એમ કહેતાં અમોને સંકોચ થતો નથી. સમાજના પગપર નભતા સાધુવર્ગે પણ પોતામાં વિશ્વાસ ધરાવનારા સંસારીઓને આવી આવી વિગતો સંભળાવવી ઘટે, કે જે વડે તેમનો અને તેમના દેશનો ઉદય થાય. અને દેશના ઉદયમાં ધર્મનો ઉદય અંતરથ હોય છે એ સમજાવવાનું નહોય.

પોતાની કોમ અને જાતને ઉંચ માનનારા આપણે વસ્તુ વિનિમયમાં અપ્રામાણિકતા અને સટ્ટા વગેરે અનૈતિક ધંધાઓ કરવામાં ગૌરવ માનીએ છીએ, તો જે ધંધાઓ વડે દેશમાં હુન્નર–ઉદ્યોગ અને કળા પોષાતી હોય, જે ધંધામાં માનવસેવા પોષાતી હોય, તેવા ધંધાઓ પ્રતિ આપણાથી દુર્લક્ષ કેમ જ થાય? જે ધંધો ટૂંકી મૂડીમાં હાથ થઇ શકતો હોય, અને પરિણામે સ્વાશ્રયી થવાતું હોય, તેવા ધંધાપ્રતિ મૂર્ખ વિના બીજો કોણ અણગમો બતાવે! અમે ઇચ્છીએ છીએ કે ઉંચ નીચના ખોટા ખ્યાલોને તજી દેવાનો આ સમય છે. "પ્રમાણિક ઉંચ અને અપ્રમાણિક નીચ છે" તેવું શાસ્ત્રોએ ડીમડીમ વગાડીને કહ્યું છે તે આપણે કેમ ભૂલીએ? આજના અંકમાં અન્યત્ર છપાયલા "વૈજ્ઞાનિક કટીંગ અને ટેલરીંગ કૅાલેજ"ની જાહેર ખબર તરફ વાચકનું ધ્યાન ખેંચીએ છીએ.

## સમાજવ્યવસ્થા

સમાજવ્યવસ્થા ભૂતકાળની વર્તમાનકાળમાં સર્વથા ઉપયોગી ન હોય શકે. દેશકાળ સંયોગાનુસાર સમાજ પોતે પોતાની વ્યવસ્થા ઘડે છે. યુદ્ધની વ્યૂહરચના જેમ એકજાતની હોતી નથી; તેમ સમાજવ્યવસ્થા પણ એક જાતની ન હોય શકે. સમાજમાં પણ સમાજભેદ હોય છે. શહેરી જીવન, ગ્રામ્યજીવન અને જંગલી જીવનમાં જેમ તફાવત છે, તેમ તેની વ્યવસ્થામાં પણ તફાવત હોય.

ભારતવાસીઓમાં વિશિષ્ટતા એક એ છે કે તેઓ નરક, સ્વર્ગ, મોક્ષ, પાપ, પુણ્ય, કર્મક્ષયથી મુક્તિ માનનારા છે. એટલે એમની સમાજવ્યવસ્થામાં જ્ઞાનીમહર્ષિઓપ્રણિત ધર્મશાસ્ત્રનાં વચનોની અપેક્ષા

ભાગમાં ધર્મક્રિયારૂપે જ્યારે દાખલ થઇ જાય છે, ત્યારે તેના નેતા ધર્મગુરુઓમાં અને ધાર્મિક સમાજમાં અવ્યવસ્થા ઊભી થાય છે. માનસિક વાચિક હિંસા અગર કાયિક હિંસા; અસત્ય બોલી સત્યનો પ્રચાર કરવો, ધર્મના નામે ચોરી કરવી, અપ્રમાણિકપણે વર્તવું, બ્રહ્મચર્યમાં અપવાદો દાખલ કરવા, ધર્મસ્થાનકોમાં ધર્મને અંગે પેદાશ કરવામાં સંતોષને તિલાંજલી આપી, અપ્રમાણિકપણે ધર્મના નામે દ્રવ્યસંગ્રહ કરવો એ અવ્યવસ્થાથી ધર્મના મૂળભૂત અંગોના નામે વિકૃતિ સેવાય છે. એથી જ ધર્મના નામે સમાજમાં અનેક કાળે અનેક દેશોમાં સામાજીક બળવા જાગ્યા છે. ધર્મક્રાંતિકારોને દેહાંતની શિક્ષા થએલી છે.

આ ઉપરથી જ્ઞાનીપ્રણીત અગર તો મહર્ષિપ્રણીત ધર્મશાસ્ત્રો સમાજનાં બંધારણમાં સર્વથા ઉપયોગી છે એમ માનવાનું નથી: એ શાસ્ત્રો વડીલોની પેઠે આપણને શિખામણ આપનારાં છે, સમાજના કાયદા ઘડનારાઓના અભ્યાસ માટે ઉપયોગી છે, પરંતુ નિર્ણય કરવાની સત્તા તેમની નથી. જુદા જુદા દેશોના કાયદાશાસ્ત્રોનો આપણે જ્ઞાન ખાતર, કેળવણી ખાતર, અભ્યાસ કરી શકીએ. એમાંથી આપણે ડહાપણ મેળવી શકીએ અને ડહાપણથી આપણે દેશકાળ અનુસાર સમાજવ્યવસ્થા રચી શકીએ, બાકી શાસ્ત્રોના પાનાં જોઇને માણસ સમાજરચના કદી કરી શકે જ નહિ. માટે ધર્મશાસ્ત્રો સ્મૃતિઓ વગેરે આપણા માટે આદરણીય વસ્તુ છે. આપણા પૂર્વજોની અનુભવ મૂડી છે. પરંતુ આજના ધર્મનિષ્ઠ સમાજપુરુષો સમાજની રચના દેશકાળને જોઇને કરે છે તેમાં આપણાં ધર્મશાસ્ત્રો સલાહકારનું કામ ભલે કરે, પરંતુ તેઓ આપણા શાસક કદી થઇ શકતા નથી. ધર્મગ્રંથોનું કામ કેળવણીનું છે, પરંતુ વ્યવસ્થાનું કામ તે તે કામના ડાહ્યા પુરુષોનું છે.

જુનાં શાસ્ત્રો બતાવી નવું કાંઈપણ ઉપયોગનું નથી એ કહેવામાં તો જ્ઞાનીના વચનોનો, દેશકાળનો અનાદર રહેલો છે. એથી તો હાલના લડવૈયા યોદ્ધાને જુની તરવાર, ઢાલ અને જુની બંદુકો બતાવી આપણા બાપદાદાઓ આથી લડયા છે, વિજય આપનારાં આ આપણાં જુનાં શસ્ત્રો છે માટે રિવોલ્વર, મશીનગનો રાઈફલ વગેરે નવાં શસ્ત્રો એ આપણા પૂર્વજોનાં ન હોઇ નકામાં છે એવી શિખામણ દેવા જવું છે.

પ્રાચીન કાળથી જોતા આવીએ છીએ તો ધર્મગુરુઓએ ધર્મતંત્રમાં રાજતંત્રનું અનુકરણ કરી ધર્મનું આખું વાતાવરણ કલુષિત કરી મૂક્યું છે. પોપ, ખલિફા કે શંકરાચાર્ય વગેરે ધર્મગુરુઓ ગાદી કરી બેસે અને લોકોનાં બાહ્ય જીવન ઉપર હકુમત ચલાવે અથી ધર્મ અપમાનિત જ થાય છે. સંતોએ એ માર્ગ પસંદ નથી કર્યો. તેઓએ બાહ્ય તંત્ર તરફ ઉપેક્ષા રાખી કેવળ હૃદયતંત્ર ઉપર અસર કરવાનું પસંદ કર્યું છે. માણસ એ અંતે માણસ જ છે. આકાશનું શુદ્ધ પાણી જમીન ઉપર પડતાં જેમ એમાં જમીનનો ગુણ આવી જાય છે, તેમ સંત પુરુષોના હૃદયગત શુદ્ધાશય આકાશથી પડેલ શુદ્ધ વચનો પૂર્વોક્ત ધર્મગુરુઓનાં મુખથી જ્યારે નીકળે છે ત્યારે તેમાં ધર્મગુરુઓની મલિનતાનો દોષ આવી જાય છે. કેમકે આપણાં શાસ્ત્રોમાં સ્પષ્ટ કહ્યું છે કે, આપણાં શાસ્ત્રો આપણા મહર્ષિઓનાં અંતઃકરણનો ધ્વનિ છે. મહર્ષિઓ પોતાના સમાજના સર્વોત્તમ પુરુષો હોય છે, પણ સમાજરચનામાં તેઓ પણ ઘણી વખત મૌન સેવે છે.

હિન્દુધર્મનો સ્પષ્ટ સિદ્ધાંત છે કે, દુનિયામાં બધે સમાનતા જ હોવી જોઈએ. ઊંચ, નીચ, સબળ, દુર્બળ, રાજા, રંક, નિર્ધન,

ધનવાન, કુરૂપ, સુરૂપની ભાવના સમાજને છિન્નભિન્ન કરનારી છે. આખું વિશ્વ એક નાનકડા માળા જેવું છે. બધાં સમાન આત્માનાં સંતાનો છે. શ્રી વીરપરમાત્માને મહાત્મા ગાંધી પણ એ જ ઉપદેશ કરી ગયા છે. તેમના સિદ્ધાંત, વર્તન અને ઉપદેશ એ જ હતા. સમાજરચનામાં તેમના સિદ્ધાંતોને આદર્શરૂપ રાખી સમાજરચના, દેશકાળ, અનુસારે સમાજ નેતાઓ કરે તો તે આદરણીય છે. પરંતુ તેમના સિદ્ધાંતોને જે સમાજરચનામાં દાખલ કરે, અથવા તદનુસાર કુલ સમાજરચના રચવા જાય તો તે કદી બની શકે નહિ. તેથી સમાજવ્યવસ્થા માટે ભૂતકાળના સમાજની રચના વર્તમાનકાળમાં નિરુપયોગી છે.

ભિન્ન ભિન્ન જાતિઓને ચાર વર્ણની અંદર લાવતાં માણસ, જાતિનું, અને કુળનું અભિમાન છોડી ન શકયો. પરિણામે સમાનતાનો સિદ્ધાંત શિથિલ થયો. ધર્મની આશ્રમવ્યવસ્થામાં ઉંચનીચભાવ સહજપણે પેસી ગયો. પછીનાં કેટલાંક ધર્મશાસ્ત્રોએ પોતાની શક્તિ મુજબ, ઊંચનીચભાવની કટુતા ઓછી કરવા સહેજસાજ પ્રયાસ સેવ્યો; સંત પુરુષોએ ઉંચનીચભાવને પોતાની સાત્વિક વાણીથી વખોડી કાઢયો. પરંતુ અભિમાની સમાજે તેવા સંતોને નમસ્કાર કરી મૂકી દીધા અને ધર્મના નામે અભિમાનનું પોષણ કર્યું. તેથી સમાજ ધીમે ધીમે નબળો શિથિલ થઈ સાંકડી દષ્ટિવાળો બન્યો.

સમાજવ્યવસ્થા પશુ પંખીઓમાં પણ હોય છે, પરંતુ તે અજ્ઞાનજનક હોવાથી તેને વ્યવસ્થા તરીકે કહેવું એ ઠીક નથી. વ્યવસ્થા સમજુ માણસ દ્વારા રચાવી જોઈએ. એ વ્યવસ્થા પણ સ્થાયી રહેતી નથી. કેમકે વ્યવસ્થાનો આધાર દેશકાળના સંયોગો ઉપર હોય છે.

રાષ્ટ્રવ્યવસ્થા, સમાજવ્યવસ્થા ધર્મવ્યવસ્થા એમ વ્યવસ્થાના પ્રકાર પણ હોઈ શકે. પરંતુ એ દરેક વ્યવસ્થાઓનો સમાવેશ સમાજવ્યવસ્થામાં થાય છે. છતાં દરેકના બંધારણમાં અમુક અંશે ફારફેર હોય છે, તેથી કોઈ કાળે રાષ્ટ્રવ્યવસ્થામાં કોઈ કાળે સમાજવ્યવસ્થામાં અને કોઈ કાળે ધર્મવ્યવસ્થામાં ત્રુટી જોવામાં આવે છે. તેથી એનું ઘડતર ડાહ્યા માણસો ફરી હાથ ધરે છે.

એક વ્યક્તિની ભૂલથી વ્યવસ્થામાં શિથિલતા આવી જાય છે. ઇંગ્લાંડનો નેતા, બ્રેડલો પૂરો નાસ્તિક હતો, બાઇબલને માનતો ન હતો, છતાં તે બહુ પ્રમાણિક હતો. એક દિવસ કોઈ મિત્રે પૂછ્યું કે તમો બાઇબલને માનતા નથી, તોપણ પ્રમાણિકતામાં એક્કા છો એનું કારણ શું? બ્રેડલો મિત્રને કહે છે કે મારા જેવો જવાબદાર માણસ જો અપ્રમાણિક બને તો સમાજવ્યવસ્થાને મોટી હાનિ પહોંચે. સમાજમાં કેટલાક એવા પણ છે કે, જેમને અનુકરણ પ્રિય હોય છે, માટે સમાજની ખાતર પણ ડાહ્યા માણસે પ્રમાણિકપણું સાચવવું જોઈએ.

એકબીજા દેશની, રાજ્યની કે ધર્મની વ્યવસ્થાને કારણે પણ માણસોએ પોતાની વ્યવસ્થામાં ફારફેર કરવા પડે છે. સાવચેતી છતાં બીજા દેશના, રાજ્યના કે ધર્મના વિકારો વ્યવસ્થામાં દાખલ થઈ જાય છે. એવા વિકારોને બંધારણમાં જોડી દેવા જોઈએ અથવાતો તરતજ સુધારવા જોઈએ. નહિતો તે વિકારો વ્યવસ્થાને વિકૃત બનાવે છે. ત્યાં શાસ્ત્રની વાતો કે પૂર્વજોની વાતો કામે નથી આવતી. કેટલાંક શાસ્ત્રો તે તે કાળના સમાજના રીતરિવાજને પૂર્વક લખાણાં છે. શ્રી

હરિભદ્રસૂરિના વખતમાં પરણવાનો રિવાજ સવારમાં હશે એટલે એમના ગ્રંથોમાં પ્રાતઃકાળ લખેલ છે. શ્રી હેમચંદ્રાચાર્યના વખતમાં રાતે હશે, તેથી તેમનાં રચિત ત્રેસઠ શલાકા પુરુષોનાં ચરિત્રોમાં રાત્રિ લખેલ છે. જેમ પહેલી ભાષા અને પછી વ્યાકરણ બને છે, તેમ પ્રથમ વ્યવસ્થા અને પછી શાસ્ત્રો લખાતાં આવ્યાં છે. વિધિ પ્રતિષેધો પણ એમજ લખાણા છે. તેથી આપણા ગ્રંથોમાંથી ભિન્ન ભિન્ન વખતના આચારના નિયમો અને સમાજવ્યવસ્થાની રચનાઓ તપાસી વર્તમાનમાં કયાં તત્ત્વો સમાજહિતનાં છે અને ધર્મને અનુકૂળ છે, એની તપાસ કરી વર્તમાનકાળને અનુકૂળ સમાજઘટના અને ધાર્મિક વિધિપ્રતિષેધના નિયમો વિદ્વાન ડાહ્યા માણસોએ કરવાની જરૂર છે. આ રીતનો રૂઢિચૂસ્તોમાં વિચારપલટો જ્યાં સુધી નહિ થાય ત્યાં સુધી સમાજ-વ્યવસ્થામાં દિવસે દિવસે સડો વધવાનો જ. શિરજોરી એ વ્યવસ્થાની સંરક્ષક નથી, પણ વિનાશક છે.

Y

## માતાપિતા અને વડીલોનો વિનય

**આ** ભારતભૂમિ આર્યોને માટે પ્રસિદ્ધ છે. આર્યોના આચારો પૂર્વે થઇ ગએલા પરમ મહર્ષિઓએ નિર્માણ કરેલા છે. જે આચાર-વિચારોના પાલનમાંજ ખરૂં આર્યત્વ સમાએલું છે. અનેક આચાર-વિચારો પૈકી માતાપિતા તથા વડીલોની ભક્તિ કરવી, તેમનો વિનય કરવો, તેમની આજ્ઞાનું પાલન કરવું એ આર્યોનું મુખ્ય ભૂષણું છે. આ આચારની શરૂઆત પહેલાંથીજ થાય છે.

આપણા પ્રાચીન આર્ય પુસ્તકોમાં પણ એને માટે અનેક દાખલાઓ બતાવવામાં આવ્યા છે રામાયણમાં રામચંદ્રજીએ પિતૃભક્તિ કે પોતાના પિતાનું વચન રાખવા માટે રાજપાટ મૂકી ચૌદ વર્ષ સુધી વનવાસ સ્વીકાર્યો. તમે આવાં દૃષ્ટાંત કયા દેશના ઇતિહાસમાંથી શોધી શકશો ? આપણા જૈનોના છેલ્લા તીર્થંકર પૂજ્ય ભગવાન શ્રી મહાવીરસ્વામી જ્યારે ત્રિશલાદેવીના ઉદરમાં હતા, ત્યારે મારી માતાને દુઃખ ન થાય, તેમ વિચારી કેટલોક સમય અચલ રહ્યા. તે વખતે માતાએ માન્યું કે મારો ગર્ભ પહેલાં હાલતો ચાલતો અને હવે હાલતો ચાલતો નથી, તેથી ગર્ભને નુકશાન પહોંચ્યું લાગે છે. આથી માતા કલ્પાંત કરવા લાગ્યાં અને મૂર્છા પામી જમીન ઉપર ઢળી પડયાં. પોતાનાં જ્ઞાનથી ભગવાને માતાની આવી સ્થિતિ જાણી પોતે વિચાર કર્યો કે, હજુ મારો જન્મ થયો નથી, માતાએ મને જોયો નથી તે પહેલાં આટલો પ્રેમ છે. તો હું જન્મીશ અને મને માતા જોશે ત્યારે તેમના મનમાં કેટલો પ્રેમ થશે ! એવી પ્રેમાળ માતાને મૂકી જો હું દીક્ષા લઇશ તો મારી માતાને મોટો આઘાત થશે. તેથી માતાપિતા જીવતા મારે દીક્ષા ન લેવી એમ પોતે પ્રતિજ્ઞા કરી.

મહાન પુરુષોનાં આચરણમાં કોઇ જાતની પણ અપૂર્વતા હોય છે. ભાવિ મનુષ્યો માતાપિતાની ભક્તિ કરવામાં શિથિલ થશે, તેથી માતાપિતાની સેવા એ અપૂર્વ ધર્મ છે, એમ ભાવિ મનુષ્યોને મારે મારાં વર્તનથી બતાવવું જોઇએ. એમ પ્રભુએ વિચાર કર્યો. જે ભગવાનને આપણે પૂર્ણપણે પૂજ્ય માનીએ છીએ, અને જેમના દરેક બોલને આપણે માન આપીએ છીએ, વળી જેમની એકેએક પ્રવૃત્તિ નિષ્કારણ ન હોય એમ આપણે સમજીએ છીએ, તેમણે

પોતે માતાની સેવાથી જે બોધ આપણને આપ્યો છે, તે તરફ આપણે દુર્લક્ષ્ય રાખીએ તો આપણે ખરેખર ભગવાનની આજ્ઞા વિરુદ્ધ વર્તનારા કહેવાઈએ. માટે માતાપિતાનો ઉપકાર હૃદયમાં લાવી તેમને જેથી સુખ ઉપજે તેમ વર્તવું જોઈએ એટલું જ નહિ પણ ત્રિકાળ માતાપિતાની પૂજા અને નમસ્કાર કરવા જોઈએ. જે વાત નીચેના શ્લોકથી સ્પષ્ટ થાય છે.

पूजनं चास्य विज्ञेयं त्रिसंध्यं नमनक्रिया ।
तस्यानवसरेप्युच्चैश्चेतस्यारोपितस्य तु ॥

પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ તથા સાયંકાળે માતાપિતા વગેરે પૂજ્યવર્ગને જે નમસ્કાર કરવા, તે તેમનું પૂજન કરવા બરાબર છે. આટલો સમય પણ જો ન મળે તોપણ તેમનું ચિત્તમાં ઉચ્ચ પ્રકારે આરોપણ કરી તેમને નમસ્કાર કરવા, પરદેશ જતાં પરદેશથી આવતાં અથવા બીજા ગમે તે કામની શરૂઆત કરવી હોય, તે પહેલાં માતાપિતા વગેરેને નમસ્કાર કર્યા પછી જ પ્રવૃત્તિ કરવી જોઈએ. માતાનું હૃદય બહુ જ પ્રેમાળ હોય છે. તેથી તેણે આપેલી આશીષ પુત્રનાં કાર્યની સિદ્ધિમાં અગત્યનો ભાગ ભજવે છે. માટે માતાપિતા તરફ ગમે તે પ્રસંગે દ્વેષ કરવો નહિ. તેમની તરફ ઉદ્ધતાઈ વાપરી તેમનો તિરસ્કાર કરવો નહિ, એમની આજ્ઞાનું ઉલ્લંઘન તો કદી કરાય જ નહિ. તેમની આંતરડી દુભાય અથવા તેમને દુઃખ ઉત્પન્ન થાય, એવું કાર્ય કરવાથી પુત્ર કે પુત્રી સુખી થતાં નથી.

હાલમાં વિદેશી શિક્ષણદ્વારા શિક્ષિત બનેલા પુત્રો માતાપિતાના જુના વિચારોની મશ્કરી કરે છે. તેઓ શું સમજે એમ માની તેમના

વચનોનો અનાદર કરી પોતે પોતાને ડાહ્યા માને છે. કેળવણી લીધેલ પુત્રીઓ પણ માતાપિતાના તેમ જ સાસુસસરાના વિચારો તથા વર્તનની મશ્કરી કરી સ્વચ્છંદી બને છે. આ ભારતવર્ષનાં દરેક પ્રાચીન વર્તનને ઢંગધડણ માની પાશ્ચાત્યદેશીય વર્તનને સ્વીકારે છે, પછી ભલેને તે દેશને, કુળને, સમાજને પ્રતિકૂળ હોય! તોપણ તેમાં પોતે શોભા માને છે. આથી જોઇએ છીએ કે, ઘણા યુવકો અને યુવતીઓ કુળમર્યાદા મૂકી ઉછૃંખળ–ઉદ્ધત બની જાય છે. પરિણામે પતિ પત્ની વચ્ચેના કલેશ, કંકાસ અને અણબનાવથી પોતાનું જીવન વિષમય બની જાય છે. હાલની સ્ત્રીઓનાં શરીર રોગિષ્ટ, અશક્ત પીળાં પડી ગએલાં ઘણે ભાગે પ્રદરના દર્દથી પીડિત થએલાં જોવામાં આવે છે. ડૉકટરોના બાટલા પીવા એ તો હાલનાં યુવકયુવતીઓનો નિત્ય નિયમ થઈ ચુક્યો છે. ધણી કમાતો હોય કે ન કમાતો હોય, કરજદાર હોય કે બેકાર હોય છતાં ધણીઆણીને પાણી ભરવા, ઠામ વાસણ માંજવા, લુગડાં ધોવા, ઘાટી તો જોઈએ જ. રામા વિનાનું જે ઘર હોય તે ઘર આબરૂદારમાં ન ગણાય. વળી નવી નવી ફેશનમાં લુગડાં ઘરેણાંની માંગણી સદા ચાલુ જ હોય. આથી કંટાળી ચિંતાનાં પોતાનું શરીર ખોઈ ઘણા યુવકો ક્ષય જેવા ભયંકર રોગથી પીલાઈ મરણને શરણ થાય છે. તેથી જ હાલમાં નાની ઉમ્મરની વિધવાઓ વધારે પડતી જોવામાં આવે છે.

પૂર્વકાળની સ્ત્રીઓ દળણું હાથે દળતી, પાણી હાથે ભરતી, લુગડાં તથા ઠામવાસણ હાથે ધોતી અને રસોઈ પણ હાથે કરતી. આથી તેમને કસરત મળતી, તેને લઈને તેમનાં શરીર નિરોગી રહેતાં,

વળી ધણીની કમાણીનાં પ્રમાણમાં ઘરખર્ચ સ્ત્રીઓ કરકસરથી ચલાવતી. આથી ધણીને પણ રાહત મળતી સ્ત્રીઓનું સૌભાગ્ય ચિહ્ન લાંબા સમય સુધી અસ્ત નહોતું થતું. હાલની સ્ત્રીઓને જુના વિચારની સાસુનું વર્તન તથા શિક્ષણ નથી ગમતું, અને તેમના ઉપરથી પૂજ્યભાવ ઉડી જાય છે. તેના પરિણામે હાલનો સંસાર કેવો દુઃખદાયી થઇ પડયો છે એ સહુ કોઈ જાણે છે. જ્યારથી માતા, પિતા, સાસુ, સસરા વગેરે પૂજ્યવર્ગનો વિનય નષ્ટ થયો ત્યારથી આ ભારતવર્ષની પડતી થઈ છે એમ અમો માનીએ છીએ.

માતા પિતાની સેવા માટે સ્થાનાંગસૂત્રમાં પણ વીરપ્રભુએ કહ્યું છે કે માતા પિતાને પ્રસન્ન કરવાને ગમેતે કાર્ય કરવામાં આવે તો પણ તેમના ઉપકારનો બદલો વળી શકે નહિ. તેમને શાંતિ આપવાથી શાંતિથી તેઓ નિશ્ચિંત થઇ ધર્મસાધન દ્વારા આત્મકલ્યાણ કરી શકે. તેવી સ્થિતિમાં મૂકવાથી જ ઉપકારનો બદલો વળી શકે છે. પુત્ર, માતા પિતાને કહે કે ઘરનો સઘળો ભાર મારે શિર છે. તમો નિશ્ચિંત થઇ ધર્મધ્યાન કરો. આવાં વાકયો જેના મુખમાંથી નીકળે તેનું નામ જ સુપુત્ર છે. જેમ માતા પિતાની સેવા અને વિનય કરવાનો છે. તેવી જ રીતે બીજા પૂજ્ય વડીલોનો પણ કરવાનો છે. વડીલો કોને કોને કહેવા, તેને માટે નીચેનો શ્લોક આપીએ છીએ.

माता पिता कुलाचार्या एतेषां ज्ञातयस्तथा।
वृद्धा धर्मोपदेष्टारो गुरुवर्गः सतांमतः॥

માતા, પિતા, કળા શિખવનાર કળાચાર્ય, તેમની જ્ઞાતિ તેમ જ વૃદ્ધ પુરુષો તથા ધર્મના ઉપદેશકો એ સર્વે પૂજ્ય વડીલવર્ગમાં ઉત્તમ

પુરુષોએ માનેલા છે, તેમનો વિનય બહુમાન કરવાના પ્રકાર નીચેના શ્લોકમાં બતાવવામાં આવ્યા છે —

अभ्युत्थानादि योगश्च तदंतेनिभृतासनं ।
नामग्रहश्चनास्थाने नावर्णश्रवणं क्वचित् ॥

વડીલ પુરુષો આવે ત્યારે ઉભા થવું, સામા જવું, આદરપૂર્વક સત્કાર કરી બેસવાને આસન આપવું, સુખશાંતિ પૂછવી તથા તે પ્રસન્ન થાય તેમ વર્તવું. એમની સમીપે વિનયપૂર્વક બેસવું, આપની શી આજ્ઞા છે એમ પુછવું એ વગેરે તમામ વડીલ પુરુષોના વિનયમાં આવી જાય છે. જેમ મંત્રાક્ષર પ્રભુનું નામ અપવિત્ર જગ્યામાં ઉચ્ચારતા નથી તેમ વડીલ પુરુષોનાં નામ પણ અયોગ્ય સ્થળે ઉચ્ચારવાં નહિ. કોઇ તેમનો અવર્ણવાદ (નિંદા) બોલતો હોય, તેને જો શક્તિ હોય તો બોલનારને સમજાવી અગર શિક્ષા કરી બોલતો બંધ કરવો. અને જો તેવી શક્તિ ન હોયતો તે સ્થાનથી ઉઠી બીજે ચાલ્યા જવું. આ સર્વ બાહ્ય વિનય ગણાય. હૃદયનું બહુમાન અને ભક્તિભાવ એ અંતઃકરણનો વિનય છે. ઉપરથી શિષ્ટાચાર તરીકે દરેક જાતનો વિનય કરવામાં આવે; પણ હૃદયમાં પૂજ્યભાવ બહુમાન ન હોય, તો તે ભક્તિ પૂર્વકનો વિનય ગણાય નહિ. કદાચ કોઇ કારણ પ્રસંગે બાહ્ય વિનયમાં ખામી આવી જાય; પણ હૃદયમાં બહુમાન અને પ્રેમ હોય તેમાં ખામી કદી આવે નહિ, આપણી આપણી બાહ્યક્રિયા કરતાં આપણા ભાવને વધારે ઉત્તમ ગણ્યો છે.

બાહ્ય વિનયમાં વાણી ઉપર ખૂબ કાબુ હોવો જોઇએ. મધુર વાણી એ મનુષ્યનો મોટામાં મોટો શૃંગાર છે. અમૃત અથવા ઝેર

જીભમાં જ રહેલાં છે. જે જીભ મિત્રતા કરાવે છે, તે જ જીભ શત્રુતા કરાવે છે. જીભમાં મશીકરણ મંત્ર રહેલો છે. બીજાનું ભૂંડું બોલી મનુષ્ય પોતાની જીભરૂપ કુહાડા વતી પોતાનો નાશ કરે છે. આપણને જ્યારે ક્રોધ ચઢ્યો હોય છે, ત્યારે ખૂબ મૌનવ્રત ધારણ કરવું જોઇએ. કારણ કે ક્રોધાવેશમાં એવા શબ્દો બોલી જવાય છે કે, જે શબ્દો આખી જિંદગી સુધી સાલે છે. આપણામાં કહેવત છે કે " શસ્ત્રનો ઘા ઝટ રૂઝાય છે, પણ વચનનો કારી ઘા જિંદગી પર્યંત રૂઝાતો નથી. માટે બોલતાં પહેલાં માણસે ખૂબ વિચાર કરવો જોઇએ. ભાષાશુદ્ધિ એ ઉત્તમમાં ઉત્તમ ગુણ છે. "मनःपूतंचरेत् कार्यं" મનથી પવિત્ર કરેલું કાર્ય કરવું. જગતમાં જે અનર્થો થાય છે તે ઘણા ખરા અવિચારને લીધે જ થાય છે. પણ તે સમજણ અને ડહાપણ વિચાર કર્યા વિના કાર્યનું પરિણામ જ્યારે અનિષ્ટ આવે છે, ત્યારે ઘણાને બોલતાં સાંભળીએ છીએ કે " જો મેં વિચાર કર્યો હોત તો કદી પણ તે કાર્ય કરત નહિ. એક ક્ષણ ભર જો મેં મગજને વિચાર કરવા તરફી આપી હોત તો મૂર્ખતા ભરેલો શબ્દ કદી હું ઉચ્ચારત નહિ. આવો પશ્ચાત્તાપ કરતા ઘણાને જોઇએ છીએ; પણ તે રાંડયા પછીનું ડહાપણ છે. માટે દરેક મનુષ્યે પોતે અને પોતાના બાળકોને મધુર વિનયયુક્ત ભાષા બોલતાં શીખવું જોઇએ. ભાષા એ વિનયનું મૂળ સાધન છે, ભાષાની અસર જેમ પરને થાય છે તેમ પોતાને પણ થાય છે. નમ્ર ભાષા બોલવાથી પોતે નમ્ર બને છે.

માતા, પિતા વગેરે પૂજ્ય વડીલોનો વિનય કરવો એમ જે અમોએ બતાવ્યું તે વિનય માત્રથી ઇતિ કર્તવ્યતા પૂરી થતી

નથી. સાથે સાથે માતા પિતા વગેરે વડીલવર્ગનું પોષણ કરવું જોઈએ. ઉપલક્ષણથી પોતાની સ્ત્રી પોતાનાં બાળકોનું પણ પોષણ અવશ્ય કરવું જોઇએ. મનુસ્મૃતિમાં મનુમહારાજ પણ કહે છે કે—

"वृद्धौ च मातापितरौ सतीं भार्यां सुतान् शिशून् ।
अप्यकर्मशतं कृत्वा भर्तव्यान् मनुरब्रवीत् ॥"

વૃદ્ધ માતાપિતા, સતી સ્ત્રી અને પોતાનાં નાનાં બાળકોનું રક્ષણ કરવું એમ મનુ કહે છે. અને જો પોતાની પાસે ધનસંપત્તિ સારી હોય, તો બીજાનું પણ પોષણ કરવું. કોઈ રીતે પોતાની પાસે યોગ્ય પોષણનું સાધન ન હોય, તો પોતાનાં કુળને, પોતાની જાતને અનુચિત એવાં મજૂરી દાસત્વ વગેરે કાર્યો કરીને પણ પોષણ કરવું જોઈએ. માણસની માણસાઈની પરીક્ષા પોતાના આશ્રયે આવેલાઓનું રક્ષણ કરવું તેમાં જ છે. વળી માણસે જોખમદારી પોતાને શિર લેતાં પહેલાં બહુજ વિચાર કરવો એકવાર લીધી તો તેનો નિર્વાહ કરવો એ મનુષ્યનો ધર્મ છે. જે માણસો જોખમદારી સમજતા નથી, જોખમદારી લઈને બરાબર અદા કરતા નથી, ભરણપોષણ કરવા યોગ્ય કુટુંબને જે નિરાધાર સ્થિતિમાં મૂકે છે, તે સ્વકર્તવ્યથી ચૂકે છે. કુટુંબનાં ભરણપોષણથી કંટાળી કેટલાક સાધુપણું અંગીકાર કરી ખોટો વૈરાગ્ય ધારણ કરે છે, તે ધર્મને ઠેકાણે પાપ કરે છે એમ અમો માનીએ છીએ.

## સાધર્મી કોને કહેવાય ?

### (૧)

સાધર્મિક કોને કહેવાય એ હાલ કેટલાકોને ચર્ચાનો વિષય થઇ પડયો છે. એ થવાનું કારણ અંધશ્રદ્ધા અને મંદની [illegible] વ્યાપ્યા છે. જનસ્વભાવનું જ્ઞાન હોય તો આવા પ્રશ્નો કદી [illegible] થાય નહિ. ભિન્ન ભિન્ન રુચિનાં મનુષ્યો પોતપોતાની દ્રષ્ટિએ [illegible] ભિન્ન ભિન્ન નજરે પડે છે. એક બીજાની ભિન્નતા એક [illegible] ઉપહાસપાત્ર અથવાતો ક્લેશોત્પાદક થઇ પડે છે. [illegible] એ જનસ્વભાવ છે, એનો વિચાર ન કરતાં પોતે [illegible] આગ્રહી બને છે. આટલાથી ન અટકતાં બીજાઓને [illegible] લલચાય છે. આવી પરિસ્થિતિમાં તણાતા મનુષ્યો [illegible] નથી, તત્ત્વ શોધી શકતા નથી. એટલુંજ નહિ [illegible]

શોધવાની ટેવ પણ હોતી નથી. કોઈ જિજ્ઞાસુ તત્ત્વની શોધમાં નીકળે અને તે સંબંધમાં પ્રશ્નપરંપરા ઉભી કરે તો તેવાઓને મદિરામત્તની માફક ભાન ભૂલી અવિચારી બની અપમાનવા પરાસ્ત કરવા વગોવવા મંડી પડે છે, અને છેવટ જ્યારે પોતાનું ચાલતું નથી ત્યારે નાસ્તિક કહી પોતે સંતોષ માને છે.

પોતાના હૃદયપટ ઉપર જૂની પુરાણી જર્જરિત નિર્માલ્ય અંધશ્રદ્ધાની દુર્ગંધિને બહાર કાઢી યથાર્થ અને સત્ય સુગંધિને દબાવી દે છે, લોકોને તેવાં સત્યનો ઉપયોગ લેતાં અટકાવે છે, ભટકાવે છે અને પોતાના જેવા આગ્રહી બનાવે છે. આથી ઘણા જિજ્ઞાસુ આવા આગ્રહવાળાના પરિચયથી દૂર રહે છે એટલું જ નહિ પણ એઓના આગ્રહની પોલ સંશોધકો જ્યારે બહાર પાડે છે, ત્યારે પોતાનાં ટોળાંને ઉશ્કેરી સત્યશોધકો અને સત્યપ્રકાશકોને સંઘ બહારની શિક્ષા કરાવી દબાવવા પ્રયત્ન કરવામાં આવે છે. આ બિના વર્તમાનકાળના ઇતિહાસમાંથી પુરવાર થાય છે, ઇન્સાફની ખાતર કહેવું જોઇએ કે, આ પરિસ્થિતિ માત્ર એક આર્યાવર્તમાં જ છે એમ નથી. પરંતુ ઘણા દેશોમાં તેમ બનતું આવ્યું છે અને બને છે. છતાં જે કાર્ય મનુષ્યશક્તિ મનુષ્યબળથી નથી કરી શકાતું તે કાર્ય જમાનો કરી શકે છે. તેવા સંયોગો જમાનો જ ઉભા કરે છે. તદનુસાર વર્તન પણ જમાનો જ શીખવે છે.

વર્તમાન જમાનો શોધખોળનો, સત્ય સમજવાનો છે, એ વાત વર્તમાન જમાનાના મનુષ્યોનું વર્તન સિદ્ધ કરી આપે છે. કેળવણીને લઇને સમજ્યા પછી હા પાડવાની ટેવ પડેલી જોઇ જૂની આંખે જોનારા તેઓને ઉદ્ધત અવિવેકી શ્રદ્ધાહીન કહે છે. કેમકે તેઓ વગર સમજ્યે હા એ હા કરતા નથી. આવા વિદ્વાનો માટે ખરી રીતે માન ધરાવવું

જોઇએ. તેઓમાં સમજણ છે તેથી સમન્યા પછીનો સ્વીકાર તેઓ જિંદગીના છેડા સુધી મૂકતા નથી. બાકી લાજથી શરમથી કે અંધશ્રદ્ધાથી હા એ હા કરનારાઓમાં પ્રથમ તો વિચાર જ હોતો નથી. છતાં તેઓ જે કાંઈ વિચાર બાંધે છે તેમાં તેઓ મક્કમ રહી શકતા નથી. એક બીજાથી એક બીજો વધારે યુક્તિવાન મળે તો તરત જ તે તરફ ખેંચાઈ જાય છે.

ભેદો વિકલ્પને જન્મ આપે છે. વિકલ્પાતિશયમાંથી વિકળતા પેદા થાય છે અને તેથી પોતાનું મનુષ્યજીવન સાર્થક કરી શકતા નથી. અભેદ એ એકત્વ સંપાદક છે. અભેદમાં વિકલ્પનો વિરામ છે. અને ત્યાં જ જ્ઞાન છે. જ્ઞાની શાસ્ત્રોના વિષયોની અપેક્ષા સમજી શકે છે. કેમકે શાસ્ત્રોનાં લખાણો સદા સાપેક્ષ હોય છે. એમાં પણ જૈનધર્મ તો સદા સાપેક્ષને જ માનનાર છે. હેમચંદ્રાચાર્ય જેવાનાં વચનોની સાપેક્ષતા સમન્યા વિના સાધર્મિની વ્યાખ્યા બાંધી લોકોને સમજાવવા પ્રયત્ન સેવવો એ ખરી રીતે સાપેક્ષતા નથી, પરંતુ એમાં અપેક્ષતાની શૂન્યતા છે, તેથી તેમાં ચોખ્ખું મૃષાવાદનું સેવન રહેલું છે.

> वचननिरपेक्ष व्यवहार जूठो कह्यो,
> वचनसापेक्ष व्यवहार साचो,
>
> આનંદઘનજી.

જ્યાં વચનમાં અપેક્ષા છે, ત્યાં વિચાર પણ સાપેક્ષ હોય છે. વચનમાં અપેક્ષા નથી, ત્યાં વચન સાપેક્ષા હોઇ શકે નહિ. મરજી મુજબ સાધર્મી માનવા મનાવવાની કોશિશ કરવી અને હેમચંદ્રાચાર્ય જેવાનાં વચનો ટાંકવાં એ નરી ધૂર્તતા છે.

જુદી જુદી જાતનાં ખાતાંઓની બનેલી ખાતાવહીનાં સરવૈયાં ખોટાં નફાનાં ગમે તેવાં હોય, પણ દરેક સરવૈયાનો આધાર ઉપજ ખાતાના એક સરવાળા ઉપર રહે છે. શાસ્ત્રોનું વાંચન પણ તેવું જ છે. એક બીજાં શાસ્ત્રોની સાંકળના મણકાઓ એક બીજાં શાસ્ત્રોની સાથે સંકળાવવા એ બુદ્ધિકૌશલ્યનો વિષય છે. દરેક શાસ્ત્ર વાંચનમાં હેય, ઉપાદેય અને જ્ઞેય એ ત્રિપુટીને ઉપયોગમાં લેવી જોઇએ. હાલમાં અમુક સંપ્રદાયની કે અમુક વ્યક્તિની સાચી ભૂલ હોય તેમનું કથન શાસ્ત્રવિરૂદ્ધ હોય, તો પણ આચાર્યોને ગાળીપ્રદાન આપી નિરક્ષરોના સમુદાયોને ઉશ્કેરી અગર સમજાવી સાંપ્રદાયિક શિક્ષા કરાવવા પ્રયત્ન સેવે છે. સત્યનો નિર્ણય એ પોતાનું મંતવ્ય માની બેસે છે. યથાર્થ લેખકો અને સત્યવક્તાઓને દબાવવા માટે પોતાની પ્રપંચજાળમાં નિરક્ષરોને ફોસલાવી ફસાવી અયોગ્ય ચર્ચા ઉભી કરી અસત્યનો પ્રવાહ વિસ્તારે છે. છતાં વર્તમાનકાળમાં બીજો પક્ષ એવો પણ છે કે કસોટીએ કસાયલી વાત માત્ર સ્વીકારવી. આવા તટસ્થ વિદ્વાનોનાં લખાણો સ્વાર્થપટુ ધૂર્તોને ગમતાં નથી.

હવે સ્વધર્મી કોને કહેવો, એટલે જૈન કોને કહેવો એ પ્રશ્નના ખુલાસામાં એક વાતતો એ છે કે, જૈનશબ્દની આગળ કોઈ જાતનું વિશેષણ ન હોવું જોઇએ. જેમાં જૈનત્વ હોય, જેનો આત્મા પવિત્ર હોય, જેની ક્રિયા અંતઃકરણની શુદ્ધિ માટે હોય તેજ જૈન કહી શકાય, અને એવાઓને જૈન કહેવા એજ સર્વથા ઉચિત છે. હાલનું વાતાવરણ જૈનશબ્દ માટે એટલું બધું ડોળાઇ ગયું છે કે અમો જૈન છીએ એટલું કહેવાથી પૂછનારને સંતોષ થતો નથી, તે તો તરતજ પાછો સવાલ કરે કે તમો કેવા જૈન છો ? એટલે પૂછનાર એમ જાણવા માંગે છે કે દિગંબરી છો ?

સ્થાનકવાસી છો ! શ્વેતાંબરી મૂર્તિપૂજક છો ? આવી પ્રશ્નપરંપરા પૂછનાર તરફથી ચાલે છે તે ઉપરાંત કયા ગચ્છના છો ? કયા સંઘાડાને માનનારા છો ? તમારા ગુરુદેવ કોણ છે ? આવી પરિસ્થિતિ જ્યાં વર્તમાનકાળના જૈનોએ કરી મૂકી છે, ત્યાં જૈન કોને કહેવા અને સ્વધર્મી કોને કહેવા એ સવાલ ઉભો જ રહે છે. જે જૈનશબ્દ રાગદ્વેષ જીતનાર જિનને માનનારાઓને માટે છે, જેના માર્ગમાં રાગદ્વેષ જીતવાનો મુખ્ય ઉદ્દેશ છે, તેથી તે માર્ગ સ્વીકારનારાઓમાં રાગદ્વેષની મહત્તા હોવી જોઈએ તેને બદલે એકબીજા એકબીજાથી પોતાને ભિન્ન માની સામા પક્ષને પોતાના પ્રતિપક્ષી તરીકે માને તેવાઓ જૈન પણ નથી અને સ્વધર્મી પણ નથી. જ્યાં રાગદ્વેષ છે ત્યાં સંસારની વૃદ્ધિ છે. અને અને જ્યાં સંસારની વૃદ્ધિ છે ત્યાં જૈનધર્મનું પાલન સંભવી શકે નહિ.

જૈનો ચૌદ ગુણસ્થાનકને માને છે, અને તેનો સંબંધ કર્મની સાથે રહેલ છે. તેમાં જૈનત્વની શરૂઆત ચોથા ગુણસ્થાનકથી થાય છે. સમ્યકત્વ મોહનીકર્મનો ઉપશમ ક્ષયોપશમ અને ક્ષાયિક એ ત્રણ પ્રકાર ચતુર્થ ગુણસ્થાનકમાં હોય છે. મિથ્યાત્વ મોહનીકર્મનો ઉપશમ એ થોડા કાળ માટે છે. અને ક્ષયોપશમ તથા ક્ષાયિક એ લાંબા કાળ સુધી ટકે છે.

મિથ્યાત્વમળના અભાવે આત્મશક્તિ નિર્મલ થાય છે, અને યથાર્થ જ્ઞાન પ્રગટે છે. તેથી તેની દૃષ્ટિ સમ્યક્દૃષ્ટિ-યથાર્થદૃષ્ટિ થઈ જાય છે, તેથી જે વસ્તુ જે સ્વરૂપે હોય છે, તે સ્વરૂપે સમજવાનો તે અધિકારી બને છે. એવો સમ્યક્દૃષ્ટિ જૈન સંસારમાં કર્મની વિચિત્રતાને લઈને જીવોની વિચિત્ર પ્રકારની સ્થિતિ જોઈ તેના ઉપર રાગદ્વેષ ન કરતાં સમભાવથી

જીએ છે, કેમકે તે સમજે છે કે આમાં જીવનીન સ્વતંત્ર હોય નથી. ફક્ત કર્મને લઈને જીવ પોતાના સ્વરૂપને ભૂલ્યો છે. આવી સ્થિતિ સમ્યક્‌દષ્ટિની હોય છે, અને તેજ ખરો જૈન કહેવાય છે.

હાલ તો બધાઓ પોતાને જૈન માની રહેલા છે. એક બીજા એક બીજાં ઉપર વૈર રાખી રહ્યા છે, એક બીજા એક બીજાને કટ્ટા શત્રુ માને છે. મિથ્યાદુષ્કૃત્ય શબ્દ જે પશ્ચાત્તાપ સાથે આત્મશુદ્ધિ માટે હતો તે વર્તમાનકાળના જૈનોએ એક સાધારણ ઉપહાસજનક બનાવી દીધેલ છે, આવા જૈનો જૈનશબ્દને અને વીતરાગના માર્ગને લાંછન લગાડનારા અને વગોવનારા છે. ઉચ્ચમાં ઉચ્ચ જૈનધર્મને અન્યની દષ્ટિમાં હલકો પાડનારા છે. આવા જૈનોથી જૈનપણું જળવાય છે એમ કહેનારાઓ પોતે જૈનધર્મનો લોપ કરે છે. અનેક ફિરકો અનેક ભેદો જૈનના નામથી જે જન્મ પામ્યા હોય તો તે આવા જૈનોને આભારી છે. જ્યાં ખરું જૈનપણું છે, ત્યાં ફિરકા કે ભેદની ગંધ પણ ન હોઇ શકે. સાચું જૈનપણું એ આત્માનો ગુણ છે. એ આત્મિક ગુણનું વર્તન તેજ જૈનનું વર્તન છે. જેટલે અંશે પોતે શુદ્ધ વર્તન રાખી શકતો નથી, તેટલે અંશે પોતે પોતાને નિંદે છે ધિક્કારે છે. આમાં સમ્યકત્વની પ્રધાનતા હોય છે; સકામનિર્જરા પણ તેનેજ હોઇ શકે. તે વિનાની ક્રિયા એ કાયકલેશ છે. તેનાથી અકામનિર્જરા ભલે થાઓ, પણ તે આત્માને ઉપયોગી નથી. ખરા જૈનોમાં આડંબર ઓછો હોય છે; માનાકાંક્ષીપણું તેઓમાં બનતા સુધી જોવામાં આવતું નથી.

હાલના જૈનો શાસ્ત્રશ્રવણ કરે છે, ગુરુદેવની સેવા કરે છે, જિનેશ્વરભગવાનની પૂજા કરે છે, સામાયિક પ્રતિક્રમણ વગેરે પણ ચૂકતા

નથી. છતાં આવા જૈનો એક તરફથી ઉપરોક્ત ધર્મ કરતા જોવામાં આવે છે, બીજી બાજુથી વેપારમાં અનેક જાતના મૃષાવાદ, ઠગ, પ્રપંચ કરતા જોઇએ છીએ. સંઘમાં, જ્ઞાતિમાં, કુટુંબમાં, મિત્રોમાં ક્લેશ જગાડનારા પણ એ જ જૈનો હોય છે. વિશ્વાસઘાત કરવામાં આવા જૈનોને સંકોચ થતો નથી. આશ્ચર્ય તો એ છે કે, એવાઓ બે અક્ષરનું જ્ઞાન મેળવી પોતે જ્ઞાનીમાં ખપવા જાય છે. મતાગ્રહ, ગચ્છાગ્રહ પણ એવાઓમાં ખૂબ જોવામાં આવે છે. બોલવા પ્રમાણે વર્તવું એ બહુ કઠણ છે. બીજાઓના દોષ જોનારા પોતે પોતાને જોતા નથી કે મારામાં કેટલા દોષો રહેલા છે. જો માણસ સ્વદોષ નિરીક્ષક બને તો બનતાં સુધી પારકા દોષ નપાસવાની, પારકા માટે ઇન્સાફ આપવાની એવાઓને પુરસદ પણ ન હોય. એક વખત કેટલાક યુવકો એક બાઇને પત્થરો મારતા હતા. તે વખતે ત્યાં ક્રાઇસ્ટ આવી પહોંચ્યા. અને તેઓએ યુવાનીઆઓને પૂછયું કે તમો આ બાઇને પત્થર કેમ મારો છો? યુવકો કહે છે કે આ બાઇ મહાપાપી છે. ઇશુ યુવાનીઆઓને કહે છે કે બરાબર છે, પાપીને પથરા મારવા જોઇએ. પણ એ પથરા કોણ મારી શકે કે જે પોતે પાપી ન હોય, માટે જો તમો પાપી ન હો તો તેમ કરી શકો છો. પણ જો તમારામાં કોઈ જાતનાં પાપ હોય તો તમો બાઇને પથરા મારી શકો નહિ. યુવકો સમજી ગયા કે અમો પાપ-વિમુક્ત નથી, માટે બાઇને મારવા અધિકારી પણ નથી. પોતે પોતાની જાતને સુધાર્યા સિવાય બીજાઓને માટે સાધર્મી ભાઇ આવા જોઇએ તેવા જોઇએ એવી શીખામણ દેનારાઓને ઉપરનો દૃષ્ટાંત દાખલો બસ છે.

# સાધર્મી કોને કહેવાય ?

## ( ૨ )

**સા**ધર્મી કોને કહેવાય, એ શીર્ષક નીચે એક અગ્રલેખ અમો અમારા સમયધર્મના ગયા અંકમાં આપી ગયા છીએ. આજે આ લેખ પણ તેનાં અનુસંધાનમાં વાંચકવર્ગ આગળ રજુ કરીએ છીએ.

વર્તમાનકાળના જૈનો પૈકી ઘણા જૈનો પોતે પોતાની જાત માટે પોતાનાં જ અંતઃકરણને પૂછશે, તેમ જ પોતાની જિંદગી દરમિઆન કરેલ સામાયિક; દેવપૂજા, તીર્થયાત્રા વગેરેનો સરવાળો મૂકશે, અને તેનાં પરિણામે માનસિક શુદ્ધિની કેટલી સફળતા મેળવી એ તપાસશે, તો બાલ્યાવસ્થામાં જે દશા હતી, તે જ યૌવનાવસ્થામાં અને યૌવનાવસ્થામાં જે સ્થિતિ હતી, તે જ વૃદ્ધાવસ્થામાં પોતાનાં અંતઃકરણની નિહાળશે. જીવનનો ઘણો ભાગ શુભ ક્રિયાઓમાં નિર્ગમન કર્યા છતાં અંતઃકરણમાં કાંઈ પણ ફેરફાર થએલો જોઈ શકશે નહિ. તો જ્યાં મલિનતા દૂર થઇ નહિ, કુવાસના ખસી નહિ, અત્યાચાર ભૂલાયા નહિ, કોધાદિક મંદ પડયા નહિ, વૈર વિરોધને તિલાંજલી અપાઈ નહિ, સ્વશરીરની હાજતોમાં ફેર પડયો નહિ ત્યાં કરેલ ક્રિયાનું ફળ શું પ્રાપ્ત થયું ? કેમકે મનશુદ્ધિ એ ક્રિયાનું પ્રથમ ફળ છે. એ શુદ્ધિ જ્યાં સુધી થઇ નથી, ત્યાં સુધી તેવા જૈનોને ભાવજૈનપણું પ્રાપ્ત થવું દુર્લભ છે. જેઓમાં ઇંદ્રિય વેપારમાં ઔદાસીન્ય આવ્યું નહિ, ધનધાન્ય પુત્ર પૌત્રાદિક, કુટુંબ ઉપરથી મૂર્ચ્છા મંદ પડી નહિ તો પછી કરેલી શુભ ક્રિયાઓથી મેળવ્યું શું ? મમતા, તૃષ્ણાની વૃદ્ધિ કરે છે, અને

તૃષ્ણાવશવર્તી જીવ રાગદ્વેષમાં વીંટાઈ અનેક અનર્થ સેવે છે. તેવા જીવોનો પ્રાયઃ ઉપરનો દેખાવ ગમે તેવો હોય, પરંતુ અંતઃકરણ ધર્મપરાંડમુખ બને છે. શ્રાવકોને દ્રવ્યનો લોભ, સાધુઓને પદવીઓનો, મોટાઈનો લોભ જ્યાં સુધી દૂર થતો નથી ત્યાં સુધી તેઓ ઉચી સ્થિતિ પર આવી શકતા નથી. બલ્કે પ્રાપ્ત થએલ સ્થિતિથી પતિત થવાને પાત્ર થાય છે.

निर्ममस्यैव वैराग्यं स्थिरत्वमवगाहते; परित्यजेत्ततः प्राज्ञो ममतामत्यनर्थदाम्. १ विषयैः किं परित्यक्तै र्जागर्ति ममता यदि; त्यागात्कंचुमात्रस्य भुजंगो नैव निर्विषः २ कष्टेनहिगुणग्रामं प्रगुणीकुरुते मुनिः; ममता राक्षसी सर्वं भक्षयत्येकहेलया. ३

( ઉપાધ્યાય શ્રી યશોવિજયજી. )

નિર્મમત્વમાં જ વૈરાગ્ય સ્થિરતાને પામે છે, માટે ડાહ્યા પુરુષો અત્યંત અનર્થને આપનાર મમતાને છોડી દે છે. જો હૃદયમાં મમતા જાગૃત છે તો વિષયો છોડી દેવાથી શું ? કારણ કે કાંચળી માત્રનો ત્યાગ કરવાથી સર્પ નિર્વિષ થતો નથી. મુનિઓ અનેક પવિત્ર ક્રિયાઓનાં કષ્ટે કરીને ગુણના સમુદાયને એકઠા કરે છે, પણ મમતા રાક્ષસી તે સર્વ ગુણસમૂહને એક ક્ષણમાં ભક્ષણ કરી જાય છે. માટે મમતા અનેક અનર્થને આપનારી છે, કેમકે તેની વૃદ્ધિ વડ બીજની માફક અનેક પ્રપંચની કલ્પનાને વધારે છે, અને મમતા વ્યાધિ, પ્રતિક્ષણે વધતાં જ્યારે વિશેષ વૃદ્ધિને પામે છે ત્યારે તે છેદવી દુઃશકય થઈ પડે છે. મમતાવાન મનુષ્ય પાપનો ભય રાખ્યા વિના નિઃશંકપણે આરંભની પ્રવૃત્તિમાં પડે છે. ઘણાએ સાંભળ્યું અને વાંચ્યું હશે કે, ધનલોભી મનુષ્યો પોતાના પુત્રનું ખૂન કરતાં પણ અચકાતા નથી. 'મમતાંધ

અને જાત્યંધમાં આટલો જ ફેર છે કે, મમતાંધ જેમાં જે નથી તે દેખે છે. અને જાત્યંધ જે છે તેને નથી દેખતો. માટે જાત્યંધ કરતાં મમતાંધ વધારે અંધ છે. જેમાં જે ગુણ ન હોય તેમાં તે ગુણો મમતાંધો દેખે છે. વનમાં જઇ ગુફાઓમાં બેસી ધ્યાન ધરો, સૂર્ય સન્મુખ એક પગે ઉભા રહી આતાપના લ્યો, ગમે તે કષ્ટ કરો, ગમે તે ત્યાગો પણ હૃદયમાંથી મમતા જ્યાં સુધી ગઇ નથી, ત્યાં સુધી તે બધું છાર ઉપર લીંપણ કરવા બરાબર છે. માટે બાહ્યત્યાગથી ત્યાગીપણું થઇ શકતું નથી, જેમ કાંચળી કાઢવાથી સર્પ નિર્વિષ થતો નથી. મમતા ગમે તે સ્થળમાં ગમે તે વિષયમાં પોતે પોતાનું કામ કર્યાજ કરે છે, અને જગતના જીવો તેમાં છેતરાય છે. પુત્ર ત્યજ્યા તો શિષ્ય ઉપર મમતા થઈ, ઘર મૂકી અનગાર બન્યા ત્યાં ઉપાશ્રયમાં મમતા જાગી, ધન મૂક્યું તો પુસ્તકોનાં સ્વરૂપે મમતાએ દેખાવ આપ્યો. આ બધુંય સચવાયું તો છેવટ સ્વમતાગ્રહ રૂપે મમતાએ પોતાનો દેખાવ દીધો. નાનામાં નાની ચીજ જેને આપણે નકામી માનતા હોઇએ તેમાંથી પણ મમતા જન્મ પામે છે. ત્યાગીઓ માટે જ્યારે મમતા પોતાનો સ્વભાવ ભજવે છે, ત્યારે ગૃહસ્થાશ્રમમાં રહેનારાઓ માટે તો કહેવુંજ શું? આ દરેક હકીકત ઉપરથી સમજવાને કારણ મળે છે કે, ક્રિયાજૈનો કરતાં વિચારકજૈનો વધારે ઉત્તમ છે. વિચારજૈનો વિના ક્રિયાજૈનો માત્ર નામનાજ જૈનો છે એમ ઘણા ભાગે માનવું પડશે. અને તેથીજ લખેલ છે કે મેરૂપર્વત જેટલા ઓઘા અને મુહપતિઓ ગ્રહણ કરી તો પણ તેઓ સંસારનો પાર પામી શકયા નથી.

હવે અમો સ્વધર્મી (જૈન) કોને કહેવા એના સંબંધમાં વિશેષ લખીએ છીએ. ૧ વિચારજૈન, ૨ ક્રિયાજૈન, ૩ વિચાર ક્રિયાજૈન એમ

ત્રણ જાતના જૈન હોઈ શકે છે. વિચારજૈન શ્રેણિક અને કૃષ્ણવાસુદેવ જેવા રાજાઓ હતા, અને તેઓએ ક્ષાયક સમ્યક્ત્વ પ્રાપ્ત કરેલ હતું, તેઓ માત્ર સમ્યક્ત્વના પ્રભાવે વિશસ્થાનક પૈકી એકેક પદની આરાધનાએ તીર્થંકર નામકર્મ બાંધ્યું હતું. હવે માત્ર ક્રિયાજૈનોનો વિચાર કરીએ તો તેમાં અભવી, દુર્ભવી તથા મિથ્યાદૃષ્ટિ પણ આવી જાય છે. વિચારક્રિયાજૈનોમાં આનંદ કામદેવ જેવા પવિત્ર શ્રાવકોને ગણવા જોઈએ, કેમકે તેઓમાં વિચાર સાથે ક્રિયા કરવાપણું રહેલું છે. માટે માત્ર ક્રિયા ઉપર ભાર મૂકનાર ક્રિયાથી જ જૈનો માનનારા શ્રાવકો કે સાધુઓ વસ્તુતઃ જૈન થઈ શકતા નથી, કેમકે એવા વેશધારીઓ જૈન તરીકે ગણાવાને લાયક નથી. એતો હોળીના રાજા ગુણ વિનાના સંયમી જેવા છે. ક્રિયાજૈનોમાં અપવાદ તરીકે કેટલાક સરળસ્વભાવી પણ હોય છે, પરંતુ વિચાર વિનાની ક્રિયાથી તેઓ આગળ વધી શકતા નથી.

હાલમાં રૂઢપરંપરાથી મૂર્ખસમૂહમાં અને અર્ધદગ્ધોના સમૂહમાં એમ સુદૃઢ મનાઈ ગયું છે કે કોઈપણ જૈન હોય તો તેણે અમુક જાતની ક્રિયા તો કરવી જ જોઈએ. જો કોઈ જાતની ક્રિયા ન કરે તો તેને જૈન ન કહેવાય. કોઈ વિચારજૈન તેમને કહે કે હું જૈન છું, તો તેવાને હાલના જૈન માની હસી કાઢશે ધિક્કારશે અને જૈન કહેવરાવને આંચકો ખાશે, એટલું જ નહિ પણ તું જૈન નથી, કેમકે અમો જેમ કરીએ છીએ તેમ તું કેમ કરતો નથી, આવા જૈનકમોએ અમુક જાતનો જૈનધર્મનો ઇજારો લીધો હોય, તેમ તેમના સિવાય બીજાઓને જૈન માનતાં પણ અચકાય છે, એટલું જ નહિ કે જૈનધર્મ વ્યાપક હતો, હિન્દુ, પારસી કે યાહુદી ગમે તે જૈન હોઈ શકે, તેના બદલે અમુક જ્ઞાતિએ પોતાને જૈન માની લીધા છે. જે ક્રિયા ન

શકતા હોય, કંઇ ત્યાગ ન કરી શકતા હોય તો તેવાઓ જૈન નથી એમ હાલના જૈનો માની રહ્યા છે. કર્મના સંયોગોને લઇને એક જૈન બાહ્યક્રિયા ન કરી શકતો હોય, તેથી તે જૈન નથી એમ કહેવું કે માનવું એ તદ્દન ભૂલ ભરેલું છે અને કર્મના સ્વરૂપને તે જાણતો નથી. જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી થએલ જ્ઞાનવાળાને સમ્યકત્વ મોહનીય-કર્મના ક્ષયોપશમ કે ક્ષય વિના સમ્યકત્વ ( યથાર્થ-શ્રદ્ધા ) પ્રગટી શકે નહિ. અને તેથી જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી થએલ જ્ઞાનને અજ્ઞાન કહેવામાં આવે છે. એવી જ રીતે જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી અને સમ્યકત્વ મોહનીયકર્મના ક્ષયોપશમ કે ક્ષયથી જ્ઞાન અને સમ્યકત્વ બન્ને હોય છતાં ચારિત્ર મોહનીયકર્મનો ક્ષયોપશમ ન હોય, તો તે જ્ઞાન સમ્યકત્વ ન છતાં ક્રિયા કરી શકતો નથી. માટે તે જૈન નથી એમ કહેવું એ ભૂલભરેલું છે. કેટલાક જીવોએ સમ્યકત્વ મોહનીય અને ચારિત્ર મોહનીયકર્મનો ક્ષયોપશમ કર્યો હોય, પરંતુ જ્ઞાનાવરણીયકર્મનો તથા પ્રકારનો ક્ષયોપશમ ન કર્યો હોય તો તે ભોળાભાવે, સરળ સ્વભાવે ક્રિયા કરે છતાં તેની ક્રિયા જ્ઞાનપૂર્વકની ન હોવાથી તે આગળ વધી શકતો નથી.

अल्पागम जइ उग्रविहार करे विचरे उद्यमवंतजी
उपदेशमाळामां क्रिया तेहनी काय क्लेश तस हुंतजी।

જ્ઞાનવિમળસૂરીજી.

અલ્પજ્ઞાની સાધુ ઉગ્રવિહાર કરે, ઉદ્યમવંત વિચરે છતાં જ્ઞાન વિનાની ક્રિયા હોવાથી ઉપદેશમાળામાં તેની ક્રિયા કાયકલેશવાળી કહેલી છે. એટલે જ્ઞાનપૂર્વકની ક્રિયા કરનાર જૈન અને વિચારજૈન એ બે જૈનોજ ઉત્તમ જૈનોની કોટીના જૈન છે, માટે ફરીથી અમો કહીએ છીએ કે

અમુક સ્થિતીવાળાને જ જૈનો કહેવા કે માની લેવા અને તેવાઓને સાધર્મી ભાઈ તરીકે માની લેવા એ પોતાનીજ મૂર્ખાઈ છે. અમો બરાબર સમજીએ છીએ કે, અંગ્રેજી ભણેલાઓ પોતાને નહિ માનનારા હોવાથી જૈનો નથી એ એમની ધરમગુ વ્યાખ્યા છે. આ સ્થળે ગુણસ્થાનકનું સ્વરૂપ સમજાવ્યું હોય તો તે વધારે ઉપયોગી થઇ પડે. પરંતુ અમારો આજનો વિષય " સાધર્મીભાઈ –" ( જૈનો ) નો છે એટલે જૈનોના નામથી વર્તમાનકાળમાં પોતાને જે જૈનો માની બેઠેલા છે, એ તેમનો પોતા તરફનો વ્યામોહ અને બીજાઓ તરફ તિરસ્કાર સિવાય બીજું કાંઇ નથી એજ દેખાડવા પૂરતો અમારો આ લેખનો ઉદ્દેશ છે.

ઉપરની હકીકત ઉપરથી વાચકો સમજી શકયા હશે કે જૈનપણું કહેવરાવવું એ સહેલું નથી. કેટલાક જૈનાભાસો પોતામાં જૈનપણાનું મિથ્યાભિમાન રાખી કહે છે કે અમો જૈન છીએ, જૈનની ક્રિયા કરનારા છીએ, જૈનધર્મ પાળનારા છીએ તેવાઓ કદી જૈનો હોઇ શકે જ નહિ. કુળધર્મને લઇને લાંબા કાળના પરિચયને લઇને અથવા તો કેટલાંક છૂર્પા કારણોને લઇને કેટલાકોને અમુક ક્રિયા ઉપર અમુક ધર્મનાં અંગ ઉપર એક જાતનો મોહ થઈ જાય છે. પરંતુ ખરી કસોટીએ ચડયે એ મોહ નિષ્ફળ નીવડે છે. યથાર્થ શ્રદ્ધા વિના મોહમાં આગ્રહ સેવવો એ જૈન નામને લાંચ્છન છે, અંતઃકરણની શુદ્ધિવિના ઇર્ષા, વૈર-વિરોધ અંતઃકરણમાંથી દૂર કર્યા વિના મન શુદ્ધિ થતી નથી. મન શુદ્ધિ વિના જૈનત્વ પ્રાપ્ત થતું નથી. સાધર્મીપણાની વ્યાખ્યા સમજાવનારા લેખો વાંચતાં જ અંદરથી ઇર્ષ્યાની દુર્ગંધી આવે છે, માટે એ લેખો શુદ્ધ હૃદયથી લખાયેલા નથી, એ એમના ઉદગારોજ પૂરવાર કરી આપે છે.

# કેળવણીની વ્યાખ્યા

## ( ૧ )

**આ**ત્મામાં અનંત શક્તિ રહેલી છે. તે શક્તિને માણસજાત પોતાને જે કાળે જે ઉપયોગી લાગે તે કાળ તે શક્તિને શાસ્ત્રદ્વારા, કળાદ્વારા ખીલવે છે, એટલે પ્રકાશમાં લાવે છે. અમુક અમુક વિષયની શક્તિને ખીલવવી–પ્રકાશમાં લાવવી તેને આપણે કેળવણી–શિક્ષણના નામથી સંબોધીએ છીએ. સદરહુ શિક્ષણ; શિક્ષકમાં જે પ્રમાણમાં હોય તેટલા પ્રમાણમાં આપી શકે છે. છતાં જો શિક્ષણ લેનારમાં વિચારશક્તિ વધારે હોય તો શિક્ષણ લેનાર શિક્ષક કરતાં પોતાની શક્તિ વધારે ખીલવી શકે છે. એવા વિદ્યાર્થીઓ ઘણા નીકળે છે. તેથી જ " ગુરુ કરતાં ચેલા આગળા " એ કહેવત ચાલેલી છે.

શિક્ષણની અનેક પ્રકાર પૈકી કળાના સંબંધમાં પ્રથમ ઉલ્લેખ માંગીએ છીએ. એક કાળ એવો હતો કે તે હાજોપયોગી શિક્ષણ તે કાળમાં અપાતું. રામચંદ્રજીના સમયમાં તેમજ પાંડવ કૌરવના સમયમાં ધનુષ્યબાણની કળા વધારે ઉપયોગી ગણાતી. તેથી તેનું શિક્ષણ દેનારા શિક્ષકો પણ હસ્તી ધરાવતા હતા. તેઓ દ્વારા તે કળાનું શિક્ષણ અપાતું. તે કાળમાં બીજાં શસ્ત્રાસ્ત્રોની આવશ્યકતા ઓછી હતી, કેમકે દરેક કાર્ય બાણથી કરી શકાતાં હતાં. આ કળા વર્તમાનકાળમાં સાધારણ રીતે ભીલોએ જાળવી રાખી છે. પણ તે સંસ્કારિતાના અભાવથી મૃતપ્રાય જેવી થઈ ગઈ છે. છેવટમાં પૃથુરાજ સુધી તે કળા સારા સ્વરૂપમાં જળવાઈ રહી હતી.

રાજપુતોમાં અસિસંચાલનકળા ઘણીજ ઉત્તમ પ્રકારે ખીલેલી હતી. સામાના પ્રહારનો કેમ બચાવ કરવો એ પણ તે સારી રીતે જાણતા હતા. મુસલમાની રાજ્ય પછી બંદુકોની શિક્ષણ શરૂ થઈ. તોપોનો ઉપયોગ પણ તે કાળથી વધારે પ્રચલિત થયો. હાલતો બાણ કે તરવાર કોઈ યાદ પણ કરતું નથી. જ્યાં સુધી બાણ અને તરવારની લડાઈ હતી ત્યાં સુધી તે લડાઈ કૈંક વીરતાની હતી. શૂરવીરતાની જરૂર તે લડાઈમાંજ મુખ્ય ઉપયોગી હતી. હાલ તો સાયન્સની શોધથી ઉભાં થએલાં સાધનો દ્વારા જે લડાઈઓ થાય છે, તેમાં ચાલબાજીથી મનુષ્યોનો સંહાર કેમ કરવો તેજ જોવામાં આવે છે. બંદુકો તોપોનો ઉપયોગ સુધારા વધારા સાથે થાય છે. પણ નિશાનબાજીની તેમાં ગૌણતા વધારે જોવામાં આવે છે. શૂરવીરતાનું જોશ જે પહેલાં મળતું હતું તે હાલમાં નથી.

બીજી કળા સંગીત સંબંધી. પૂર્વકાળમાં સંગીત એ ઘણુંજ ઉપયોગી મનાતું, અને તે ઉંચામાં ઉંચી ટોચે પહોચ્યું હતું. ૭ રાગ અને એકેક રાગની ૭ ૭ રાગણી તેમજ મૂર્ચ્છના વગેરેનું જ્ઞાન તે કાળમાં ઉત્તમ પ્રકારનું હતું. એટલુંજ નહિ પણ અનુષ્ઠાનદ્વારા રાગને સિદ્ધ કરવામાં આવતા હતા. જે જે રાગથી જે જે કાર્ય કરવાનાં હોય તે તે કાર્ય તે કાળમાં કરી શકતા હતા. રોગનો નાશ રાગથી થતો હતો. વર્ષાદ રાગથી વર્ષતો હતો. દીપક રાગથી સ્વતઃ દીવા થઇ જતા હતા. કઠણ પથ્થર રાગથી પીગળી મીણ જેવો થઇ જતો. પશુ પંખી પણ રાગથી વશ કરાતાં. એમ અનેક કાર્ય રાગથી થઇ શકતાં. એટલે સંગીતકળા પૂર્વકાળમાં ઉત્તમ ગણાતી.

વચલા કાળમાં કાઠિયાવાડ, કચ્છ, ગુજરાતમાં સંગીતકળા લુપ્તપ્રાયઃ થઇ ગઇ હતી, પણ હાલમાં તે કળા ફરી જાગૃતિમાં આવવા લાગી છે. પરંતુ પૂર્વકાળમાં આ કાળમાં જે જીવન હતું–પ્રાણ હતો તે વર્તમાનકાળમાં નથી એ તો સહુને કબુલ કરવુંજ પડશે.

નૃત્યકળા પણ જે પૂર્વકાળમાં હતી તે વર્તમાનકાળમાં નથી. પૂર્વકાળમાં ઘણા ભાગે નૃત્યકળા સાથે પ્રાણાયામ વગેરે હઠયોગ શીખવવામાં આવતા. તેથી નાચનારા પ્રાણાયામનાં બળથી શરીરભાર અધર રાખી સરસવના પુંજ ઉપર સોય તે પર કમળ મૂકી તેના ઉપર નાચી પ્રેક્ષકોને આશ્ચર્યમુગ્ધ કરવામાં આવતા હતા. નૃત્યકળાના ઉત્પાદક શ્રી શંકરને કહેવામાં આવે છે, કેમકે તાંડવનૃત્ય એ શંકર પોતે કરતા હતા. તાલ-માન માટે તેઓ સુષિરવાદ્ય તરીકે ડમરૂનો ઉપયોગ કરતા. શ્રીકૃષ્ણ પણ બંસીનો ઉપયોગ કરતા. એનો સમાવેશ

પણ સુષિરવાદ્યમાં થાય છે. શ્રી કૃષ્ણનો બંસીનાદ ખૂબ વખણાયલો છે. એના નાદમાં મનુષ્યો અને પશુપંખીઓ ભાનભૂલ્યા બની જતાં હતા. તંબુવાદ્ય, વીણા, તંબૂર, વગેરેના ઉપાસક શ્રી નારદજી અને સરસ્વતીજીને માનવામાં આવે છે. તેઓના ચિત્રોમાં તેઓના હાથમાં તેજ આપણે હજુ પણ જોઇએ છીએ. આ ઉપરથી આટલું ચોકકસ છે કે, ગાયન, વાદ્ય અને નૃત્ય વગેરેની પૂજ્ય મનાતી વ્યકિતઓ ઉત્પાદક હતી. ખરેખર જે રાગ પશુ, બાળક, અને સર્પ જેવાને પણ વશ કરે છે તે રાગનું અમારા જૈનોએ લગભગ ખૂન કરેલ છે. હાલમાં ઘણાં ભાગે બેસુરા બેતાલા, જે પ્રભુ આગળ સ્તવનો ગાય છે તે પુરેપૂરી અનાવડત સાબીત કરે છે. જે સંગીતથી રાવણે તીર્થંકર નામ બાંધ્યું તેને જ હાલના જૈનો તિલાંજલી આપી રહ્યા છે. પ્રભુભકિત ભાડુતી થઇ ગઇ છે. ન્યાયની ખાતર કહેવું જોઇએ કે, સંગીતશાસ્ત્રની કળા હજુ હવેલીમાં વૈષ્ણવ સંપ્રદાયે જાળવી રાખેલ છે. બાકી તો હાલના કવિઓ અને ગાયકોએ બીજા રાગોનું મિશ્રણ કરી સંગીતકળાને દુષિત બનાવી છે.

સ્થાપત્યકળાને માટે જૈનોને ધન્યવાદ આપવો ઘટે છે. કેમકે પૂર્વકાળથી આ કળાને જૈનોએ ખૂબ પોષણ આપેલ છે. હાલમાં શહેરોમાં કે જંગલમાં અથવા તો તીર્થોમાં જે પ્રાચીન મંદિરો ઉભા છે તે સ્થાપત્યકળાના અપૂર્વ નમુના છે. પત્થરે પત્થરમાં તે કળા ઝળકી રહી છે. એવી જ રીતે પ્રાચીન રાજમહેલ, જળાશય, ગુફાઓથી આ આર્યાવર્તમાં આ કળા ખૂબ ખીલી હતી એ સાબીત થાય છે. આ કળાના અનેક શાસ્ત્રો રચાયાં છે. આ કળા સાથે જ્યોતિષનો પણ ખૂબ નિકટ

સંબંધ રહેલો છે. ચિત્રકળામાંથી સ્થાપત્ય અને સ્થાપત્યમાંથી ચિત્રકળા વિકાસને પામી છે. બાકી કોણ કોની ઉત્પાદક છે એ કહેવું મુશ્કેલી-ભરેલું છે.

ચિત્ર માટે આટલું તો કહેવું જ પડશે કે, પૂર્વકાળમાં જે રંગોની મેળવણી હતી તે હાલમાં નથી. કેમકે હજારો વર્ષોનાં ચિત્રો હાલમાં જોઈએ છીએ, તો તે ઝાંખાં પડયાં દેખાતાં નથી. સાયન્સે કેટલેક અંશે આ કળાને ખીલવી છે, એ વાત કબૂલ છે; પણ સાથે સાથે એ પણ કબૂલ કરવું પડશે કે બુદ્ધિને પરાધીન બનાવી છે. પૂર્વકાળમાં બુદ્ધિ સ્વતંત્ર કામ કરતી હતી તેને બદલે હાલમાં સાધનો દ્વારા કામ લેવાય છે. સાધન ન હોય તો સ્વતંત્ર રંગની બનાવટ અને ચિત્રની બનાવટ કરી શકાય કે કેમ એ એક સવાલ છે.

કાષ્ટઘટન, સુથારની કળા પણ પૂર્વકાળમાં જે હતી તે વર્તમાન-કાળમાં નથી એ વાત ચોક્કસ છે. એ વાતને પુરવાર કરનાર જૂનાં નમુના છે. લાકડામાં રૂપકામ કરવું એ મુશ્કેલીનું કામ છે. એકદંડીઆ મહેલની વાતો, લાકડાના ઘોડા આકાશમાં ઉડતા હતા એ વાતો હસી કાઢવા જેવી નથી.

પશુપંખીની કેળવણીની કળા પણ પૂર્વકાળમાં હાલના કરતાં ચઢતે દરજ્જે હતી. અશ્વકળા, હસ્તિકળા હાલમાં છે જ ક્યાં ? નળરાજા જેવાની વાતને અતિશયોક્તિ માનનારા તે કળાથી અનભિજ્ઞ છે. હાલ યુરોપમાં કુતરાં અને કબૂતરોને જે કેળવવામાં આવે છે, તેથી કુતરાઓ અને કબુતરો અપૂર્વ કામ કરી રહ્યાં છે. એ જેમ ખોટું નથી તેમ પૂર્વકાળ માટે માનવું.

લોહકાર કળા માટે પણ જે માન ભૂતકાળને ઘરે છે, તે વર્તમાનકાળમાં ગમે તેટલી શોધખોળ થઇ હોય તો પણ વર્તમાનકાળને ઘટતું નથી. વધારે તો શું પણ દિલ્હીની બહાર જે ધાતુનો સ્થંભ છે તેવો સ્થંભ હાલનો કારીગર બનાવી શકે તેમ છે? ધાતુની માછલી સમુદ્રના તળીએ જઈ મોતી લઇ આવતી હતી. આ વાતો જૂની-પુરાણી વાર્તાઓ કરનારા કહે છે, હાલની ટોરપીડો દરિયામાં જે કામ કરે છે એ એનો પુરાવો છે. ઉડણખાટલી અને વિમાનોની વાતો જે પૌરાણિક કલ્પના માનવામાં આવતી હતી તે હાલની શોધે સાચી કરી બતાવી છે. પાંડવોના વર્ણતનું લાક્ષાગૃહ વિદુરે બનાવેલી સુરંગ કે જેમાંથી પાંડવો જીવતા ભાગી છૂટયા હતા, એ કળાઓ પૂર્વકાળમાં અદ્દભુત હતી. દુર્યોધન જેવાની કાળજી કે જેના માણસો પાંદડે પાંદડે ફરતા હતા તે છતાં બહાર માટી ન નીકળે અને અંદરની અંદર માટી સમાવી દઈ માર્ગ કાઢવો એ કળા શું સાધારણ હતી? એ કળાના નમૂનારૂપે યુરોપનાં મહાયુદ્ધમાં સુરંગો ખોદવામાં આવેલી એ આપણે જાણી ચૂકયા છીએ.

# કેલવણીની વ્યાખ્યા

## (૨)

રસવતીની કળા પૂર્વકાળમાં અને વર્તમાનકાળમાં ભારતવર્ષમાં જે ઉચ્ચતા ભોગવી રહી છે, તેવી કળા કોઈપણ દેશમાં નથી. ભારતવર્ષમાં રસવતી બનાવવાનું શિક્ષણ ભારતવર્ષ સિવાય કોઈપણ દેશમાં ઉપલબ્ધ નથી. જે રસવતીનું બંધારણ વૈદકના નિયમ ઉપર રચાયું છે. પણ ક્રમભાગ્યે તે વિદેશીય અનુકરણને લઇને મૂળ કળા દૂષિત બની છે. યંત્રવાદે જે કેટલીક ઘરગથ્થુ દરેક કુટુંબને પોષણ આપનારી કળાઓ હતી તેનો નાશ કર્યો છે અને નવા નવા રોગો પણ જે હિન્દુસ્તાનમાં આવ્યા છે તે યંત્રવાદને જ આભારી છે. નળરાજા સૂર્યપાક રસોઈની કળા જાણતા હતા, તે વાત ભલેને લોકોને ગળે તરતમાં ન ઉતરે પણ જો આપણે તેની વિગતમાં ઉતરવા માંગીએ તો જાણી શકશું કે હાલમાં વીજળીક પ્રયોગોથી શું શું કામ નથી થતાં? તેમ તે કાળમાં નળરાજા જેવા વીજળીક બળ-એકત્ર કરી એ દ્વારા રસોઈ કરતા હોય તો શું ના પાડી શકાય તેમ છે? બીજી નાની મોટી કળાઓ ઘણી છે પણ અમોએ તો મુદ્દાની જ વાત અહીં લખી છે. અમારો લખવાનો હેતુ માત્ર શિક્ષણના સંબંધમાં છે. આત્માની શક્તિ જુદા જુદા પ્રકારે ખીલવી શકાય છે એ અમારું વક્તવ્ય છે.

કળાના સંબંધમાં આટલું લખ્યા પછી હવે બુદ્ધિના સંબંધમાં શિક્ષણ શું કામ કરે છે તે લખીએ છીએ. હાલમાં કેળવણી-શિક્ષણ લીધેલ લોકો કોને કહે છે કે અમુક અમુક વિષયમાં માણસ નિષ્ણાત થાય અને પરીક્ષા પસાર કરે એટલે તે કેળવાયલો ગણાય છે. આ વાત ઠીક નથી. કેમકે જે શિક્ષણ વર્તમાનકાળમાં અપાય છે તે શિક્ષણ કેળવણી-ખીલવણીના સાધનો છે. ભૂગોળ, ખગોળ, ગણિત, ઇતિહાસ, પદાર્થવિજ્ઞાન, લીપીજ્ઞાન, ભાષાજ્ઞાન એ વગેરે બધાં બુદ્ધિને [illegible] સાધનો છે. એ દ્વારા બુદ્ધિ નવી નવી શોધો કરે છે, [illegible] કરે છે. કલ્પના કરે છે. કલ્પનામાંથી સિદ્ધાંત નિશ્ચિત કરે છે.

શિક્ષિતજ્ઞાન કરતાં લક્ષગણું જ્ઞાન બુદ્ધિના [illegible] છે, તે વિકાસનું નામ કેળવણી છે. ત્રાટકથી જેમ [illegible] વિચારથી બુદ્ધિશક્તિ વધે છે. હાલમાં જે [illegible] રહી છે તે બુદ્ધિના વિકાસના પ્રકાર છે. જે [illegible] વિષયને ઇન્સાફ આપી પુસ્તકો દ્વારા નૂતન [illegible] બુદ્ધિના વિકાસનો જ પ્રતાપ છે. શીખેલું [illegible] પોપટીયું જ્ઞાન છે; નવીન કહેલું કે નવીન [illegible] બુદ્ધિ[illegible] પરિણામ છે. વેદો, મીમાંસાઓ, ઉપનિષદો [illegible] પુસ્તકો જે વિદ્વાનોએ લખ્યાં છે, [illegible] મળે છે તે બધું બુદ્ધિવિકાસજન્ય [illegible] છે.

આપણા મહર્ષિઓ ખૂબ [illegible] શાસ્ત્રોના લેખો ત્રિકાળાબાધિત [illegible] છે. વિદુરનીતિની પણ તેવી જ [illegible]

ધર્મનીતિ અને રાજનીતિ તે તે કાળને અનુકૂળ હતી. વર્તમાનકાળમાં તેની ઉપયોગિતા ભલે ઓછી હોય પણ તેથી તે નીતિ તે કાળને અનુકૂળ ન હતી એમ કહી શકાય નહિ. બુદ્ધિવાદ એ સદા ચાલુ રહેવાનો જ. બુદ્ધિવાદથી નિર્ણીત સિદ્ધાંત ક્રિયાત્મક બની શકે જ એ કહી શકાય નહિ; કેમકે બુદ્ધિવાદ વ્યક્તિગત છે અને ક્રિયમાણ એ સમુદાયગત છે. સમુદાય પોતે જ પોતાની વ્યવસ્થા ઘડી લે છે. એના અતિક્રમમાં બુદ્ધિનો ઉપયોગ કરવામાં આવે છે.

મનુષ્ય માત્રમાં ધર્મભાવના હોવી જ જોઇએ. ધર્મભાવના એ જ ધર્મનીતિ. એટલે ખરી રીતે તો ધર્મ પોતે જ નીતિરૂપ છે; તો તેને માટે બીજી નીતિની અપેક્ષા ન હોવી જોઇએ. પણ અહીં ધર્મનીતિની વ્યાખ્યા અમો એ કરવા માંગીએ છીએ કે જેને આપણે માત્ર નીતિ કહીએ છીએ તે નીતિ ધર્મપૂર્વક હોવી જોઇએ. એવી જ રીતે રાજ્યનીતિ પણ ધર્મપૂર્વક હોવી જોઇએ. સામાન્ય રીતે જેમાં ધર્મનું ઉલ્લંઘન ન હોય તેને આપણે ધર્મનીતિ કહીએ છીએ. એ અપૂર્વ નીતિઓની પ્રતિભા હજુ પણ લોકો પર પડેલી જોઇએ છીએ. હાલના લખાણો તે પૂર્વ વિચારોના તણખા છે.

જેમ જેમ વિચારોનું ચિંતવન તેમ તેમ ક્ષયોપશમનો વિકાસ થાય છે, માટે આત્માની શક્તિને ખીલવવી તેનું નામ જ કેળવણી છે. એ કેળવણીનો પ્રવાહ માણસની રુચિ તરફ વહે છે. ઘણી વખત રુચિભેદે કેળવણીભેદ પણ જોવામાં આવે છે.

એ જ બાહ્યરુચિને દૂર કરી આંતર આત્મરુચિ પેદા કરવી તેને અધ્યાત્મવાદ કહેવામાં આવે છે. અધ્યાત્મવાદ તરફ રુચિ વાળવા પહેલાં

આવા જ્ઞાનીને પણ આત્મા સાથે શરીર સંબંધ હોવાથી કેટલાંક પૂર્વકૃત શુભાશુભ કર્મ ભોગવવાં પડે છે. એટલે અંશે શરીર-વ્યવહાર પણ હોય છે. બંધાયલાં શુભાશુભ કર્મની સમાપ્તિ થતાં શરીર સંબંધ આત્માને અનિષ્ટ પ્રતિભાસે છે એટલે આત્મા શરીરથી છૂટા થવાની ક્રિયા કરે છે. એને સૂક્ષ્મક્રિયા નામની ત્રીજી દશા કહેવામાં આવે છે. શરીરથી, શરીર ક્રિયાથી આત્મા આ દશાદ્વારા વિમુક્ત થાય છે. છતાં શરીરના શુચિરભાગમાં આત્મઘન રહેલો હોય છે. એ શરીરમાંથી પણ જે દિશાદ્વારા આયુષ્ય પૂર્ણ થયે આત્મા શરીરથી જુદો થાય છે, એ જુદો થવાની દશાને વ્યુચ્છિન્નક્રિય નામ આપવામાં આવેલ છે. આત્મા અશરીરી, અજર, અમર બને છે એને મોક્ષ કહેવામાં આવે છે.

અમારું વક્તવ્ય અહીં પણ એ જ છે કે આ સ્થિતિ સુધી પહોંચાડનાર આંતર કેળવણી છે.

શિક્ષણ એ, વસ્તુદર્શનથી મળે છે, અને વસ્તુ વિચારથી પણ મળે છે. બાહ્યદર્શન કે શ્રવણ અંતરમાં પરિણમે છે અને પછી તે જ પરિણામ જ્યારે ક્રિયાત્મક બને છે, ત્યારે શરીરના અવયવોમાં પરિણમી શરીરદ્વારા એ પરિણામ કેળવણી રૂપે બહાર આવે છે. કેટલીક વાર શરીર અને શરીરના અવયવો તેમજ ઇંદ્રિયો પોતપોતાની ક્રિયામાં એવા ટેવાઇ જાય છે કે એ પછી ક્રિયા કરનારને વિચારની આવશ્યકતા વિશેષ રહેતી નથી. ક્રિયા રૂઢ થઈ જાય છે તે પણ શારીરિક કેળવણી છે.

કેળવણીના ત્રણ વિભાગ પાડીએ તો પાડી શકાય તેમ છે. એક તો શારીરિક કેળવણી, બીજી માનસિક કેળવણી, ત્રીજી આત્મિક કેળવણી.

કળાત્મક તેમજ શરીરબળવર્ધક કેળવણી એ શારીરિક કેળવણી છે. વિચારશક્તિ એ માનસિક કેળવણી છે. એમાં સ્મૃતિજ્ઞાન, તર્કજ્ઞાન, વ્યાપ્તિજ્ઞાન એ બધા માનસિક કેળવણીના પ્રકાર છે. આત્મ કેળવણી-આત્મશક્તિનો ઉદય અધ્યાત્મવાદ અનાદિકાળનો જે કર્મ સાથે અને શરીર સાથેનો સંબંધ તે મિથ્યા છે, આત્મા તેથી દૂર થઇ શકે છે, એ જાતનું જ્ઞાન, ઉપયોગ, અનુભવ એ આત્મશક્તિની કેળવણી છે.

ચોપડી કે શાસ્ત્ર જ્ઞાનનાં બંધન એ કેળવણીનાં આવરણ છે. દર્શનો, સંપ્રદાયો, પણ કેળવણીના રોધક છે. સ્વતંત્ર વિચારવિકાસ એજ ખરી કેળવણી છે. યમ નિયમ આત્મબંધનોથી મુક્ત થવા નિવૃત્તિ પ્રાપ્ત થવા માટે છે, પણ એજ ફરજિયાત તરીકે સ્વીકારવામાં આવે તો એ પણ બંધન છે, અને કેળવણીના ઘાતક છે. યમનિયમમાં પણ એક જાતનો આગ્રહ-મોહ ઉત્પન્ન થાય છે. એ સંબંધી વિશેષતા જેનામાં વધારે હોય તેને અહંકાર ઉત્પન્ન થાય છે. માટે કેટલીક વાર એવા યમનિયમો પણ-કેળવણીના વિઘાતક નીવડે છે.

કેળવણી એ શબ્દની વ્યાખ્યા અમોએ વાંચનારાઓ આગળ વિસ્તારથી રજુ કરી છે. માટે દરેકે કેળવણીને વ્યાપક બનાવવી એ સહુ સહુના અધિકારનો વિષય છે. કેળવણીનો વિષય તો અગાધ છે. અમે તો માત્ર આ અહીં અમારા વિચારો રજુ કર્યા છે.

આવા જ્ઞાનીને પણ આત્મા સાથે શરીર સંબંધ હોવાથી કેટલાંક પૂર્વકૃત શુભાશુભ કર્મ ભોગવવાં પડે છે. એટલે અંશે શરીર-વ્યવહાર પણ હોય છે. બંધાયલાં શુભાશુભ કર્મની સમાપ્તિ થતાં શરીર સંબંધ આત્માને અનિષ્ટ પ્રતિભાસે છે એટલે આત્મા શરીરથી છૂટા થવાની ક્રિયા કરે છે. એને સૂક્ષ્મક્રિયા નામની ત્રીજી દશા કહેવામાં આવે છે. શરીરથી, શરીર ક્રિયાથી આત્મા આ દશાદ્વારા વિમુક્ત થાય છે. છતાં શરીરના શુભિરભાગમાં આત્મધન રહેલો હોય છે. એ શરીરમાંથી પણ જે દિશાદ્વારા આયુષ્ય પૂર્ણ થયે આત્મા શરીરથી જુદો થાય છે, એ જુદો થવાની દશાને વ્યુચ્છિન્નક્રિય નામ આપવામાં આવેલ છે. આત્મા અશરીરી, અજર, અમર બને છે એને મોક્ષ કહેવામાં આવે છે.

અમારૂં વકતવ્ય અહીં પણ એ જ છે કે આ સ્થિતિ સુધી પહોંચાડનાર આંતર કેળવણી છે.

શિક્ષણ એ, વસ્તુદર્શનથી મળે છે, અને વસ્તુ વિચારથી પણ મળે છે. બાહ્યદર્શન કે શ્રવણ અંતરમાં પરિણમે છે અને પછી તેજ પરિણામ જ્યારે ક્રિયાત્મક બને છે, ત્યારે શરીરના અવયવોમાં પરિણમી શરીરદ્વારા એ પરિણામ કેળવણી રૂપે બહાર આવે છે. કેટલીક વાર શરીર અને શરીરના અવયવો તેમજ ઇંદ્રિયો પોતપોતાની ક્રિયામા એવા ટેવાઇ જાય છે કે એ પછી ક્રિયા કરનારને વિચારની આવશ્યકતા વિશેષ રહેતી નથી. ક્રિયા રૂઢ થઈ જાય છે તે પણ શારીરિક કેળવણી છે.

કેળવણીના ત્રણ વિભાગ પાડીએ તો પાડી શકાય તેમ છે. એક તો શારીરિક કેળવણી, બીજી માનસિક કેળવણી, ત્રીજી આત્મિક કેળવણી.

કળાત્મક તેમજ શરીરબળવર્ધક કેળવણી એ શારીરિક કેળવણી છે. વિચારશક્તિ એ માનસિક કેળવણી છે. એમાં સ્મૃતિજ્ઞાન, તર્કજ્ઞાન, વ્યાપ્તિજ્ઞાન એ બધા માનસિક કેળવણીના પ્રકાર છે. આત્મ કેળવણી-આત્મશક્તિનો ઉદય અધ્યાત્મવાદ અનાદિકાળનો જે કર્મ સાથે અને શરીર સાથેનો સંબંધ તે મિથ્યા છે, આત્મા તેથી દૂર થઇ શકે છે, એ જાતનું જ્ઞાન, ઉપયોગ, અનુભવ એ આત્મશક્તિની કેળવણી છે.

ચોપડી કે શાસ્ત્ર જ્ઞાનનાં બંધન એ કેળવણીનાં આવરણ છે. દર્શનો, સંપ્રદાયો, પણ કેળવણીના રોધક છે. સ્વતંત્ર વિચારવિકાસ એજ ખરી કેળવણી છે. યમ નિયમ આદિબંધનોથી મુક્ત થવા નિવૃત્તિ પ્રાપ્ત થવા માટે છે, પણ એજ ફરજિયાત તરીકે સ્વીકારવામાં આવે તો એ પણ બંધન છે, અને કેળવણીના ઘાતક છે. યમનિયમમાં પણ એક જાતનો આગ્રહ–મોહ ઉત્પન્ન થાય છે. એ સંબંધી વિશેષતા જેનામાં વધારે હોય તેને અહંકાર ઉત્પન્ન થાય છે. માટે કેટલીક વાર એવા યમનિયમો પણ કેળવણીના વિઘાતક નીવડે છે.

કેળવણી એ શબ્દની વ્યાખ્યા અમોએ વાંચનારાઓ આગળ વિસ્તારથી રજુ કરી છે. માટે દરેકે કેળવણીને વ્યાપક બનાવવી એ સહુ સહુના અધિકારનો વિષય છે. કેળવણીનો વિષય તો અગાધ છે. અમે તો માત્ર આ અહીં અમારા વિચારો રજૂ કર્યા છે.

## દીક્ષા લેનારે માતા પિતાદિકની રજા લેવાની જરૂર

ભગવતી દીક્ષા લેનારે પોતાનાં માતા પિતાની અથવા વડીલોની રજા લઇ દીક્ષા લેવી જોઇએ. કેમકે ગુરુજનાપ્રનુજ્ઞા ગોરેરાઓની આજ્ઞા લેવી એ 'હરિભદ્રસૂરિ મહારાજનું' કથન છે.

હાલમાં માતાપિતાની કે વડીલોની રજા સિવાય દીક્ષા લેવામાં તથા દેવામાં આવે છે. બચાવમાં તેઓ એમ કહે છે કે માતાપિતા વગેરે સંસારના મોહને લઇને આજ્ઞા ન આપે તેથી સંસાર વિરક્ત પુરુષે સંસારમાં પડી રહેવું ? અમે એવાને સંસારમાં પડી રહેવાનું કહેતા નથી, પણ દીક્ષા લેનારે ગમે તેમ માતાપિતાદિકને સમજાવી અનુજ્ઞા લેવી જોઇએ. શાસ્ત્રોમાં પણ જેઓ મહાન્ સુકુમાળ હતા,

કુળદીપક હતા અને કરોડોની મિલકતના જે વારસ હતા, સોનાનો થાળ અને સોનાના વાટકાઓમાં વિવિધ પ્રકારની રસવતીનો જે ઉપભોગ કરનાર હતા, તેવાઓને જ્યારે વૈરાગ્ય થયો છે, ત્યારે તેઓએ મહા-મહેનતે પણ પોતાનાં માતાપિતાને સમજાવી અનુજ્ઞા લઈ દીક્ષા લીધી છે. એને માટે મેઘકુમાર, ધન્નાશાળીભદ્ર, ગજસુકુમાળ, એવંતીસુકુમાળ વગેરેના અનેક દાખલાઓ મોજૂદ છે. ખરી વિરક્તિ જેનાં હૃદયમાં થઈ હોય તેની અસર માતાપિતાને થયા વિના રહેતી નથી.

શ્રી વીરપરમાત્માએ પણ માતાપિતા જીવતાં દીક્ષા ન લેવી એવો અભિગ્રહ જે લીધો તે માતાપિતાની ભક્તિસૂચક છે. માતા પિતાનાં મરણ પછી પણ મોટા ભાઈ નંદીવર્ધનની આજ્ઞા વીરપરમાત્માએ લીધી છે. નંદીવર્ધને જ્યારે કહ્યું કે ભાઇ માતાપિતાનો વિયોગ તાજો છે. તે દુઃખમાં વધારો કરવા તું તૈયાર થયો છે, તો તે દુઃખ મારાથી સહન થઈ શકશે નહિ. માટે હાલ એ વિચાર બંધ રાખો તો ઠીક. આ ઉપરથી વીરપરમાત્મા બીજાં બે વર્ષ ગૃહસ્થાશ્રમમાં રહ્યા. આ શું સૂચવે છે? વડીલોની અનુમતિ લઇને જ દીક્ષા લેવી જોઇએ. જે દીક્ષા પોતાને અને પ્રાણી માત્રની હિતને કરનારી છે, તેજ દીક્ષા લેતાં માતાપિતા વગેરેને દગો દઇ રડતાં કકળતાં મૂકી તેઓને મહા ઉદ્વેગમાં નાંખી દીક્ષા લેવી એ કોઈ રીતે ઉચિત ન ગણાય.

દીક્ષા લેનારે જે ગુરુપાસે દીક્ષા અંગીકાર કરવી હોય તે ગુરુને પોતાની દરેક નાની મોટી છાનામાં છાની વાતો હોય તેનાથી વાકેફ-ગાર કરવા. કેમકે જો ગુરુને પોતાનું જીવન સમર્પણ કરવું છે. ગુરુના બતાવેલ માર્ગે ચાલવું છે, ગુરુની આજ્ઞા શિરોધાર્ય કરવી છે તો પછી

તેવા ગુરુથી કોઇપણ વાત છાની રાખવી ન જોઇએ. કેટલીક વાતો એવી પણ હોય છે કે દીક્ષા લેનાર દીક્ષા લેતી વખતે તેવી કેટલીક વાતો છાની રાખે છે. દીક્ષા લીધા પછી તે વાત પ્રગટ થાય છે, અને ઘણી વાર ગુરુને અને સંઘને મોટી ઉપાધિમાં પડવું પડે છે. તેથી ગુરુએ પણ દીક્ષા લેનારની પૂરી હકીકત જાણ્યા વિના દીક્ષા આપવી નહિ.

શિષ્ય શા માટે કરવો જોઇએ ? આ પ્રશ્નના ઉત્તરમાં ખરી વાત તો એ છે કે શિષ્ય તરફ અનુગ્રહબુદ્ધિ દીક્ષા આપનારની હોવી જોઇએ અને તે બુદ્ધિએજ શિષ્યનો સ્વીકાર કરવો જોઇએ. જેટલી ફિકર માતાપિતાની પુત્ર માટે હોય છે, પુત્રના ભાવી ઉદય માટે માતા પિતા જેમ કાળજી રાખી પોતાના પુત્રનું ઉચ્ચ જીવન ઘડે છે, તેવીજ રીતે ગુરુએ પણ શિષ્યને માટે કાળજી રાખવી જોઇએ. એનું કલ્યાણ કેમ થાય, તેમાં આત્મિક ગુણ કેમ ખીલે એ કાળજી ગુરુએ શિષ્ય માટે સદા રાખવી જોઇએ. પણ મારો પરિવાર વધે, ઘણા સાધુઓનો હું ગુરુ કહેવાઉં, તેથી લોકોમાં મારી પ્રતિષ્ઠા થાય, હું મોટો ગણાઉં-મારી આચાર્ય પદવી કે પન્યાસ પદવી ઘણા ચેલા હોય તો શોભે, મારો મોટો સંઘાડો કહેવાય, આવી ઐહિક પોતાની સ્વાર્થમય ભાવના પોષવા માટે જે શિષ્યો કરવામાં આવે છે તેમજ ચેલો હશે તો આહાર પણ લઇ આવશે, લૂંગડાં ધોઇ આપશે, પગચંપી કરશે ઇત્યાદિ મલિન ભાવનાઓથી પણ જો ચેલાઓ કરવામાં આવે તો તે ગુરુ શિષ્યનું કલ્યાણ કરી શકે નહિ.

લોકો ગાય, ભેંસ, ઘોડા વગેરે કોઇ પણ જાનવર પોતાને ઘેર રાખે છે તે પણ જાનવરનાં લક્ષણ ગુણ જોઇને રાખે છે. એમાં જો

ખરાબ ઘરાબૂરાણું જનવર આવી ગયું હોય તો તે ઘરધણીને નુકેશાન કર્તા થાય છે. ઘેર પુત્રનો જન્મ થાય કે તરત જ જોષી પાસે દોડી જઈ જન્માક્ષર કરાવી, એ પુત્રનાં ભાવિ માટે અનેક પ્રશ્નપરંપરા પૂછે છે. તેમ ગુરુએ દીક્ષા લેનાર માટે નિમિત્તશાસ્ત્રથી તેનાં અંગાદિકની તેમ જ હાથપગની રેખાની પરીક્ષા કરવી જોઈએ. શકુન સંબંધી પણ વિચાર કરવો જોઇએ. વળી દીક્ષા સારામાં સારાં મુહૂર્ત તિથિવાર નક્ષત્ર યોગ વગેરે જોઇ આપવી જોઈએ. હાલમાં દીક્ષા લેનાર આવ્યો એટલે રાત હોય કે દિવસ હોય, મુહૂર્ત હોય કે ન હોય પણ જેમ વેપારીની દુકાને આવેલો ગ્રાહક રખેને ભાગી જાય તેમ દીક્ષા દેનારને ભય હોવાથી મૂંડી નાંખે છે અને પછી બચાવમાં ઉદસૂત્રની વાતો કરે છે. આ રીતે દીક્ષા લેનાર અને દીક્ષા દેનાર બન્નેને પસ્તાવાનો વખત આવે છે.

ખરી વાત તો એ છે કે દીક્ષા લેનારને દીક્ષા શી વસ્તુ છે, દીક્ષા કેવી રીતે પાળવી પડશે, દીક્ષામાં કેવાં કેવાં કષ્ટો રહેલાં છે એ વગેરે તમામ સમજાવવું જોઇએ. અને આ બધું પાળવાની તાકાત દીક્ષા લેનારામાં છે કે કેમ તેની પરીક્ષા કર્યા પછી જ દીક્ષા આપવી જોઇએ. पढमं नाणं तओ दया પ્રથમ જ્ઞાન હોય તો તે પછી જ યથાર્થ દયા પાળી શકાય છે. ज्ञानक्रियाभ्यां मोक्षः પહેલું જ્ઞાન અને પછી ક્રિયા એટલે જ્ઞાનપૂર્વક ક્રિયા કરવાનું જેને ભાન હોય તેને દીક્ષા આપવી જોઇએ. આનો સાર એ નીકળે છે કે દીક્ષા લેનારને ગુરુએ વર્ષ બેવર્ષ પોતાના સહવાસમાં રાખી દરેક આચારવિચારથી પરિચિત કરી તેમાં દૃઢ બનાવી તેનું જ્ઞાન આપી પછી જ દીક્ષા આપવી જોઇએ. તેમાં પણ એક વાત પર મુખ્ય ભાર મૂકવામાં આવે છે કે

દીક્ષાનાં કષ્ટો દીક્ષા લેનાર પાસે કહણમાં કહેણ રજુ કરવાં જોઈએ. ખરો વૈરાગ્ય જેને હશે તે નહિ ડગે, પણ વૈરાગ્ય વિના અમુક કારણથી દીક્ષા લેવા તૈયાર થએલો દીક્ષાનાં કષ્ટોની વાતો સાંભળી તેનો વૈરાગ્ય અદ્રશ્ય થતાં વાર નહિ લાગે.

દીક્ષા આપતી વખતે ક્ષેત્રાદિકની શુદ્ધિ પણ જોવી. શેરડીનું ક્ષેત્ર હોય, ડાંગરનું ક્ષેત્ર હોય, કમલ જેમાં ઉગ્યાં હોય એવું સરોવર હોય અગર બગીચો હોય, ગંભીર શબ્દ કરતું વહેતું જળાશય હોય આવાં સ્થળોની સમીપમાં પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ શિષ્યને રાખી દીક્ષા આપવી જોઈએ. હાલમાં વડનાં ઝાડ નીચે, આંબાના કે આશોપાલવના ઝાડ નીચે દીક્ષા અપાય છે તે સ્થળ પણ પ્રશંસનીય ગણાય છે. જેવી રીતે આ ક્ષેત્રશુદ્ધિ સાચવવી જોઈએ તેવી જ રીતે કાળશુદ્ધિ શુભ મુહૂર્તે શુભ લગ્ને દીક્ષા આપવી જોઈએ. ઉત્તરાષાઢા ઉત્તરા ભાદ્રપદ, ઉત્તરા ફાલ્ગુની અને રોહિણી એ ચાર નક્ષત્ર દીક્ષામાં લેવાં એ ઉત્તમ છે. એવી જ રીતે દ્રવ્યશુદ્ધિ અને ભાવશુદ્ધિ પણ જોવી જોઈએ.

દીક્ષા લેનારે દીક્ષા લીધા પછી સર્વ સંગનો અને સર્વ આસક્તિનો ત્યાગ કરવો જોઈએ. કોઈ ઉપર પણ મમત્વભાવ દીક્ષા લેનારે રાખવો નહિ. હાલમાં દીક્ષા લીધા પછી પણ કેટલાક પોતાના સગા-સંબંધીઓ સાથે પરિચય રાખે છે, તેમને કાગળપત્રો લખે છે અને કેટલાક તો શ્રાવકો પાસેથી પોતાના સગાઓને પૈસાઓ મોકલવાની ખટપટ પણ કરે છે, આવા દીક્ષિતો ખરા વૈરાગ્યથી દીક્ષા લેનાર ગણાય નહિ.

દીક્ષા લીધા પછી જે જે મુનિઓને નિત્ય નિયમ તરીકે કરવાની ક્રિયાઓ છે, તે તે ક્રિયાઓ રુચિપૂર્વક પ્રમાદ મૂકીને નિરંતર કરવી

જોઇએ. દ્રવ્યક્રિયા એ ભાવક્રિયાનું કારણ છે. માણસ સારી ક્રિયા કરવા બેસે તો તેના ભાવ પણ સારા થાય છે. જેમ એક માણસ બીજા દીન દુ:ખીને દેખી દાન આપે ત્યારે તેના મનમાં બીજાનું ભલું કરવાની ઉદાર વૃત્તિ ખીલે છે. એટલે બાહ્ય શુદ્ધિ કેટલેક અંશે અંતરંગ શુદ્ધિને સહાયક થઇ પડે છે. પણ તે બાહ્ય ક્રિયા પૂર્ણ રૂચિ પૂર્વક એકાગ્ર મનથી કરાતી હોય. તો બાકી મન ક્યાંય ભમતું હોય અને બાહ્ય ક્રિયા કરવી વેઠ રૂપ જેને લાગતી હોય તેવાનાં અંતઃકરણની શુદ્ધિ બાહ્ય ક્રિયાથી થઇ શકે નહિ. કેમકે એવો એક સામાન્ય નિયમ છે કે પોતાની પ્રવૃત્તિનું શું ફળ મળશે એ જ્યાં સુધી જાણતો નથી ત્યાં સુધી તે માણસ એ પ્રવૃત્તિ કરવાને ઉદ્યમ કરતો નથી. એટલે જ્ઞાનીઓએ સ્વર્ગાદિકના સુખોનાં વર્ણનને ગૌણ રાખી મોક્ષસુખનું જ વર્ણન વિશેષે કરીને કરવું જોઇએ. તેવાં સુખોનું વર્ણન સાંભળી આત્માર્થી જીવ નિરાશી ભાવે મોક્ષ સાધક બને છે કહ્યું છે કે—

> एवं यः शुद्धयोगेन परित्यज्य गृहाश्रमं,
> संयमे रमते नित्यं स यतिः परिकीर्तितः

જેણે શુદ્ધ મન, વચન, કાયાના યોગથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો છે, અને જે સદા સંયમમાં રમણ કરે છે તે ખરો યતિ કહેવાય છે. હાલમાં યતિશબ્દ સાધુધર્મથી પતિત થએલા યતિઓમાં વપરાતો હોવાથી સાધુઓમાં તે શબ્દ વપરાતો ઓછો થઇ ગયો છે અને મુનિ-શબ્દ પ્રધાન થઈ ગયો છે. ખરી રીતે તો **यततेऽसौ यतिः** જે ધર્મ-શ્રવણ કરી બેસી ન રહે પણ તે મુજબ વર્તવાનું પ્રયત્ન કરે તેનું

નામજ યતિ છે. અને એવાઓને માટે ज्ञानस्य फ : विरति: એ શબ્દ લાગુ પડે છે.

ઉપર જણાવ્યા મુજબ દીક્ષા લેનારમાં ઉત્તમ ભાવના હોવી જોઇએ. અને ગુરુએ પણ તેની પરીક્ષા કરવી જોઇએ. એવી દીક્ષા લેનાર માણસ માતા પિતા કે વડીલોની રજા વિના કદી દીક્ષા લેજ નહિ. પોતાની શક્તિથી અને પોતાની ત્યાગમયી વાણીથી માતા પિતાને સમજાવી દીક્ષા લે. ગુરુએ પણ જેને માતા પિતા વગેરે તરફથી રજા મળી હોય તેને જ દીક્ષા આપવી ઉચિત છે. કેમકે આજ્ઞા વિના દીક્ષા આપવાથી ગુરુને અનેક સંકટો ભોગવવાં પડે છે. વળી અન્યદર્શની-ઓમાં જૈનધર્મની નિંદા થાય એ જુદી. માટે અમો દરેક મુનિ મહારા-જોને વિનંતિ કરીએ છીએ કે હાલમાં દીક્ષા લેનારને ભગાડી, નસાડી, સંતાડી, માબાપ સ્ત્રી પુત્રાદિકને કકળતાં કરી જે દીક્ષા આપો છો અને તેના પરિણામે તમોને કોર્ટે ચડવાનો વખત આવે છે, જૈનોના હજારો રૂપિયા વકીલ બારીષ્ટરોમાં વ્યય થાય છે તે કોઇ રીતે ઉચિત નથી. માટે માતા, પિતા, સ્ત્રી આદિકની અનુજ્ઞા પછીજ દીક્ષા આપવી જોઇએ. અને જે શિષ્યમોહ આપણામાં વધી ગયો છે તે કૃપા કરી આપ ઓછો કરો એમ અમો ઇચ્છીએ છીએ.

## ભોજનવિધિ

મનુષ્ય માત્રને ક્ષુધાને તૃપ્ત કરવા દિવસમાં એકથી બે વાર ભોજન કરવું જોઇએ છે. ભોજન વિના મહાત્મા ત્યાગીઓને પણ ચાલતું નથી. તે વિના શરીર ટકી શકે નહિ. આરોગ્યનો આધાર અને મનની વિશુદ્ધિનો આધાર ભોજન ઉપર છે. ભોજન એ એવી ક્રિયા છે કે જેના ઉપર આખી જિંદગીનો આધાર છે.

ભોજન તો દરેક મનુષ્ય કરે છે, પણ તે સંબંધમાં જે સાવચેતી તેમ જ સંભાળ રાખવી જોઇએ તે રાખવામાં આવતી નથી. રંધેલું અન્ન ભારતવર્ષમાં પૂર્વકાળમાં બિલકુલ વેચાતું ન હતું, રંધેલું અન્ન વેચવામાં અપ્રતિષ્ઠા અને પાપ લોકો માનતા હતા. હાલમાં કેટલોક સમય થયાં પાશ્ચાત્યદેશીય વાતાવરણને લઇને હોટલો દ્વારા રંધેલું અન્ન વેચાય છે. હોટલો અને વીશી એ બન્ને એક જ જાત છે. હોટલોમાં કે વીશીમાં ભોજન કરનારાઓ પોતાની અનુકૂળતા બિલકુલ સાચવી શકતા નથી. એવાં સ્થળોમાં અનાજ વગેરે વસ્તુઓ જવલ્લેજ સ્વચ્છ અને ઉંચી વપરાય છે. તેથી રોગોનો વધારો થાય છે. ઘણાઓને ઝાડાઓનો વ્યાધિ વધારે પ્રમાણમાં લાગુ પડે છે. મહિનાના મહિનો

સુધી ડૉક્ટરની દવા અને ભારા ઉપર રહેવું પડે છે. આ બધા પ્રતાપ હોટલોના છે. માટે અમોએ ભોજન કેવી રીતે કરવું જોઈએ એ વિષય હાથ ધર્યો છે.

ઘરમાં પણ રાંધવાની ક્રિયામાં ઘણોજ ફેરફાર થએલો જોવામાં આવે છે. પૂર્વે માટીનાં ઠામમાં રાંધવામાં આવતું હતું. રોટલી રોટલા તાવડી ઉપર કરવામાં આવતા હતા. મીઠું, તલનું તાજું તેલ જે શિયાળામાં પિલાણું હોય તે તેલ જેનો જથ્થાબંધ પોતાના વરા જેટલુ આખાં વર્ષનું લઈ રાખતા હતા. કેમકે ફાગણ મહિના પછી તલમાં જીવોની ઉત્પતી થઇ જાય છે. તેથી જીવાતવાળા તલનું પીલાયલું તેલ ખાવું એ નુકશાન કર્તા છે. પૂર્વે શાકભાજી પણ જે જે ઋતુમાં જેની ઉત્પતી થતી તે તાજનો ઉપયોગ કરવામાં આવતો હતો. લોટ પણ હાથની ચક્કીથી પીસેલો વાપરવાનો રિવાજ હતો. ચોખા હાથના ખાંડેલા વાપરવામાં આવતા હતા. ઘી પણ ઘરની ગાયો ભેંસોનું વપરાતું હતું. મસાલા તાજેતાજા વાટીને શાક દાળમાં નાખવામાં આવતા હતા. છાણાં અને સુકાં લાકડાંથી રસોઇ કરવામાં આવતી હતી.

હાલમાં તેથી ઉલટું જોવામાં આવે છે. ત્રાંબાપીત્તળનાં એલ્યુમિનિયમનાં ઠામનો ઉપયોગ રસોઇમાં કરવામાં આવે છે. તાવડીને ઠેકાણે લોઢી વપરાય છે. મીઠા તલનાં તેલને બદલે માંડવીનાં તેલનો ઉપયોગ દરેક ખોરાકમાં થઇ રહ્યો છે. શાકભાજી પણ વાશી વાપરવામાં આવે છે. વળી જે શાકભાજી અમુક અમુક ઋતુઓમાં થતી હતી, તે ઋતુ વિના પણ ઉત્પન્ન કરવાની પદ્ધતિ શરૂ થઇ ગઇ છે. લોટ તથા ચોખા યંત્રોદ્વારા તૈયાર કરવામાં આવે છે. એટલે એથી એનું

મૂળ સત્વ નાશ પામે છે. આવા અનેક ફેરફારો પણ રોગને વધારનારા થયા છે. ઘી દૂધ જે વેચાતાં લેવાય છે તેમાં પણ ચોખ્ખાઈ જળવાતી નથી. એક માખણ કે જેને તે દિવસે તાવી ઘી કરવામાં આવે અને એક માખણ ચાર પાંચ દિવસ રાખી પછી તાવવામાં આવે તો તે ઘીમાં ઘણો ફેરફાર થઇ જાય છે. આપણે ઘરે ગાય ભેંસ હોય તો તેને સ્વચ્છ કપાસિયા ખોળ વગેરે આપવામાં આવે તેનું દૂધ એ નીરોગી દૂધ સ્વાદમાં મીષ્ટ હોય, પણ દૂધ વેચવાનો ધંધો કરનારા ભૂંસો અને બીજી એવી કેટલીક ચીજો ખવરાવે છે કે તેથી ઉત્પન્ન થએલ દૂધના પરમાણું વિકૃત બની રોગને કરનારા થઇ પડે છે. બજાર દહીં લોકો વેચાતાં લઇને ખાય છે. એ પણ નુકશાન કર્તા છે. પૂર્વકાળમાં જૈનો અને જૈનેતરોમાં હજારો ગાયો રાખવામાં આવતી હતી. એક આણંદજી શ્રાવકને ત્યાં પચીશસો વર્ષ પહેલાં ચાલીશ હજાર ગાયો હતી. સ્થાનકવાસીઓના પરિચય અને ઉપદેશથી મૂર્તિપૂજકોમાં પણ એક ચેપી રોગ લાગુ પડ્યો કે જેથી ધર્મના ઉપદેશકો ધર્મગુરુઓએ ઢોર ગાય ભેંસો રાખવામાં પાપ છે એવા ખોટા ઉપદેશો આપી લોકોનાં ઘરમાંથી દૂધનાં ઝાડ, દૂધની વહેતી નીકો બંધ કરી. આ પુણ્ય નથી કર્યું પણ ઉપદેશકોએ મોટામાં મોટું પાપ કર્યું છે. અનેકની જિંદગીને જોખમમાં નાંખી છે, અનેકની જીંદગીનો નાશ કર્યો છે. ખોરાક વસ્તુ એવી છે કે જેના પરમાણુએ પરમાણુનો રસ, લોહી, માંસ, હાડ, ચરબી વગેરેમાં દાખલ થાય છે. આખા શરીરને નીરોગી કે રોગી બનાવવું એનો આધાર ખોરાક ઉપર છે.

એક વાત એ પણ છે કે પ્રકૃતિભેદે ખોરાકભેદ પણ હોવો જોઇએ. કોઇની પ્રકૃતિ, કફ પ્રધાન હોય છે, કોઇની વાયુ અને કોઇની પિત્ત પ્રધાન

હોય છે. માટે જે જે દોષવાળી જેની પ્રકૃતિ હોય તે તે દોષની વૃદ્ધિ થાય એવો ખોરાક ન લેવો જોઇએ, પણ તે દોષનું સમન થાય તેવો ખોરાક લેવો જોઈએ. સાથે સાથે એ પણ વિચારવાનું છે કે જન્મથી જેનો જે ખોરાક હોય તેમાં ફેરફાર કરવો ન જોઇએ. જન્મથી ખાધેલું વિષ પણ પથ્ય થાય છે. વળી દેશકાળ, વય અને બળને અનુકૂળ ખોરાક લેવો જોઇએ. એક જ ખોરાક એક દેશમાં અનુકૂળ હોય છે જ્યારે બીજા દેશમાં તે જ ખોરાક પ્રતિકૂળ હોય છે. એક કાળમાં જે જે ખોરાક અનુકૂળ હોય તે જ ખોરાક બીજા કાળમાં પ્રતિકૂળ હોય છે. શિયાળામાં કે ચોમાસામાં ખાધેલો શીખંડ જેમ શરીરને નુકશાન કરે છે તેમ તે જ શીખંડ ઉનાળામાં ફાયદો કરે છે. બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા એ ત્રણે અવસ્થામાં એક સરખો ખોરાક લેવામાં આવે તો તે ફાયદાને બદલે નુકશાન કરે છે. તેમાં વૃદ્ધાવસ્થામાં તો ખૂબ ધ્યાન રાખવું જોઇએ. ખાવાની લાલચ એ જ માણસને નુકશાન કરે છે, માટે દરેકે પોતાના શરીરની ખાતર પણ સંયમી બનવાની જરૂર છે.

મજબૂત બાંધાનો માણસ ચાર લાડુ ખાય, તેની દેખાદેખી નબળા બાંધાનો માણસ જો કરવા જાય, તો તેનું પરિણામ ભયંકર આવે. બીજી જરૂરી બાબત એ પણ એક લક્ષમાં રાખવાની છે કે, ખૂબ ભૂખ લાગ્યા પછી જ માણસે જમવું. ભૂખ લાગ્યા પછી જમવાથી અપથ્ય વસ્તુ પણ પથ્ય થઈ જાય છે અને ભૂખ વિના જમવાથી પથ્ય વસ્તુ પણ અપથ્ય થાય છે. હાલમાં લગભગ સેંકડે પોણોસો ટકા શ્રીમંતો અને શહેરી માણસો ખરી ભૂખ લાગ્યા વિના જ ખાય છે, તેનો પુરાવો એ જ કે ચટણી, રાયતાં, પાપડ એ ત્રણ જાતનાં શાક આ બધાં સાધનોદ્વારા ખોરાક લેવામાં આવે છે. કેમકે રુચિ વિના

ખાવામાં આવા પદાર્થો ન હોય તો ખાવું ભાવે નહિ. પણ જેને કડકડીને ભૂખ લાગી હોય તે કોઈપણ સ્વાદની અપેક્ષા રાખ્યા વિના લૂખો રોટલો પણ સ્વાદથી ખાઈ જાય છે.

क्षुत्संभवति पक्वेषु रसदोषमलेषु च ।
काले वा यदि वाकाले सोन्नकाल उदाहृतः ॥
भोजनेच्छाविघातात्स्यादंगमर्दो ऽरुचिभ्रमः ।
तंद्रालोचनदौर्बल्यं धातुदाहो बलक्षयः ॥

રસદોષ અને મળ પાકી જાય ત્યારે ભૂખ લાગે છે. ખાવાનો સમય થયો હોય કે ન થયો હોય તો પણ તે વખતે જમી લેવું. જો તે સમયે ન જમે અને ભૂખને મારવામાં આવે તો શરીર તૂટે અને અન્ન ઉપર અરુચિ થાય, આંખ નબળી પડે, ધાતુ તથા બળનો નાશ થાય. જેમ ભૂખ લાગે ત્યારે જમી લેવું તેમ એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવી કે જમતાં સ્વાદ આવવાથી વધારે પડતું ખાવું નહિ. કેટલાક માણસો સ્વાદિષ્ટ ભોજન મળ્યાં હોય ત્યારે ઠાંસી ઠાંસીને ખાય છે, એવા બનાવો બનતા ખૂબ જોઈએ છીએ, પણ એનું પરિણામ એ આવે છે કે એમાંથી અજીર્ણ થાય છે, ઝાડા થઈ જાય છે અને કેટલીક વાર ગયરકા આવે છે, ઉલટી થાય છે; તેનાથી શરીરમાં બીજા અનેક રોગો ઉત્પન્ન થાય છે, ધીમે ધીમે જઠરાગ્નિ મંદ પડી જાય છે.

अजीर्णप्रभवा रोगास्तत्राजीर्णं चतुर्विधम् ।
आमं विदग्धं विष्टब्धं रसशेषं तथापरं ॥

અજીર્ણ થવાથી અનેક જાતના રોગો ઉત્પન્ન થાય છે. અજીર્ણ મુખ્ય ચાર જાતનું કહ્યું છે. ઝાડો નરમ આવે, સડેલી કોહેલી વસ્તુના

જેવી ગંધ આવે ત્યારે આમ અજીર્ણ થયું છે એમ સમજવું. અને જેમ કોઈ ખરાબ વસ્તુ અગ્નિમાં બાળવાથી ધૂમાડાના જેવી ગંધ આવે, એવી વિષ્ટામાં ગંધ હોય તો તે વિદગ્ધ અજીર્ણ સમજવું. અને જે અજીર્ણથી શરીર આખું તદ્દન ઢીલું પડી જાય તે વિષ્ટબ્ધ અજીર્ણ સમજવું. રસ અજીર્ણમાં પણ શરીરમાં આળસ રહે અને કોઈપણ કામ કરવાની ઇચ્છા ન થાય. વળી અજીર્ણનાં બીજાં ચિન્હ પણ છે.

मलवातयोर्विगंधो विटभेदो गात्रगौरवमरुच्यम् ।
अविशुद्धश्चोद्गार षड्जीर्ण व्यक्तलिंगानि,

ઝાડામાં અને વાતોત્સર્ગમાં દુર્ગંધી આવે, ઝાડામાં ફેર પડે શરીર ભારી લાગે, ખાવા ઉપર અરુચિ થાય અને ખારીઆં ઓડકાર આવે એ ૭ ચિન્હ અજીર્ણનાં સમજવાં. વળી ધીમે ધીમે અજીર્ણથી બીજાં પણ ખરાબ પરિણામ આવે છે.

मूर्च्छा प्रलापोवेपथुः प्रस्वेदः सदनंभ्रमः
उपद्रवा भवत्येते, मरणं वाप्यजीर्णतः ॥

મૂર્ચ્છા આવે, લવારો થાય, બકારી થાય, અતિશય પરસેવો થાય, ચકરી આવે એ બધા અજીર્ણના ઉપદ્રવો છે. આ અજીર્ણના દોષ ટાળવા માટે વેલાસર ચેતી જો ઉપાય કરવામાં ન આવે તો અજીર્ણથી મૃત્યુ પણ થાય છે, માટે માણસે ભમે તેવો સ્વાદ આવે તો પણ ઓછું ખાવું એને ઉણોદરી નામનું તપ પણ કહેવામાં આવે છે. જિહ્વા ઇન્દ્રિયના, લોલુપીપણાને લઇને મનુષ્ય જાત ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કરતી નથી, સેંકડે પોણાસો ટકા મૃત્યુનું, જિહ્વા ઇન્દ્રિયનું લોલુપીપણું છે.

જે ભોજન કરવાં છે તે શરીરને પુષ્ટ કરવા માટે છે. ભોજનથી જ શરીરનો નાશ થાય એ ભોજન નથી પણ વિષ છે. वलमूलं हि जीवितं-જીવતરનું મૂળ બળ છે. શરીરમાંથી બળ ઘટે એટલે અનેક રોગ ઉત્પન્ન થાય છે. દૈવવશાત્ માણસથી તેવી ભૂલ થઇ જાય પણ વ્યાધિ શરીરમાં જણાયા પછી તરતજ તેનો ઉપય કરવો. કેમકે वर्धमानं व्याधिं जयन्तं शत्रुं मोपेक्षस्व, વધતા વ્યાધિને અને જીતતા શત્રુની ઉપેક્ષા કદી કરવી નહિ. એ બન્નેની બેદરકારી પરિણામે મૃત્યુને નીપજાવે છે. શરીરને નુકશાન કરનારાં જેમ ઉપરનાં કારણો જીહ્વા ઇન્દ્રિયજન્ય લોલુપતાનાં બતાવ્યાં તેમ વીર્યનો પણ અઘટિત વ્યય ન જ કરવો જોઇએ. વીર્ય એ શરીરનો રાજા છે. જેમ રાજા વિનાના રાજ્યમાં અંધાધુંધી ચાલે અને શત્રુનું જોર વધે તેમ વીર્ય વિનાનાં નિસ્તેજ શરીરમાં અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે. *વીર્યજ જઠરાગ્નિને દીપ્ત રાખે છે, માટે અઘટિત વીર્યનો વ્યય ન કરવો જોઇએ.* જેમની જઠરાગ્નિ મંદ હોય છે તેનાં અનેક કારણોમાંથી વીર્યનું ઓછાપણું એ પણ એક કારણ છે.

ભોજનના વિષયને આટલો બધો લંબાવ્યો તેનું કારણ એ જ કે शरीरमाद्यं खलु धर्मसाधनं ધર્મસાધનનું મુખ્ય સાધન શરીર છે. વિદ્યાભ્યાસ અને વ્યાવહારિક કાર્ય એ બધાં શરીરની તંદુરસ્તીને લઇને થઇ શકે છે. માટે શરીરને જાળવવાની ખાતર ભોજનવિધિ બરાબર સાચવવો જોઇએ.

## શાસ્ત્રશ્રવણ

ધર્મના અને નીતિનાં શાસ્ત્રોનું શ્રવણ દરેક મનુષ્યે પોતામાં માણસાઈ મેળવવી હોય તો અવસ્ય કરવું જોઇએ. તે શ્રવણ એવા ઉપદેષ્ટા પાસેથી કરવું જોઇએ કે જે પોતે નિઃસ્પૃહી હોય, સમદષ્ટિ હોય, નિષ્પક્ષપાતી હોય, કોઇ જાતનો કદાગ્રહ એટલે આગ્રહબુદ્ધિ જેમાં ન હોય, સદ્‌ગુણી કે દુર્ગુણી શ્રોતા ઉપર સમાન હિતકર બુદ્ધિ હોય, નિંદક કે સ્તવક ઉપર રાગદ્વેષવૃત્તિ ન હોય, તેમ જ દ્રવ્યક્ષેત્ર, કાળ ભાવનો જ્ઞાતા અને અમુક જીવ કઈ હદ સુધી પહોંચેલ છે, કઈ જાતનો ઉપદેશ તેને અસર કરી શકશે એમ સમજી અધિકારભેદે, સ્થિતિભેદે, રુચિભેદે ઉપદેશ આપનારો હોય. આવી દરેક જાતની બુદ્ધિમત્તા જેમનામાં હોય તે જ ઉપદેશક ઉપદેશ દેવાને લાયક છે. એવા ઉપદેષ્ટા પાસે નીતિ અને ધર્મનાં શાસ્ત્રોનું શ્રવણ મનુષ્યમાત્રે કરવું જોઈએ.

કુશળ વૈદ્ય રોગીની નાડી પરીક્ષાથી રોગનો નિશ્ચય કરી જેમ રોગપરત્વે રોગીને જુદી જુદી જાતની દવા આપે છે તેમ ઉપદેષ્ટાએ ઉપદેશ દેવામાં વિવેકનો ઉપયોગ કરવો જોઇએ.

શાસ્ત્રશ્રવણ એવી વસ્તુ છે કે જેમ શરીરનાં પોષણ માટે ખોરાકની જરૂર છે, તેમ જીવનશુદ્ધિ અને આત્મશુદ્ધિ માટે શાસ્ત્રશ્રવણની જરૂર છે. જેમ એક સુંદર નર પાસે સુંદર રૂપવતી યુવતી બેઠેલી હોય, પોતે ભરયૌવનના મદમાં મહાલતો હોય, એકાંત હોય, કર્ણવેધક, હૃદયદ્રાવક શૃંગારરસમય સંગીત ચાલતું હોય, તે વખતે જેમ હૃદયમાં આનંદની ઉર્મિઓ ઊછળી રહી હોય છે, મનની ચંચળતા

વિરામ પામી હોય છે, તન્મયતા થઇ ગઈ હોય છે, તેમ શાસ્ત્રશ્રવણમાં પણ તેટલોજ આનંદ તેટલી જ તન્મયતા હોવી જોઇએ.

શાસ્ત્રશ્રવણ ગ્લાનિ પામેલા પુરુષનાં ચિત્તના ખેદને દૂર કરે છે. અનેક જાતની ચિંતા તાપથી સંતપ્ત ચિત્તને બોધ આપી શાંત કરે છે. વ્યાકુળ ચિત્તને સ્થિર કરે છે. માટે સુવચનોનો પ્રતાપ અવર્ણનીય હોય છે. શબ્દોમાં અપૂર્વ શક્તિ સમાએલી છે. શબ્દો દિલગીરને દિલાસો આપે છે, અનમ્રને નમ્ર બનાવે છે, આનંદમાં વધારો કરે છે, દુઃખને શાંત કરે છે. પણ તે શબ્દો સત્પુરુષનાં મુખથી સાંભળેલા હોવા જોઇએ. કેમકે સત્પુરુષના સમાગમથી સાંભળેલ એક શબ્દ પણ એવો લાભદાયક થાય છે કે એક વખત તો હૃદયમાં રહેલું દુઃખ વિસરી જવાય છે. તેનો અનુભવ જેણે અનુભવ્યો હોય તેજ સમજી શકે છે. માટે ધર્મ સંબંધી વ્યાખ્યાન સાંભળવું, ધર્મ સંબંધી ચર્ચા ચાલતી હોય ત્યાં જવું અને તે ચર્ચામાંથી ઉપયોગી સાર ગ્રહણ કરવો.

ઘણીવાર પોતાનાં મનમાં ઠસી ગએલ ખોટી વાતનો આગ્રહ છૂટતો નથી. અને માણસ પોતાની ખોટી હઠને વળગી રહે છે. એટલું જ નહિ પણ શ્રોતા મટી વાદી બની પોતાની વાત સિદ્ધ કરવાને પોતે એવે માર્ગે જાય છે કે તેનો વિચાર પણ કરતો નથી. અનેક કુયુક્તિઓનો આશ્રય લે છે. આવો માણસ કદી પણ શાસ્ત્રશ્રવણનો લાભ લઇ શકતો નથી. આવો કદાગ્રહ અજ્ઞાનતાથી, લોભથી અથવા સ્વાર્થવૃત્તિથી જાગ્રત થાય છે. કેટલીક વાર જાણતાં છતાં પણ સ્વાર્થને લીધે અમુક બાબતમાં ખોટો આગ્રહ સેવે છે. આવો આગ્રહ ધિક્કારને પાત્ર ગણાય છે. [illegible]તુનું જ્ઞાન લેવાને થઇ શકતું

માણસોનો એવો સ્વભાવ જ પડી ગયો હોય છે કે જેમ માછલીઓ પાણીમાં સામે પૂરે ચાલે છે, તેમ નીચ પુરુષો મગરૂબીમાં પોતાને પ્રાપ્ત થએલ સામાન્ય જ્ઞાનનાં મિથ્યાભિમાનમાં શાસ્ત્રના ઉપદેશાથી કરાતાં શાસ્ત્રશ્રવણમાં મિથ્યા પ્રલાપ કરી પોતે કાળક્ષેપ કરે છે અને ઉપદેષ્ટાને કલેશ આપે છે. માટે શાસ્ત્રશ્રવણમાં આવો હલકો પ્રયાસ સેવવો ન જોઈએ.

શાસ્ત્ર સંભળાવનાર દરેક ઉપદેષ્ટા સર્વગુણસંપન્ન હોતા નથી. કેટલાક સંયોગવશાત્ પોતે સર્વથા ઉપદેશકથનાનુસાર વરતી શકતા ન હોય, પણ ઉપદેશમાં, વાણીમાં, હૃદયમાં ખરી ધગશ હોય, પોતાની ખામી પોતે બરાબર સમજતા હોય, ઉપદેશમાં માયા સેવી પોતાને સર્વથા યોગ્ય મનાવવા ઇચ્છતા ન હોય; માત્ર સત્ય સ્વરૂપ શ્રોતાઓને સંભળાવતા હોય, તો ત્યાં શ્રોતાઓએ ગુણાનુરાગી બનવું જોઈએ. ગુણાનુરાગ એ સહુથી ઉત્તમ ગુણ છે. એ ગુણવાળો મનુષ્ય ધીમે ધીમે પોતે ગુણી બની શકે છે. જે પુરુષનાં હૃદયમાં ઉત્તમ ગુણવાન તરફ અનુરાગ હોય તે એક દિવસે ઉચી પાયરીએ ચડતાં ચડતાં તીર્થંકરની પદવી પ્રાપ્ત કરી શકે છે. ગુણાનુરાગ કુલકમાં તેને માટે કહ્યું છે કે

**उत्तम गुणाणुराओ निवसयइहिपयविज्जस्स पुरिसस्स, आतीथ्थयर पयाओ न दुलण तस्स रिद्धिओ.**

ઉત્તમ ગુણાનુરાગ જે પુરુષનાં હૃદયમાં વસે છે તેને તીર્થંકર સુધીની ઋદ્ધિ દુર્લભ નથી. ગુણી પુરુષ જોકે જગતમાં વિરલ છે, છતાં તેનાથી પણ વિરલ ગુણાનુરાગી પુરુષ છે. કારણકે મત્સર ઇર્ષ્યાવૃત્તિ બીજાના ગુણ દેખી તે તરફ આકર્ષણ થતું અટકાવે છે. જે ગુણગ્રાહી

પાંપર ઉભેલો છે, તે જ્યારે જાણે છે ત્યારે આગળ, કયું પગલું લેવું તે બરોબર સમજે છે. બીજા સાધારણ માણસોની માફક અંધારામાં ફાંફાં મારવાને બદલે સીધે માર્ગે યોગ્ય સાધનો દ્વારા જઈ શકે છે. દરેકને પરવસ્તુ ભૂલી જઈ આત્મનિરીક્ષણ કરવું ઘણું જરૂરનું છે અને એને સારુ ગુણીજન પર રાગ રાખી, તેમના ગુણો મેળવવા અહર્નિશ ધીમે ધીમે મથ્યા કરવું.

ડહાપણ, સુજનતા, પ્રિય ભાષણ સ્થિરતા ઇત્યાદિક પોતાને તથા પરને લાભકારી છે. આત્મધર્મમાં પક્ષપાત રાખવો તેની પ્રશંસા કરવી વગેરે સાધનોથી આગળ વધવાની પ્રવૃત્તિ કરવી. કેમકે ગુણનો પક્ષપાત કરનારા પુરુષો બહુમાન દ્વારા મેળવેલા પુણ્યાનુબંધી પુણ્યના પ્રભાવથી આ લોક તથા પરલોકમાં શરદઋતુના ચંદ્રનાં કિરણ સરખા ઉજ્વળ ગુણના સમૂહને પ્રાપ્ત કરે છે. ગુણાનુરાગ એ ચિંતામણી રત્ન કરતાં પણ અધિક ફળ આપનાર છે. ચિંતામણિ રત્ન તો આ લોકમાં ઇચ્છિત વસ્તુને આપનારું છે. પણ ગુણાનુરાગ તો અનુક્રમે મોક્ષસુખને આપનારો છે. માટે શ્રોતાએ ગુણાનુરાગી બની શાસ્ત્ર શ્રવણ કરવું જોઇએ.

શ્રોતામાં બીજા પણ કેટલાક ગુણો હોવા જોઈએ. શ્રોતા બુદ્ધિશાળી હોવો જોઈએ. જે માણસની બુદ્ધિ ખીલેલી નથી હોતી તે માણસમાં ગ્રહણશકિત જોઈએ તેવી હોતી નથી. બુદ્ધિને ખીલવવા માટે આઠ અંગ શાસ્ત્રમાં કહ્યાં છે. ૧ શશ્રૂષા, સાંભળવાની ઇચ્છા. ૨ શ્રવણ–રુચિપૂર્વક સાંભળવું. ૩ ગ્રહણ. સાંભળેલી વસ્તુનો અર્થ સમજીને અંગીકાર કરવો. ૪ ધારણા—સાંભળેલ વિષયને યાદ રાખવો. ૫.વિજ્ઞાન સંદેહ અને વિપરીતતા રહિત વસ્તુનું નિશ્ચયાત્મક જ્ઞાન,

૬ ઉહ અમુક બાબતનું ચોક્કસ જ્ઞાન મેળવીને બીજા પદાર્થમાં એ બાબતનું વ્યાપ્તિજ્ઞાન સહિત તર્ક કરવો. જેમ ઘરને વિષે રસોડામાંથી નીકળતો ધુમાડો જોઈ તે ઉપરથી ત્યાં ધુમાડો હોય ત્યાં અગ્નિ હોવો જોઇએ, એવું નિશ્ચય જ્ઞાન પ્રાપ્ત કરવું તેને વ્યાપ્તિજ્ઞાન કહે છે. તેમ ધર્મ સંબંધી કાર્યમાં પણ કોઈ જીવની હિંસા કરવાથી પાપ થાય છે અથવા મને કોઈ દુઃખ દે તો એની પીડા મને થાય છે તો પછી બીજા કોઇ જીવને દુઃખ દઇએ તો તેને પીડા થાય અને તેથી અવસ્ય પાપ લાગે એવો જે તર્ક કરવો તેને ન્યાય શાસ્ત્રકારો અનુમાન પ્રમાણ કહે છે. ૮ અપોહ એ નિશ્ચય કરેલા જ્ઞાનમાં વપરાય છે. એટલે આગમમાં જે લખ્યું છે તે સત્ય છે એમ માની લેવું એને ઉપોહ કહેવામાં આવે છે. વળી સામાન્ય જ્ઞાનને ઉહ અને વિશેષ જ્ઞાનને અપોહ પણ કહે છે. આ આઠ પ્રકારના બુદ્ધિના વિકાસ ક્રમથી પૂર્વાપર અવિરોધી શ્રોતાને તત્વજ્ઞાન થાય છે. કેટલાકો ધનવાનને પ્રશંસે છે, પૂજે છે. પણ ધન કરતાં બુદ્ધિમાન પુરુષ અજાણ્યા મુલકમાં અજાણ્યા પુરુષોમાં પણ પેસારો કરી શકે છે. અને ગમે તે પ્રયત્ને પોતાની આજીવિકા મેળવી શકે છે. સભાઓમાં પણ તે અગ્રસ્થાન મેળવી શકે છે. માટે બુદ્ધિસંપન્ન થવા પ્રયત્ન કરવો એ જરૂરનું છે. એ પ્રયત્નની સફળતા ધર્મના અને ન્યાયના શાસ્ત્રોનું ઉપર બતાવ્યા મુજબ શ્રવણ કરવાથી થાય છે.

વર્તમાનકાળમાં ધર્મશાસ્ત્ર શ્રવણ તરફ લોકોને અભિરૂચિ દિવસાનુદિવસ ન્યૂન થતી જાય છે તેના કેટલાંક મુખ્ય કારણો એ માલમ પડે છે કે લોકોમાં ઇંદ્રિયોની લાલસા અને તેને પોષવાની હાજત ગજા ઉપરાંત વધી ગઈ છે. પોતાને સ્વવિભવાનુસાર વર્તવું જોઇએ તેને ઠેકાણે પોતાનાં નસીબ કે પોતાની સ્થિતિનો ખ્યાલ ન કરતાં બીજાઓનાં નસીબ

અને સ્થિતિનું અનુકરણ કરવા ઇચ્છે છે. તેથી શ્રીમંતોની હરિફાઈમાં ઉતરી પોતે શ્રીમંત બનવા જાય છે. એનું પરિણામ એ આવે છે કે પોતાની મૂળ સ્થિતિને ટકાવી શકતો નથી, તેમ જ શ્રીમંત બની શકતો નથી. આથી પોતાની સ્થિતિ ततोभ्रष्टस्ततोभ्रष्टः જેવી કરે છે તેથી આર્તધ્યાનથી ચિંતા થાય છે, ચિંતાથી બુદ્ધિનો નાશ થાય છે. આવા માણસો શાસ્ત્રશ્રવણ કરી શકતા નથી. કેટલાકો ધર્મના સંસ્કાર વિના, ધર્મના સહકાર વિના શુષ્ક કેળવણી લેવાથી ધર્મભાવના વિનાના થાય છે. તેથી ઘણા માણસો જડવાદી બની જઇ શાસ્ત્રવાંચન, શાસ્ત્રશ્રવણને ઢંબગપણું માને છે. આથી તેઓ ધર્મશાસ્ત્ર સાંભળવા તરફ વિમુખ રહે છે. કેટલાક પૈસાના લાલચુ પૈસામાં જ સર્વ સાર્થકતા માનનારા રાત દિવસ તે મેળવવામાં મશગુલ બનેલા ધર્મશાસ્ત્રો સાંભળવા નવરા થતા નથી. એવી જ રીતે નોકરીઆતવર્ગ નોકરીમાં ટાઇમસર હાજરી આપતા હોવાથી પરાધીન દશામાં પોતાનું જીવન બરબાદ કરી રહ્યા છે. તેઓની ઇચ્છા છતાં પણ તેઓ શાસ્ત્ર સાંભળવાને માટે અવકાશ મેળવી શકતા નથી. આવાં કેટલાંક કારણોને લઇને શાસ્ત્ર સાંભળનારા બહુ થોડા દેખાય છે અને જેઓ સાંભળે છે તેઓમાં પણ બુદ્ધિશાળી વિચારક બહુ ઓછા હોવાથી સ્વાર્થી ઉપદેશકોના ઉપદેશના ભોગ થઇ પડે છે. જેથી યથાર્થજ્ઞાન સર્વદેશીય તેઓ મેળવી શકતા નથી. માટે અમોએ આ લેખમાં ઉપદેષ્ટાના અને શાસ્ત્ર સાંભળનારાના જે ગુણો બતાવ્યા છે તે મુજબ જો ઉપદેશકો ઉપદેશ આપે અને સાંભળનારા સાંભળે તો જે ધર્મની સ્થિતી છિન્નભિન્ન મૃતપ્રાય થઇ ગઇ છે તે ફરી સજીવન થાય.

# શરીર અને આત્મા ભિન્ન છે કે અભિન્ન?

**શ**રીર અને આત્મા કેટલાકો ભિન્ન માને છે અને કેટલાક અભિન્ન માને છે. નિશ્ચયનયથી જૈનો પણ શરીરથી આત્મા ભિન્ન છે એમ માને છે, અને જેઓ પાંચ ભૂતમાંથી આત્મશક્તિની ઉત્પત્તિ માને છે તેઓ પંચભૂત વિખરાયા પછી તે શક્તિ પણ વિખરાઈ જાય છે માટે શરીરથી આત્મા ભિન્ન નથી એમ માને છે. વળી કેટલાકો તો વ્યાપક આત્મા માને છે. શરીરમાં રહેલો આત્મા એ જીવાત્મા છે એમ માની શરીરનો નાશ થએથી આત્મા નાશ પામતો નથી. જેમ ઘટાકાશ, મઠાકાશ, એ ઘટમઠની ઉપાધિથી ઘટાકાશ અને મઠાકાશ નામ પડે છે પણ વસ્તુતઃ ઘટ મઠનો નાશ થએ આકાશ આકાશ રૂપે રહે છે.

આત્માના સંબંધમાં આ ભારતવર્ષમાં અનેક માન્યતાઓ ચાલી રહી છે. એ બધી માન્યતાઓને માનનારાઓ પાસે સૌ સૌનાં શાસ્ત્રોનાં લખાણ સિવાય બીજો પુરાવો નથી. યુક્તિઓનું સંમિશ્રણ સૌએ સૌ સૌની બુદ્ધિ અનુસાર કલ્પના કરી કર્યું છે. પ્રત્યક્ષ આત્માનો અનુભવ આ મહિલા કોઈએ પણ કર્યો નથી. સૌ કોઇ જ્ઞાની મહર્ષિઓ એમ કહી ગયા છે એમ કહી પોતાને રાહત આપે છે.

આના સંબંધમાં વિવેક પુરસ્સર યુક્તિ, ન્યાય, અનુમાનપૂર્વક વિચાર કરવાની આવશ્યકતા માની આ વિષયને સ્પષ્ટ કરવા માંગીએ છીએ.

આત્મા નિશ્ચયથી સ્વાભાવિક સ્થિતિમાં શરીરથી ભિન્ન છે આત્માની સ્થૂલ ભૂમિકા છે, કાર્ય કરવાનું સાધન છે, માટે જ્યાં સુધી આત્મા કર્મથી બંધાએલો છે ત્યાં સુધી શરીરથી ભિન્ન ન માનવો. કારણ કે તેમ માનીએ તો પાંચે ઇંદ્રિયોદ્વારા આત્માને જે અનુભવ થાય છે તે ન થાય. પાંચે ઇંદ્રિયોને ઇષ્ટ પદાર્થોના સ્પર્શ વગેરે પ્રિય લાગે છે અને કંટક અગ્નિ વગેરે અપ્રિય લાગે છે. જો આત્મા શરીરથી ભિન્ન હોય તો શરીરને અને પાંચ ઇંદ્રિયોને થતી અસરનો અનુભવ (જ્ઞાન) આત્માને ન થાય. વળી આત્માને અને શરીરને સંબંધ ન હોય તો શરીરથી થતા અનાચાર અત્યાચારનો દોષ આત્માને ન લાગે. અને જ્યારે દોષ ન લાગે ત્યારે સ્વર્ગ નરકમાં આત્માને જવાપણું રહેતું નથી. તેમ એક બીજાની હિંસા કરવી એ શરીરનો નાશ થાય છે તો એ હિંસાથી આત્માને દુઃખ થવું ન જોઇએ. કોઈ કહેશે કે આતો અજ્ઞાનજનક સંબંધને લઈનેજ દુઃખ થાય છે. જેમ પુત્રનાં મરણથી માતા પિતાને દુઃખ થાય છે તેમ. ઠીક છે ! દુઃખ જેને થાય છે તેજ આત્મા છે. કેમકે સુખદુઃખનું જ્ઞાન આત્મા સિવાય બીજી વસ્તુમાં સંભવે નહિ. માટે કર્મયુક્ત આત્મા દેહથી ભિન્ન કોઈરીતે માની શકાય નહિ

આત્મ દેહથી અભિન્ન પણ ન માની શકાય. કારણ કે અભિન્ન માનીએ તો મરણ સંભવે નહિ. આત્મા શરીર છોડીને ચાલ્યો જાય છે ત્યારે મરણ થયું એમ કહેવામાં આવે છે. પણ શરીર તેજ આત્મા એમ કબુલ કરીએ તો ગયું શું ? કેમકે જનાર વસ્તુ અલગ તો માનતા નથી અને શરીર તો નજર આગળ પડેલું જોઇએ છીએ. તેથી હાલવા

ચાલવા બોલવા વગેરેની ક્રિયા કરનાર જે શક્તિ શરીરમાં ચાલી ગઇ છે તે શક્તિનું નામજ આત્મા છે. માટે શરીરથી અભિન્ન આત્મા હોઈ શકે નહિ.

પાશ્ચાત્યદેશીય કેટલાકો શરીરને સર્વસ્વ માને છે. શરીરના નાશ સાથે સર્વનો નાશ થયો એમ સ્વીકારે છે. આ ભારતવર્ષમાં પણ ચાર્વાક નામનો એક મત થઇ ગએલ છે. અને તે જડવાદીના ઉપનામથી ઓળખાય છે. જડ સિવાય ચૈતન્ય જેવી કોઈ વસ્તુજ નથી એવો તેમનો મત છે. જો આ વાતને ઘડીભર સ્વીકારીએ તો મરણ સમય શરીર તેવું ને તેવું જ દેખાય છે. જો શરીર તેજ આત્મા હોય તો અમુક માણસ મરણ પામ્યો એમ કહેવાય નહિ. જેમ જીર્ણ વસ્ત્રનો ત્યાગ કરી નવું વસ્ત્ર ધારણ કરવામાં આવે છે તેમ આત્મા એક શરીરનો ત્યાગ કરી નવું શરીર ધારણ કરે છે. જો એમ કહેવામાં આવે કે પૃથ્વી, અપ, તેઉ, વાયુ અને આકાશ એ જ્યારે ભેગા થાય છે, ત્યારે હાલવા ચાલવા બોલવા વગેરેની ક્રિયા ( શક્તિ ) સમુદિત પંચભૂતમાંથી ઉત્પન્ન થાય છે. એ પંચભૂતની શક્તિના નાશને મરણ કહેવામાં આવે છે.

એના ઉત્તરમાં પૂછીએ છીએ કે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, અને આકાશ એ પાંચે ભૂત આખાં જગતમાં ભરેલાં છે. એક તસુ જગ્યા પણ તેવી નથી કે જ્યાં એ પંચભૂતોનું અસ્તિત્વ ન હોય. છતાં શરીર સિવાય એવી ક્રિયા કોઇ સ્થળે પણ થતી જોવામાં આવતી નથી. વળી એકેક ભૂત તપાસીએ તો તેમાં જ્ઞાન ( જાણવાની શક્તિ ) સુખદુઃખ વેદવાની શક્તિ, હેય ઉપાદેયની શક્તિ, આ સારું,

આ નહાઈ આમે સમજવાની શકિત એકે ભૂતમાં નથી. તો જે શકિત પૃથક, પૃથક, ન હોય તે અભિનવ શકિત સમુદાયમાં કયાંથી આવી શકે ? અમો પહેલાં લખી ગયા છીએ અને ફરી લખીએ છીએ કે આત્મા દેહથી અભિન્ન હોય તો પરલોકનો અભાવ થાય છે અને પરલોક તો હોવો જ જોઇએ એમ કેટલાંક સાધનોથી સિદ્ધ થાય છે. એક માણસને આપણે પહેલી જ વાર જોએલ હોય તો આપણા હૃદયમાં તેને માટે પ્રેમની લાગણી ઉત્પન્ન થાય છે. એવી જ રીતે બીજા માણસને જોઈ તિરસ્કાર ઉત્પન્ન થાય છે. આથી માનવાને કારણ મળે છે કે એક સાથે પૂર્વભવનો પ્રેમ સંબંધ હોવો જોઇએ અને બીજા ઉપર દ્વેષ હોવો જોઇએ. બાળક જન્મતાં સ્તનપાન કરવા મંડી પડે છે. સ્તન શોધી કાઢી તેમાંથી દુગ્ધપાન કરવું એ બાળકને કોણ શીખવે છે ? માત્ર પરભવ (પરલોક) ની સંજ્ઞા તે બાળકને તેમ કરવા પ્રેરે છે. માટે નિશ્ચય નયથી આત્મા અને શરીર જુદાં છે પણ કર્મસંબંધને લઇ વ્યવહાર નયથી આત્મા શરીરથી સર્વથા જુદો કહેવાય નહિ. જો એમ ન માનીએતો કરેલાં કર્મનો નાશ અને નહિ કરેલાં કર્મનો સ્વીકાર એ દોષ આવશે.

વળી આત્મા અને શરીર તદન ભિન્ન માનીએ તો આત્માએ કરેલાં કર્મ શરીર ભોગવે નહિ અને શરીરે કરેલાં કર્મ આત્મા ભોગવે નહિ. આથી દેહે કરેલો સુખ દુઃખનો અનુભવ આત્માને ન થાય અને આત્માએ કરેલા સુખ દુઃખનો અનુભવ શરીરને ન થાય. દેહથી કરેલી ચોરી વગેરેની શિક્ષા દેહ ભોગવે તેનો શોક કે ખેદ આત્માને શા માટે થવો જોઇએ ? છતાં થાય છે એ આપણા અનુભવથી જોઈ શકાય છે. તેમ જ આત્માને શરીરથી ભિન્ન માનીએ તો શરીર કૃત-કર્મ આત્માને લાગે નહિ જેથી આત્મા સદા નિર્લેપ મુક્ત જ ગણાય.

તો પછી તેની મુક્તિ માટે વ્રતનિયમો જે કરવામાં આવે છે તેની જરૂર રહે નહિ. કેમકે મુક્તને મુક્ત કરવાપણું હોય નહિ. માટે મોક્ષનાં અસ્તિત્વને બાધ આવે છે. તેથી જૈનો દ્રવ્યાર્થિક નયથી આત્માને નિત્ય માને છે અને પર્યાયાર્થિક નયથી આત્માને અનિત્ય માને છે. વ્યવહારનયથી શરીરથી આત્મા અભિન્ન છે અને નિશ્ચયનયથી શરીરથી આત્મા ભિન્ન છે.

એકાંત આત્મા નિત્ય નથી, એકાંત અનિત્ય નથી એકાંત દેહથી ભિન્ન નથી અને એકાંત અભિન્ન નથી. આ રીતિનો અનેકાંતવાદ જૈનો સ્વીકારે છે.

જૈનો બંધમોક્ષમાં મુખ્ય કારણ કર્મને માને છે. મૂળ કર્મની પ્રકૃતિ આઠ છે અને તેની ઉત્તર પ્રકૃતિ ૧૫૮ છે. મનથી કેવાં કર્મ બંધાય છે, વચનથી કેવાં કર્મ બંધાય છે અને કાયાથી કેવાં કર્મ બંધાય છે, તે બંધાયલાં કર્મ કેવીરીતે છૂટી શકે છે. નવાં કર્મ ન બંધાય એને માટે શું કરવું અને ઉદયમાં આવેલાં કર્મ [illegible] મનના પરિણામ કેવા રાખવાં વગેરે વિસ્તાર જૈનશાસ્ત્રોમાં [illegible] તરેહથી ચર્ચેલો છે. કર્મનો વિષય સમજવો એ પણ એક [illegible] ઊંચો પ્રકાર છે. કર્મ, જડ પુદ્‌ગલસ્વરૂપ છતાં પણ [illegible] કેટલી શક્તિ વાપરી શકે છે એ સૂક્ષ્મ વિચાર વિના [illegible] મેળવવા જાય તો તે કદી મેળવી શકાય નહિ [illegible] એક વસ્તુને છોડી એક વસ્તુનું જ્ઞાન મેળવવું એ [illegible] રાત્રિવિના દિવસનું, સુખવિના દુઃખનું જેમ [illegible] જ્ઞાન વિના એકનું ... કદી થઈ શકે નહિ

સ્વભાવ એ દ્રવ્યનો મૂળધર્મ છે અને વિભાવ એ દ્રવ્યનો વિકૃત ધર્મ છે. માટે એકલા આત્માની થીઅરીની વાતો કરનારા શુષ્કજ્ઞાની આત્મસ્વરૂપને પામવાનો માત્ર ડોળ કરે છે. જે શરીરને પોતે ધારણ કરીને બેઠેલ છે, જે મુખદ્વારા વાણી વેપાર ચાલી રહેલ છે, જે ભાષા બીજાના અને પોતાના કાન સાથે અથડાય છે અને જે પુસ્તકો જડ સાધન છે તે દ્વારા વાંચી આત્માની વાતો કરી રહ્યા છે—એ વાતો કરનારા આત્મા સિવાય બીજું બધું હેય ( ત્યાગવા લાયક ) છે એમ બોલે છે પણ જે ત્યાગવા લાયક માને છે તેનો જ ઉપયોગ સતત તે કરે છે. પોતે તેનો ત્યાગ કરી શકતા નથી અને બીજાઓને ત્યાગનો બોધ આપે છે. હા આટલું છે કે ક્રોધ, માન, માયા, લોભજન્ય, રાગદ્વેષની પરિણતિ ઓછી કરવી, પણ એ રાગદ્વેષ કર્મનાં પરિણામ છે માટે આત્મસ્વરૂપ સમજયા પહેલાં કર્મનું સ્વરૂપ સમજાવવાની પહેલી જરૂર છે. તે સમજાયા પછી જ તેથી ભિન્ન આત્માના સ્વભાવનું જ્ઞાન થઈ શકે.

જેમ એકલી પાપપુણ્યની વાતો કરવી એ નકામી છે તેમ એકલા આત્માની વાતો કરવી પણ તેટલેજ અંશે નિરુપયોગી છે.

હાલમાં એવા ઘણા તત્વજ્ઞાની, આત્માની વાતો કરનારા ઉભરાઇ નીકળ્યા છે તેથી દેહ અને આત્મા કેવા પ્રકારે છે તેનું સ્વરૂપ અમોએ આ લેખમાં ચર્ચ્યું છે. કર્મયોગના જમાનામાં એકલો આત્મયોગ ચર્ચવો એ અમોને તો બહુ ઉપયોગી લાગતો નથી.

# દેશકાળ વગેરે વિચારી વર્તવાની જરૂર

કેટલાક દેશો એવા હોય છે કે તે દેશોમાં ચોરી કરવી અને માણસને મારી નાખવો એ સહજ ગણાય છે. તેવા દેશોમાં દ્રવ્યાદિકનો ગમે તેટલો ફાયદો થતો હોય તો પણ તેનો ત્યાગ કરવો જોઈએ. કેમકે જ્યાં પોતાની લક્ષ્મીનો અને પોતાનાં જીવનનો ભય રહ્યાં કરે ત્યાં શાંતિ અગર ધાર્મિક પ્રવૃત્તિ કયાંથી થઈ શકે ? એટલું જ નહિ પણ લાંબા વખત સુધી તેવાઓના સહવાસમાં રહેવાથી પોતે પણ તેવો બની જવા સંભવ છે. કેટલાક દેશોમાં તમે તમારા આર્ય આચાર-વિચાર ગમે તેટલા સાચવવાની ચીવટ રાખો તોપણ જ્યાં સાધનો એવાં

હોય કે તમોને તે વિના ચાલે જ નહિ. તો પછી તમારું આર્યત્વ ત્યાં શી રીતે જાળવી શકો. જો કે આ જમાનો દેશાટનનો છે. અનેક જાતના વેપારનો સંબંધ તેમ જ વિદ્યાકળા મેળવવાનાં કારણે બીજા દેશો સાથેનો સંબંધ હોવાથી તે તે દેશોમાં ગમન કર્યા વિના છૂટકો નથી. એ મુશ્કેલી ધ્યાનમાં રાખીને પણ આટલું તો કહેવું જ પડશે. કેમકે મનુષ્યોમાં જો સંતોષ હોય તો તેઓ સ્વદેશમાં રહી પોતાનો નિર્વાહ કરી લે એમાં જ વિશેષતા છે. પણ જો તેમ ન થઈ શકે તો પણ જે દેશોમાં લોકો અભણ હોય, જ્યાં ખુનામરકી સામાન્ય થઈ પડી હોય, ચોરી લૂંટ જે દેશના માણસોનો નિત્ય નિયમ થઈ પડયો હોય તેવા દેશોનો તો અવશ્ય ત્યાગ કરવો.

કામના સંબંધમાં પણ એ જ વિચારવાનું છે. કેમકે કેટલાક દેશોમાં ચોમાસા કે શિયાળા તેમ જ ઉન્હાળાનો કાંઈ નિયમ જ નથી. કેટલાક દેશોમાં બારે માસ વરસાદ હોય છે. ત્યારે કેટલાક દેશોમાં વરસાદ પડતો નથી. તેવા દેશોની આબોહવા પોતાને અનુકૂલ પડશે કે કેમ તેનો વિચાર પહેલાં કરી લેવો. તેમાં પણ જે દેશમાં વારંવાર દુકાળ પડતો હોય તે દેશમાં વસવાટ કરવો એતો કોઈ રીતે ઉચિત છે જ નહિ અને જે દેશમાં રહેવું તે દેશના લોકોના સ્વભાવને અનુસરી વ્યવહાર કરવો. પણ બીજાઓમાં આપણી અવગણના થાય તેમ જ લોકોમાં આપણા માટે હલકો અભિપ્રાય બંધાય અને તેથી આપણી બીજાઓ પર છાપ ન પડે એ આપણાં હિતને નુકશાનકર્તા છે. તેમ જ આપણે નીચ માણસો સાથે વ્યવહાર ઓછો રાખવો. કારણકે તેઓની સોબતથી બીજાઓમાં આપણી હલકાઈ થાય. નીચ

શબ્દનો અર્થ ગુણથી નીચ હોય તે કરવાનો છે, પણ જાતિએ નીચ હોય પણ વિદ્યાગુણ અને સ્વભાવે ઉંચ હોય તેવાઓની સોબત કરવામાં કોઇ જાતનો સંકોચ રાખવો નહિ. આપણે ઉંચ કુળના છીએ અને આ નીચ કુળના છે એ વિચાર કરવો એ આઠ મંદ મહિલો એક મદ છે. એ મદ કદી ન કરવો જોઇએ. એવી મૂર્ખાઇ જો કરવામાં આવે તો બીજાઓના ગુણ આપણે કદી ગ્રહણ કરી ન શકીએ.

અતિ પરિચય દરેક સાથે નુકશાનકર્તા છે. શરૂઆતમાં જે પરિચય આપણને આનંદજનક લાગે પણ જેમ જેમ નિકટમાં આવતા જઇએ તેમ તેમ તેની અસર આપણી પ્રીતિ ઓછી થયા વિના રહે નહિ. તેમાં પણ નોકરોચાકરોની સાથે કામ પૂરતો જ પરિચય રાખવો જોઇએ. પૂજ્ય પુરુષો કે વિદ્વાન પુરુષો સાથે પણ આપણે આપણી મર્યાદામાં રહી પરિચય રાખવો એ ઉચિત છે.

ગમે તે દેશમાં ગમે તે કામમાં અને ગમે તે સ્થિતિમાં માણસે ધર્મને ભૂલવો ન જોઇએ, કેમકે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થ એક બીજા સાથે સંબંધ ધરાવનારા છે. એક પુરુષાર્થથી બીજા પુરુષાર્થને ક્ષતિ પહોંચવી ન. જોઇએ.

આજ કાલના કેટલાક માણસો ધર્મમાં ભક્ત બની [illegible] સામાયિક, પૌષધ, ઉપવાસાદિક ધર્મક્રિયામાં ઘણો [illegible] છે. ઘેર બાયડી દાણા વિના બેઠી હોય, છોકરાઓ [illegible] ફરતા હોય, માથે કરજ વધતું જતું હોય, એ [illegible] યદ્વા તદ્વા બોલી જતા હોય આવી સ્થિતિ [illegible] હોય છતાં પોતે ધર્મમાં ગળા ગયો હોય તે કે [illegible]

પુરુષાર્થથી વિમુખ થઈ એકલા ધર્મ પુરુષાર્થ સેવવામાં પોતે પોતાને ડાહ્યો માનતો હોય તો એના જેવો મૂર્ખ બીજો કોણ હોઈ શકે ? એવો માણસ બાવાના બે બગડયાં જેવી સ્થિતિ ઉભી કરે છે. બાયડી છોકરાં જોઇએ. ઘર જોઇએ અને તેને નિભાવવા માટે કંઇ કરવું નહિ એવાએ તો ઉચિત છે કે સંસારને ત્યાગ કરી સાધુ થઇ જવું. છતાં એ સાધુતા ત્યાગવાળી સાધુતા તો ન જ ગણાય. અગર પોતાનાં કુટુંબના નિર્વાહ પૂરતું દ્રવ્ય મેળવી પછી ધર્મ કરવો. આવી જ રીતે કેટલાકો ધન મેળવી શ્રીમંત બની જાય છે. પછી તેઓ વાડી, બંગલા, સ્ત્રી પુત્ર વાહન, બગીચા વગેરે વૈભવમાં એટલા બધા લીન થઇ જાય છે કે ધર્મને તદ્દન ભૂલી જાય છે. એવાઓને ધર્મોપદેશ પણ લાગતો નથી. દિવસે દિવસે ઇંદ્રિયોના વિષયની તૃપ્તિમાં પોતાના કાળનો વ્યય કર્યાં કરે છે. એવાઓ અર્થ અને કામ પુરુષાર્થને સેવનારા છે એમ માનવું એ ભૂલ ભરેલું છે. કેમકે ધર્મને એક બાજુ રાખી ધર્મ ભૂલી જઇ આવા પુદ્ગલાનંદી કદી પણ પુરુષાર્થ સેવનારા કહી શકાય નહિ.

કેટલાકોને બાપની લાખોની મિલકત ઉપર તાગડધિંના કરતા જોઇએ છીએ. ખરાબ મિત્રોની સોબતમાં ખરાબ રસ્તે ચડી જાય છે. ધીમે ધીમે બાપની મિલકતની પાયમાલી કરી રસ્તાના ભીખારી બની જાય છે. એવાને કામ પુરુષાર્થ સેવનારા કદી માની શકાય નહિ. કેમકે તેઓ દ્રવ્ય બિલકુલ મેળવતા નથી. પોતાના કુલોચિત, આચાર-વિચારને ભૂલી જાય છે. ધર્મક્રિયા તો એવા માણસોને યાદ જ કયાંથી આવે ? માટે એ બધા પુરુષાર્થ સેવનારા નથી પણ પુરુષાર્થનો નાશ કરનારા છે. તેથી જ કહ્યું છે કે—

परस्परानुघातेनान्योन्यानुबद्ध त्रिवर्गप्रतिपत्तिः

પરસ્પર એક બીજાનો એક બીજાથી ઘાત ન થાય પણ એક બીજા એક બીજા સાથે અનુબદ્ધ રહે તેવા ધર્મ, અર્થ, અને કામ પુરુષાર્થનો સ્વીકાર કરવો.

ત્રણે પુરુષાર્થમાં ધર્મ શબ્દ પહેલાં લીધો તેનો અર્થ જ એ છે કે અર્થ અને કામ 'પુરુષાર્થ' સેવતાં ધર્મનો નાશ ન થવો જોઈએ.

હાલના માણસો ધન કમાવામાં નીતિ–અનીતિ પ્રમાણિકતા—અપ્રમાણિકતા ઉચિતતા—અનુચિતતા કાંઈપણ જોતા નથી. ગમે તે પ્રકારે પૈસો મેળવવો. જેમકે હાલમાં ભયંકર રાક્ષસી યંત્રોથી કેટલાક ધનવાન બની ગયા છે. કેટલાક મોટા મોટા વેપાર ખેડવા તેમાં કમાય તો જમે કરવા અને ખોવાય તો લેણદારોને ન આપવા. આવા માણસો પૌષધ, પડિક્કમણા, જિનપૂજાદિક કરી તેમ જ તીર્થ યાત્રાઓ કરી પોતે ધર્મ કર્યો છે એમ માને છે; પણ જે ધર્મ પોતાને પ્રિય છે તે ધર્મનો જ દ્રવ્ય મેળવવામાં નાશ કર્યો એનું ભાન પોતાને રહેતું નથી. ધર્માર્થે અનીતિથી મેળવેલા લાખો રૂપિયા ખરચે અને નીતિવાન નીતિથી મેળવેલા પૈસામાંથી સો રૂપિયા ખરચે તો સો રૂપિયા ખરચનારને જે લાભ મળે છે તેટલો લાભ અનીતિથી મેળવેલાં દ્રવ્યથી મળતો નથી; મતલબ કે ધર્મનો નાશ કરી પૈસો મેળવી ધર્મ કરવો એ સુખડ બાળી કોલસાના વેપાર કરવા બરોબર છે.

કેવળ કામાસક્ત પુરુષો જેઓ પોતાની ઇંદ્રિયોને વશ નથી રાખી શકતા એવા પુરુષોનાં શરીર પરવશ હોય છે. સ્ત્રીમાં અત્યંત

આસક્ત થઇ ગએલા અતિ વિષય સેવનથી પોતાના શરીરનો નાશ
કરે છે. એટલે ધર્મ અને ધન બન્નેનો નાશ કરી વિષયના કીડાને
કામ પુરુષાર્થ સેવનારા કહેવા એ વાંઝણીને માતા કહેવા બરાબર છે.
એવાઓ ધર્મ, ધન અને કામ એ ત્રણે પુરુષાર્થથી વિમુખ હોય છે.
કેમકે સર્વથી પહેલાં શરીરસંપત્તિ એ પુરુષાર્થ સેવવામાં મુખ્ય
સાધન છે. શરીર સારૂં હોય તો જ ધન મેળવી શકાય. શરીર સારૂં
હોય તો જ ધર્મ કરી શકાય અને શરીર સારૂં-નિરોગી હોય તો તે
સંયમપૂર્વક કામ પુરુષાર્થને સેવી શકાય. પૂર્વકાળમાં આપણા જ
પૂર્વજો બારતિથિ બ્રહ્મચર્ય પાળતા હતા. સ્વસ્રીસંતોષી રહેતા હતા.
એકથી બે પુત્ર-સંતાનમાં હોય એટલે તેઓ વિષયવિમુખ બની બ્રહ્મ-
ચર્યવ્રત પાળતા હતા. હાલમાં એવા પુરુષો બહુ થોડા હોય છે. બાકી
તો પાંચ-પાંચ છ-છ સંતાનો આંગણાંમાં રમતાં હોય એટલું જ
નહિ પણ છોકરાઓને ઘેર પણ છોકરાં હોય છતાં બાપા સાઠ વર્ષની
ઉમ્મરે સોળ વર્ષની સુંદરી ઘેર લાવી પોતાની વિષયવાસનામાં લીન
બને છે અને કેટલાકો તો નાની ઉમ્મરથી જ ક્ષય જેવા ભયંકર
રોગના ભોગ બની પોતાનો જીવનદીપક ટૂંક સમયમાં બુઝાવી નાખે
છે. હાલમાં સ્રી અગર પુરુષો ક્ષયના દર્દથી પીડાતાં વધારે પ્રમાણમાં
જોઇએ છીએ તે અતિ વિષયાસક્તિનું જ પરિણામ છે.

દેશકાળ સાથે બીજી પણ કેટલીક બાબતોનો વિચાર હંમેશાં
ભૂલવો ન જોઇએ.—

कः कालः कानि मित्राणि को देशः कौ व्ययागमौ,
कश्चाहं का मे शक्तिरिति चिंत्यं मुहुर्मुहुः

કાળ કેવો છે, મારા મિત્રો કોણ છે, ખરા વખતે કામ આવે તેવા છે કે નહિ, કયો દેશ છે, મારી આવક કેટલી છે, મારું ખરચ કેટલું છે, મારી શક્તિ કેટલી છે, હું કોણ છું ? આ બધા વિચારો માણસે નિરંતર કરવાના છે. કેમકે જેને દેશકાળનું જ્ઞાન હોય, જેને મિત્રની પરીક્ષા હોય, પોતાની આવક-જાવક પ્રમાણે ખરચ કરતો હોય, હું કોણ છું એ રીતે પોતાના જાતિ અને કુળને તેમજ પોતાની શક્તિને તપાસી જે માણસ વર્તે તે બનતાં સુધી દુઃખી ન થાય. કાર્યના આરંભમાં આગલા પાછલા સંયોગોને બુદ્ધિથી પૃથક્કરણ કરી જે કાર્ય આરંભે તો બનતાં સુધી તેને વિઘ્ન ન આવે.

બીજી એક વાત પણ અહીં ધ્યાનમાં રાખવાની છે કે માણસે પોતાની પાસેના દ્રવ્યનો ઉપયોગ વિવેક પુરસ્સર કરવો જોઈએ. એકવાર પાઈ પણ ન ખરચનાર સમયે હજારો ખરચતાં પાછી પાની ન કરે એનું નામ જ સમયજ્ઞ છે.

यः काकिणीमप्यपथप्रपन्नामन्वेषते निष्कसहस्र तुल्याम्।
कालेन कोटिष्वपि मुक्तहस्तस्तस्यानुबन्धं न जहाति लक्ष्मीः॥

જે માણસ એક કોડીને હજાર સોનામહોર સમાન ગણી તેની ગવેષણા કરે છે તે જ માણસ સમયે કરોડો સોનામહોરો છૂટા હાથે વાપરે છે. આવા પુરુષોને લક્ષ્મી કદી છોડતી નથી.

જામનગરમાં વર્ધમાન શાહે જ્યારે દેરાસર બંધાવવું શરૂ કર્યું ત્યારે મીસ્ત્રીએ તેલમાં પડેલી માખી પગરખા સાથે ઘસતા શેઠને જોયા. આ ઉપરથી મીસ્ત્રીને વિચાર આવ્યો કે તેલમાં પડેલી માખી પગરખામાં ઘસનાર આ લોભી શેઠ આવું મોટું દેરાસર પુરૂં કેમ...

ફગાવી શકશે? બીજે દિવસે મીસ્ત્રીએ શેઠને કહેવરાવ્યું કે પાયામાં ત્રાંબાનાણું ભરવું પડશે. એ સાંભળી શેઠે ગાડાની હેડ જોડાવી ત્રાંબાના દોકડાની હજારો ગુણો મીસ્ત્રી આગળ રજુ કરી. મીસ્ત્રીએ બધી ગુણો પાયામાં ઠલવી દીધી. જ્યારે બીજીવાર ગાડાની હેડ આવવા માંડી ત્યારે મીસ્ત્રીએ ના કહી કે હવે ન જોઈએ. શેઠે પૂછ્યું કે પાયાતો ભરાણા નથી ને ના કેમ પાડો છો? મીસ્ત્રીએ કહ્યું કે સાહેબ તમોને પગરખાં પર માખી ઘસતા જોઇ મને શંકા થઇ હતી કે આપ ઘણા લોભી છો તો આપનાથી દેરાસર પૂરું થશે નહિ તેથી પરીક્ષા કરવા મેં ત્રાંબાનાણું માંગ્યું હતું. પણ દેરાસરના બાંધકામમાં તો આપ મહાન ઉદાર નીકળ્યા એટલે હવે મને ખાતરી થઇ છે કે આપ આ મોટું દેરું અવશ્ય પુરું કરાવશો. શેઠે કહ્યું કે મીસ્ત્રી, નિરૂપયોગી કામમાં એક પાઈ પણ ન ખરચવી અને ઉપયોગી કામમાં હજારો ખરચી નાંખવા એ મારો સિદ્ધાંત છે. આ એક કિંવદંતી ચાલે છે. પણ એનો સાર એ જ લેવાનો છે કે સમજુ માણસો સારા કામોમાં લોભ કરતા નથી.

અમેરીકામાં એક ધનાઢ્ય શ્રીમંત હતો, જેના સેંકડો કારખાનાં ચાલતાં હતાં. પણ પોતે એક સાદા મકાનમાં રહેતો હતો. અને જૂનામાં જૂનું ફરનીચર રાખતો હતો. એક વખત સાક્ષર મંડળે એક એવી યોજના ઘડી કે જેથી આખા દેશનું ભલું થાય. પણ એ યોજના માટે શરૂઆતમાં જ લાખો પાઉન્ડ જોઈએ. આથી એ સાક્ષરોનું મંડળ બેચાર શ્રીમંતો પાસે જઇ નીરાશ થઇ આ ધનાઢ્ય શ્રીમંત પાસે આવ્યું. ગૃહસ્થે આવકાર આપ્યો. યોગ્યાસનોપર બેસાડયા. આવવાનું કારણ પૂછ્યું. આવનારાઓએ પોતાની યોજના રજુ કરી. એ યોજના

આ શ્રીમંતને ગમી અને તરત જ પોતે કહ્યું કે "આ લાખ પાઉન્ડનો ચેક લઇ જાઓ અને હવે પછી દરવર્ષે તમોને લાખ પાઉન્ડ તો આપીશ અને વધારે જોઈએ તો ખુશીથી મારી પાસે આવજો. આથી આવનારા આશ્ચર્યમુગ્ધ બની ગયા. ગૃહસ્થે ખુલાસો કર્યો. કે તમો આશ્ચર્ય પામો નહિ હું આજ સુધી લોભીમાં ગણાઉં છું તેનું કારણ એ જ કે મેં આજ દિવસ સુધી જે દ્રવ્ય સંગ્રહ કર્યો છે તે આવી કોઇ યોજના માટે જ કરેલો. આજે તમારી યોજના મને ગમી છે. એ યોજનાની સફળતા માટે મારૂં દ્રવ્ય હું આપવા તૈયાર થયો છું. મિત્રો ! જે માણસ કાર્યની કિમ્મત આંક્યા વિના માત્ર જશની ખાતર વાહ વાહ બોલાવવા પૈસાનો વ્યય કરે છે તેઓને હું ડાહ્યા કહેતો નથી, પણ જેથી લોકહિત થાય એવું કાર્ય જોઇ જે પોતાના દ્રવ્યનો વ્યય કરે તો તેથી તેના દ્રવ્યની સાર્થકતા થાય છે."

હાલના આપણા શ્રીમંતોએ ઉપર લખેલી બિના ધ્યાનમાં લેવા જેવી છે. જેઓ વિવાહવાજનમાં જમણવારોમાં પોતાનું દ્રવ્ય ખરચતાં સંકોચાતાં નથી, પણ જો તેઓ લોકહિતના કાર્યમાં પોતાના દ્રવ્યનો વ્યય કરે તો જ તેના દ્રવ્યની સાર્થકતા થઇ ગણાય અને તેથી મહાન્ પુણ્ય ઉપાર્જન કરે. શ્રીમંતોની આવી ઉદારતાના અભાવે જે લોકહિતના કાર્યો સીદાય છે તે ઉંચી સ્થિતિમાં આવી જાય. શાસનદેવો અમારા શ્રીમંતોને આવી સદ્બુદ્ધિ આપો એમ ઇચ્છીશું.

પૃથ્વી—બનવાનું એકજ કારણ છે કે રામ, કૃષ્ણ, વીર, બુદ્ધ, ઇસુ, મહમદ એતો અહીં આવીને બેઠા છે. પણ મારા ઉપર હજારો સંત વેશધારી સાધુઓ, હજારો પાર્ટિઓ ( સંપ્રદાયો ) ઉભી કરી અંદર અંદર લડાવતાં શીખવે છે. એમાં દુઃખનો વિષય તો એ છે કે એક બીજા રામ, કૃષ્ણ, વીર, બુદ્ધ, ઈસુ અને મહમદના સેવકો બની તેમનાં નામ લઇ લઇને લડી રહ્યા છે. એટલું જ નહિં પણ હે અહિંસા માતા ! તમારૂં અહિંસાનું નામ લઇ કેટલાક તો નિરપરાધી જીવોની હિંસા કરી રહ્યા છે. ભગવાનનું નામ લઈ અનેક કલ્પનાઓ ઉભી કરી પોતપોતાનો સ્વાર્થ સાધી રહ્યા છે. સૌ પરમાત્માના નામે અહંકારની પૂજા કરી રહ્યા છે.

આવા ધૂર્તો મારાં બાળકોને ભોળવી રહ્યા છે. અનેક પ્રકારના ભોગવિલાસો દ્વારા પોતાની તૃષ્ણાની તૃપ્તિ કરી રહ્યા છે. તેમાં પણ વધારે દુઃખનો વિષય તો એ છે કે રામ કૃષ્ણાદિકનું નામ લઈ આ બધા એક બીજાના શત્રુ બનાવી રહ્યા છે. જે કૃષ્ણે ગૌમાતાની સેવા કરી છે, જે કૃષ્ણે મારી સેવા કરી છે, જે કૃષ્ણે અનીતિ અસત્યના ઉપાસક કૌરવોનો પાંડવો દ્વારા નાશ કર્યો છે. જે રામે પરસ્ત્રી લંપટ રાવણ જેવાનો નાશ કર્યો છે, એક પત્નીવ્રત પાળ્યું છે; જે મહંમદે અનેક જાત ભાઇઓ મારવા તૈયાર હતા, છતાં પોતાનું ખૂન થવાનો ભય છાતી ઉપર લટકતો રાખી નિર્ભયપણે દરેકને ઇસ્લામધર્મનું સત્યસ્વરૂપ સમજાવ્યું છે, દરેકને ખુદાની પ્રાર્થના કરતા બનાવ્યા છે; જે ઇસુને સમાજનો ઉપકાર કરતાં ક્રોસ ઉપર લટકવું પડ્યું છે અને જે મહાવીર અને બુદ્ધે હે અહિંસામાતા ! તમારી સેવા કરવામાં

## પૃથ્વીમાતાની ફરીયાદી

—( ૩૫૬ )—

**પ**રમાત્મા શાંતિની શય્યા અને સત્યનું ઓશીકું કરી પોઢયા છે. માતા અહિંસા અને ક્ષમા પાસે બેઠેલ છે. રામ, કૃષ્ણ, વીર, બુદ્ધ, ઇસુ, મહમદ પાસે બેઠા બેઠા પરમાત્માની સેવા કરે છે. એવા સમયમાં જેના મુખ ઉપર દીનતા છવાઇ રહી છે એવાં પૃથ્વી માતાએ પ્રવેશ કરી પરમાત્માને નમન કર્યું. તરત જ પૃથ્વી માતાને ઓળખી માતા અહિંસાએ પ્રશ્ન કર્યો કે પુણ્યભૂમી તમો અહીં કયાંથી ?

**પૃથ્વીમાતા**—હે માતા અહિંસા ! તમે મને પુણ્યભૂમિ કહો મા. પુણ્યભૂમિ તો હું ત્યારે હતી કે જ્યારે તમારાં બાળકો દરેકનાં દુઃખ દૂર કરવામાં રાત દિવસ પરિશ્રમ સેવતા હતા. હાલતો તેઓ પણ મને છોડી અહીં આવીને બેઠા છે.

**અહિંસા**—માતા ! પૃથ્વી ! આમ બનવાનું કારણ શું ?

મહાવીર અને બુધ્ધે જન્મ લઇને વર્ણાશ્રમોનો નાશ કર્યો, વેદોની નિંદા કરી અને વૈદિક ક્રિયાકાંડ યજ્ઞાદિકને જડમૂળથી ઉખેડી નાખ્યાં. શ્રી પુત્રાદિકને રડતાં મૂકી કાંખમાં એક ઝાડુ લઇ મનુષ્યોમાં પાખંડધર્મનો પ્રચાર કર્યો. ઇસુ અને મહમદને તે લોકોએ અનાર્ય અને મ્લેચ્છ કહી એમની ખૂબ ઘૃણા કરી. આ રીતે કહી ભાઈ રામકૃષ્ણ, તમારા અનુયાયીઓએ જ તમારા નામથી મહાવીર બુદ્ધાદિકને નાસ્તિક અને પાખંડી કહી વગોવ્યા છે.

કૃષ્ણ—(પોતાના માથા ઉપર હાથ મૂકી) હાય ! હાય ! હે માતા તમે જ બતાવો કે આમાં મારો શો અપરાધ છે? મેં તો સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે—

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पंडिताः ।
एकं सांख्यं च यः पश्यति स पश्यति ॥

આપની મૌજની ખાતર માબાપ અને ગુરુઓ સુધી બંદીવાન બનાવતા કંસ, જરાસંધ તથા રાવણ આદિ દુષ્ટ જનોના અત્યાચારોથી તમારી છાતી ફાટી જતી હતી. તે સમયે અમોને અમારી માતા અહિંસાદેવીએ અમોને એ જ આજ્ઞા કરી હતી કે તમો આ દુષ્ટોનો સંહાર કરો. અને જગતમાં મર્યાદાની રક્ષા કરી સંપૂર્ણ કર્મ કરો. સંસારી જીવોને કર્મયોગની શિક્ષા આપો. એ બધું અમોએ કર્યું. પરંતુ બધું વીરપરમાત્મા અને બુદ્ધના જમાનામાં વર્ણોએ જાતિઓનું રૂપ પકડી લીધું હતું. બ્રાહ્મણો શૂદ્રોની છાયા દેખીને પાપ સમજતા હતા. ક્રિયાકાંડોમાં માતા અહિંસાનો ત્યાગ કરી યજ્ઞયાગાદિકમાં પશુઓની હિંસા કરવા લાગ્યા હતા. એ સમયમાં શ્રી મહાવીર અને શ્રી

જીવનભર ફકીરી ધારણ કરી નાના પ્રકારનાં કષ્ટો વેઠી ધર્મના ના
જુલ્મ ગુજારનારાઓને પરાસ્ત કર્યાં છે; તેજ રામકૃષ્ણાદિકનાં નામનો
ગેરઉપયોગ કરી તે તે નામના સંપ્રદાયો સ્થાપી ખૂબ અંદર અંદર
કલેશ કરી રહ્યા છે, એક બીજા એક બીજાનું ખંડન કરી રહ્યા છે
એક બીજા સંપ્રદાયાનુયાયીઓનાં ખૂન કરી રહ્યા છે. હે માતા ! મારી
છાતી ઉપર થતા જુલ્મો સહન ન કરી શકવાથી હું અહીં તમારી
સમીપે ફરિયાદ કરવા આવી છું.

માતા અહિંસાએ દીર્ઘ નિશ્વાસ મૂકી રામકૃષ્ણાદિક તરફ જોઇ
કહ્યું કે હે બચ્ચાઓ ! સાંભળો છો ? પૃથ્વીમાતા શું કહી રહેલ છે ?

**રામ**—જગદંબે ! હું બધું સાંભળું છું; પરંતુ હું સમજતો
નથી કે મારાજ ભાઇઓને નાસ્તિક અને પાખંડી કોણ કહી રહેલ છે
અને મારા નામથી કોણ જુલ્મ ગુજારી રહેલ છે.

**પૃથ્વી**—કોણ શું ? તમારાજ અનુયાયીઓ આ જુલ્મ ગુજારી
રહ્યા છે.

**કૃષ્ણ**—હેં હેં ! રામના અનુયાયી ? મહાવીર અને બુદ્ધ ઇસુ
અને મહમદના અનુયાયીઓ મારી નિંદા કરી રહ્યા છે ? હે મા પૃથ્વી !
આ જુલ્મ અને આ પરિવર્તન કેમ થયાં ?

**પૃથ્વીમાતા**—ભાઇઓ, એ લોકો કહે છે કે અમારા રામ
અને કૃષ્ણે તો લોક કલ્યાણને માટે દુષ્ટોનો સંહાર કર્યો, માબાપની
સેવા કરી, જન્મભર સ્ત્રી પુત્રોની રક્ષા કરી જગતના મનુષ્યોને માનવ-
ધર્મની ઉત્તમ શિક્ષા આપી, બ્રાહ્મણોનો ખૂબ આદરસત્કાર કર્યો,
વૈદિક યજ્ઞયાગાદિક ક્રિયાકાંડોનો પ્રચાર અને પાલન કર્યું. પરંત

ઈસુના સમયમાં પણ મનુષ્ય મનુષ્યનાં ગળાં કાપતા. એ બન્ને મહાપુરુષોએ પોતાના આત્માનો ભોગ આપી મનુષ્યમાં એક બીજા વચ્ચે સંસાર અને એક બીજા મનુષ્ય વચ્ચે દયા રાખતા શીખવ્યું.

ઈસુ—હે માતા પૃથ્વી ! અમોએ કોઈને પણ મારવાનો ઉપદેશ આપ્યો નથી. વળી તે કાળમાં અમો આટલું જ કરી શકયા હતા કે મનુષ્યે મનુષ્યને ન મારવો. પરંતુ આજ તો અમે વીર અને બુદ્ધ મહાત્માની કૃપાથી વનસ્પતિના સ્પર્શમાં પણ અહિંસા માતાનું અપમાન સમજીએ છીએ. છતાં જે લોકો અમારાં નામને આડે ધરી ગૌમાંસ ભક્ષણ કરી રહ્યા છે એટલું જ નહિ પણ માંસ ભક્ષણ કરી રહ્યા હોય તે સર્વને અમો ધિક્કારીએ છીએ. " ખાય ઘોસ ન મળે દોષ " જે પરમાટી ખાય, તેને ખુદા કદી પણ મળતો નથી.

મહંમદ-પૃથ્વીમાતા ! એટલું જ નહિ પણ રામ કૃષ્ણ વગેરે અમારા મોટા ભાઈઓ છે. એઓને જે માણસો કાફર કહે છે તે પોતે જ કાફર છે. મેં તો સ્પષ્ટ આજ્ઞા કરી છે કે પ્રત્યેક માણસ પેગંબર (રસુલ) થઈ શકે છે. જે આપણી કોમને ખુદાનો પેગામ સંભળાવે છે તે પેગામમાં એ પણ કહેવામાં આવે છે કે કોઈનું પણ અપમાન કરવું એ મોટો ગુન્હો છે.

પૃથ્વી—તમારા બધાની વાતો સાંભળી મને આટલો તો સંતોષ થયો કે ધર્મપ્રવર્તક મૂળ પુરુષોના સિદ્ધાંતોમાં કોઈ જાતનો ફેર નથી. દરેકે જે કાળે જે જે બોધ કર્યો છે તે તે પરિસ્થિતિને અનુકૂળ સહુએ જનકલ્યાણ થાય એવો ઉપદેશ કરેલો છે. એટલે તમોને હવે હું શું ઠપકો દઉં? પરંતુ તમારા દરેકના અનુયાયી મારૂં દુઃખ ચોગણું

બુદ્ધને પરમાત્માની આશા થઇ. તેથી તેઓએ જગતમાં મનુષ્યોને સન્યાસનો ઉપદેશ આપવો શરૂ કર્યો. વર્ણોના, જાતિઓના ઝગડા દૂર કર્યા અને અક્ષરશઃ સત્યનું પાલન કરી બતાવ્યું. त्रैगुण्यविषयावेदा: निस्त्रैगुण्यो भवार्जुन મહાવીર અને બુધ્ધે નિસ્ત્રૈગુણ્ય બનીને સંસારમાં નાના પ્રકારનાં કષ્ટોને સમભાવપૂર્વક સહન કર્યાં. ભૂખ્યાઓને ભોજન લેવાની વિધિ બતાવી, અને રોગીઓને ઉપવાસ કરવા શીખવ્યું. માટે અમારી પ્રવૃત્તિની જે કાળમાં જરૂર હતી તે કાળમાં જન-હિતકારી પ્રવૃત્તિ અમોએ હાથ ધરી હતી, અને શ્રી મહાવીર અને મહાત્મા બુદ્ધના વખતમાં જે પ્રવૃત્તિની જરૂર હતી તે એઓએ કરી. અમારો બધાનો ઉદ્દેશ એક જ હતો અને છે.

**વીરપરમાત્મા**–માતા પૃથ્વી! અમોને આશ્ચર્ય થાય છે કે મહમદ અને ઇસુ એ પણ અમારા ભાઇ છે. એને અનાર્ય અને મ્લેચ્છ કોણ કહે છે?

**પૃથ્વી**–કોણ કોણ? તમે જાતે કહો છો એમ તમારા અનુયાયીઓ કહી રહ્યા છે.

**બુદ્ધ**–અરેરે અમારા અનુયાયી ઇસુ અને મહમદને મ્લેચ્છ કહે છે? આ આશ્ચર્યની વાત છે! ધર્મને માટે અને સત્યની ખાતર અસાધારણ ત્યાગ કરનારા, એ વીર પુરુષોનું હડહડતું અપમાન છે.

**પૃથ્વી**–એ લોકો એમ કહે છે કે મહમદ અને ઇસુના અનુયાયી ગૌમાંસને ખાય છે.

**બુદ્ધ**–શું એ લોકો આટલું પણ સમજતા નથી કે અસભ્યોને શિક્ષણ દેવું એ કેટલું કઠણ છે? જે સમયે મહમદ થયા તે વખતે મૂર્તિઓના નામથી મનુષ્યોની પણ હિંસા કરવામાં આવતી, અને

## વિચારક અને સ્વાવલંબી બનો

વિચાર કરવાની શકિતથી તેમજ હેય ઉપાદેય અને જ્ઞેયનો વિવેક હોવાથી જ મનુષ્ય શ્રેષ્ઠ લેખાય છે. છતાં કેટલાક બેદરકાર વિચાર અને વિવેક રહિત મનુષ્યો જે વ્યાવહારિક અગર ધાર્મિક વ્યવહાર કરી રહેલ છે તેમાં પણ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવામાં આળસ સેવે છે. મનુષ્યે નિરંતર પોતાની બુદ્ધિનો ઉપયોગ કર્યા જ કરવો જોઇએ અને અધિક અધિક જાણવાની તેમ જ સત્ય શોધવાની કોશિશ કરવી જોઇએ. એ જ મનુષ્યત્વની વિશેષતા છે. પરંતુ મનુષ્ય પોતાનાં ધ્યેયનો નિર્ણય કર્યા વિના ધ્યેય સુધી પહોંચવાનાં જ્ઞાન વિના માત્ર પ્રવૃત્તિને મુખ્ય માની પ્રવૃત્તિ કર્યા કરે તો તે ઘણીવાર હતાશ બની દુઃખી થાય છે. મનુષ્યનું ધ્યેય સુખ છે. પછી તે સુખ લૌકિક હો કે લોકોત્તર હો. પરંતુ બને છે એવું કે ભૂખ લાગે એટલે ખોરાક શોધે; ખોરાક મળે

દિવસે દિવસે વધારી રહ્યા છે. જે પૃથ્વી ઉપર તમારો જન્મ થવાથી
હું પ્રફુલ્લિત થતી હતી અને હર્ષથી ગંજગજ મારી છાતી ઉછળતી
હતી. તે જ હું આજે મારા નેત્રોમાંથી અશ્રુનો વરસાદ વર્ષાવી રહી છું.
કેમકે તમારા દરેકના અનુયાયીઓ દર વર્ષે કોઇને કોઇ કજીઆ બખેડા
ઉભા કરી એક બીજાનાં ખૂન કરી રહ્યા છે. એક બીજાને નિંદી
રહ્યા છે અને એ બધું તમારા નામથી થઇ રહ્યું છે. તમારી વાત સાંભળી
હું એટલું તો જાણી શકી છું કે તમારા નામથી અનુયાયી બનેલા
પ્રપંચી સ્વાર્થ સાધી રહ્યા છે. ધર્મના નામે અધર્મ કરી રહ્યા છે
એ વસ્તુતઃ તમારા અનુયાયીઓ નથી પણ તમારા નિંદકો જ છે.
હવે હું એટલી જ વિનંતી કરૂં છું કે કોઇ પણ મહાન્ પુરૂષને મોકલો
કે જેથી મારા ઉપર થએલો અધર્મનો ભાર ઓછો કરે.

બધા મળી પરમાત્માને વિનંતી કરે છે. પરમાત્મા યોગનિદ્રામાંથી
જાગૃત થઇ પૃથ્વીદેવીને આશ્વાસન આપતાં ગંભીર વાણીથી સમજાવે
છે કે ભૂદેવિ ! ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. સંસારમાં ઉન્નતિ અને
અવનતિનાં ચક્ર ચાલ્યાં જ કરે છે. જ્યારે જ્યારે અવનતિ પરિસીમાએ
પહોંચે છે અને દુર્જનો પોતપોતાને હાથે પોતપોતાનો નાશ માગી
લે છે, લોકો ત્રાહી ત્રાહી પોકારે છે ત્યારે કોઇને કોઇ મહાન્ પુરૂષ
જ્યોતિર્ધર પૃથ્વી ઉપર અવતરે છે અને તે શાંતિનું સામ્રાજ્ય સ્થાપે છે.
એ પણ સમય હવે નજીક છે. માટે પૃથ્વીદેવિ ! તમો ચિંતા ન કરો

પૃથ્વીમાતા આ સાંભળી સર્વને નમન કરી પોતાને સ્થાને રવાના થયાં.

વસ્તુસ્થિતિ એ છે કે ધર્મ એક જ હોય, એમાં અનેકતા કદી સંભવે જ નહિ. પરંતુ એમ ધર્મમાં ધીમે ધીમે અવિવેક અવિધિ જ્યારે દાખલ થાય છે, ત્યારે મહાપુરુષ તેને દૂર કરવા પ્રયત્ન કરે છે; શું હોવું જોઇએ એ સમજાવે છે. તેથી બને છે એવું કે જૂનાઓ એને નવો ધર્મ કહી પોતે એનાથી છૂટા પડે છે. એટલે એ જાતના ધર્મ થયા ગણાય. પાછું જે અવિવેક દૂર કરવાથી ધર્મપ્રચાર શરૂ કર્યો હોય તેમાં પણ અનેક ઉત્ક્રાંતિ ઉભી થયા છે. તેમાંથી પાછા સત્યશોધક પુરુષ વસ્તુસ્થિતિને સમજાવવા પ્રવૃત્તિ શરૂ કરે છે. તે પ્રવૃત્તિને પણ પૂર્વધર્માગ્રહી જીવો એને પણ નવો ધર્મ કહી વગોવે છે. આ રીતે એકમાંથી ધર્મના નામે અનેક ફાંટા ઉભા થાય છે. તેથી બુદ્ધિવાદ કે યુક્તિવાદને કોરે મુકી સૌ સૌની માન્યતામાં સૌ પ્રતિકર્તવ્યતા માની ધર્મની બાબતમાં બુદ્ધિહીન બને છે. બાકી કહેવત છે કે સો સમજુનો એકમત. એટલે સેંકડો મહાન્ પુરુષો થઇ ગયા હોય તો તેમની ધર્મરચના સત્ય ઉપર જ રચાયલી હોય છે. આજ બાબતનો જરા વિવેક કરીએ. જૈનોએ અહિંસા મુખ્ય માની તેના સંરક્ષણ માટે સંયમના કડક નિયમો પ્રતિપાદન કર્યા. અદ્વૈતોએ આત્મા એક માન્યો. એટલે દરેકનો આત્મા એક જ છે, તો કોને મારો કહેવો, કોને પારકો કહેવો ? બધું આત્મસ્વરૂપ છે. અહીં પરમ ઉદાસીનતા અને આત્મધ્યાન આત્મનિમજ્જન ઉપર પરમહંસ સન્યાસીઓના નિયમો રચ્યા.

શુદ્ધાદ્વૈતે ભક્તિની મુખ્યતા માની એટલે સેવાધર્મ એ જ ખરો ધર્મ છે. માટે પૂજ્ય પુરુષોની અનન્યભાવે સેવા કરવી. અહીં પોતામાંથી અહંકારનો નાશ માન્યો અને કીટભ્રમર ન્યાયે પૂજક પૂજ્ય

એટલે પોતે પોતાને પરિતૃપ્ત થયો માને, એને લઇને ખોરાકની ચીજો કેમ મેળવવી, ખોરાક મેળવવામાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રયત્નનું જ્ઞાન મેળવવું જોઇએ. પણ પરિતૃપ્તિને અંગે તેટલી બુદ્ધિનો ઉપયોગ ન કરતાં મનુષ્ય પોતે સંતોષ માની બેસે છે. માટે જે મનુષ્ય પોતાની સાધારણ બુદ્ધિનો ઉપયોગ નથી કરતો, આગળ વધવા માટે કાળજી નથી રાખતો તે મનુષ્ય પોતે આત્મવંચક છે. ન જાણતાં છતાં પણ હું બધું જાણું છું એમ માની બેસે છે એના જેવો દંભ બીજો કોઇ નથી. દંભમાંથી અહંકાર ઉત્પન્ન થાય છે. અહંકારથી અસત્ય કરતાં અસત્ય બોલતાં શીખે છે અને સત્યનો નાશ કરે છે. એથી પોતે એક પક્ષમાં આગ્રહી બની જાય છે. બીજાના પક્ષનો વિચાર કરતો નથી. માત્ર પોતાના પક્ષને સત્ય માની સત્ય પક્ષને કદી શોધી શકતો નથી. બીજાની માન્યતા સત્ય હોય છતાં તેને અસત્ય કહી વગોવે છે. આ બધું અવિવેકનું પરિણામ છે. એવો માણસ યુક્તિઓ આગળ ટકી શકતો નથી. એટલે મારામારી કે ગાળીપ્રદાન કરવા મંડી પડે છે. હરિભદ્રસૂરિ મહારાજ કહે છે કે,

**युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः**

જેનું યુક્તિવાળું વચન છે તેને જ હું ગ્રહણ કરીશ. સમજુ અને વિદ્વાનોની એ જ પ્રતિજ્ઞા હોવી જોઇએ. દૃષ્ટિરાગી બની વિચારક ન બનવું એ મનુષ્યની બુદ્ધિને મોટું લાંચ્છન છે.

પ્રત્યેક ધર્મનો આદિપુરુષ જે ધર્મની સ્થાપના કરે છે તે યુક્તિવાદ એટલે વિચારપૂર્વક જ કરે છે. અમો જે કહીએ તે તમો માની લ્યો એવો આગ્રહ તે પુરુષો કદી પણ કરતા નથી.

વસ્તુસ્થિતિ એ છે કે ધર્મ એક જ હોય, એમાં અનેકતા કદી સંભવે જ નહિ. પરંતુ એમ ધર્મમાં ધીમે ધીમે અવિવેક અવિધિ જ્યારે દાખલ થાય છે, ત્યારે મહાપુરુષ તેને દૂર કરવા પ્રયત્ન કરે છે; શું હોવું જોઇએ એ સમજાવે છે. તેથી બને છે એવું કે જૂનાઓ એને નવો ધર્મ કહી પોતે એનાથી છૂટા પડે છે. એટલે એ જાતના ધર્મ થયા ગણાય. પાછું જે અવિવેક દૂર કરવાથી ધર્મપ્રચાર શરૂ કર્યો હોય તેમાં પણ અનેક ઉત્ક્રાંતિ ઉભી થયા છે. તેમાંથી પાછા સત્યશોધક પુરુષ વસ્તુસ્થિતિને સમજાવી પ્રવૃત્તિ શરૂ કરે છે. તે પ્રવૃત્તિને પણ પૂર્વધર્માંમહી જીવો એને પણ નવો ધર્મ કહી વગોવે છે. આ રીતે એકમાંથી ધર્મના નામે અનેક ફાંટા ઉભા થાય છે. તેથી બુદ્ધિવાદ કે યુક્તિવાદને કોરે મુકી સૌ સૌની માન્યતામાં સૌ ઇતિકર્તવ્યતા માની ધર્મની બાબતમાં બુદ્ધિહીન બને છે. બાકી કહેવત છે કે સો સમજુનો એકમત. એટલે સેંકડો મહાન્ પુરુષો થઇ ગયા હોય તો તેમની ધર્મરચના સત્ય ઉપર જ રચાયલી હોય છે. આજ બાબતનો જરા વિવેક કરીએ. જૈનોએ અહિંસા મુખ્ય માની તેનાં સંરક્ષણું માટે સંયમના કડક નિયમો પ્રતિપાદન કર્યાં. અદ્વૈતોએ આત્મા એક માન્યો. એટલે દરેકનો આત્મા એક જ છે, તો કોને મારો કહેવો, કોને પારકો કહેવો ? બધું આત્મસ્વરૂપ છે. અહીં પરમ ઉદાસીનતા અને આત્મધ્યાન આત્મનિમંજ્જન ઉપર પરમહંસ સન્યાસીઓના નિયમો રચ્યા.

શુદ્ધાદ્વૈતે ભક્તિની મુખ્યતા માની એટલે સેવાધર્મ એ જ ખરો ધર્મ છે. માટે પૂજ્ય પુરુષોની અનન્યભાવે સેવા કરવી. અહીં પોતામાંથી અહંકારનો નાશ આવ્યો અને કીટભ્રમર ન્યાયે પૂજક પૂજ્ય

બની શકે છે એ સિદ્ધાંતનો સ્વીકાર કર્યો. ઇસ્લામી ભાઇઓએ ઈમાન એટલે શ્રદ્ધા ઉપર જ ભાર મૂકયો. બધું ખુદાની કૃપાથી જ થાય છે. આથી હું કરું છું એવી અહંકારભાવના નષ્ટ થાય એવો એનો સિદ્ધાંત છે. આ રીતે દરેક ધર્મના આદિ સિદ્ધાંતો યુક્તિયુકત અને ઉપાદેય છે. દરેક ધર્મના સિદ્ધાંતોનું એકીકરણ એ અવિરોધી ધર્મ છે. પરંતુ પાછળથી બુદ્ધિહીનોએ મૂળ સિદ્ધાંતોને ભ્રષ્ટ કરી ધર્મના નામે ધર્મવિકાર ( અધર્મ ) ઉભો કર્યો છે. જે બુદ્ધિનો ઉપયોગ વિવેક સાથે સત્ય શોધનમાં કરવો જોઇએ તે બુદ્ધિનો ઉપયોગ એક બીજાએ એક બીજાનાં ખંડનમાં કર્યો છે. આથી એક બીજા વચ્ચે ધાર્મિક ઝગડા ઉભા થયા છે. તે ઇહાં સુધી કે ધર્મના નામે અધર્મ યુદ્ધ કરી એક બીજાનાં લોહી રેડ્યાં છે, એ દુઃખનો વિષય જેવો તેવો નથી.

ન્યાયવિશારદોએ ન્યાયશાસ્ત્રો રચી પ્રમાણ પ્રમેયની સિદ્ધિ કેમ કરવી તે વિસ્તારથી બતાવેલ છે. ન્યાયશાસ્ત્રોનાં અધ્યયનથી તાર્કિક શક્તિ ઉત્પન્ન થાય છે. પરંતુ લોકોએ એ તાર્કિક શક્તિનો જે સદુપયોગ કરવો જોઇએ તે ન કરતાં એક બીજાના ખંડનમાં તેનો ઉપયોગ કર્યો છે. જેમ ઘણીવાર રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય છે. છીપમાં રજતની ભ્રાંતિ થાય છે, તેમ જ્ઞાનમાં બુદ્ધિમાં અનેક ભ્રાંતિઓ ઉત્પન્ન થાય છે. તે હૃદયસ્થ વાસનાનું પરિણામ છે. સત્યમાં અસત્યનું મિશ્રણ થઇ જાય છે. તેથી વિવેકના અભાવે અસત્યનું ખંડન કરતાં સત્યનું ખંડન પણ થતું જોવામાં આવે છે. ઘણી વાર એમ પણ બને છે કે એકે માન્યું તેને બીજાએ ન માનવું અને તેના જેવી જ બીજી કલ્પના ઉભી કરવી એમાં પોતાની હોંશીઆરી માનવી. જૈનોએ વ્યંતરદેવોની એક યોનિ માની છે, ત્યારે બીજાઓએ પિતૃલોકની કલ્પના ઉભી કરી

છે. જેકે શ્રમણ બ્રાહ્મણ બન્નેમાં અમુક અંશે સમાનતા જોવામાં આવે છે. છતાં પોતાની ભિન્ન માન્યતામાં પોતે પોતાની હોંશીઆરી સમજે છે. જૈનો કહે છે કે વ્યંતર દેવો ઘણીવાર કુતૂહલવૃત્તિથી મનુષ્યજાતને નડતર કરે છે એટલે દુઃખ દે છે. તેઓ પોતાનું મહત્વ વધારવા પોતાની સ્થાપના માનતા વગેરે કરવાનું કહે છે. બીજાઓ એ જ વાતને પિતૃ નડે છે માટે એની ગતિ થાય તેવા પિંડદાન, શ્રાદ્ધ અને સ્થાપના વગેરે કરવાં જોઈએ. વાત એકની એક છે. માત્ર નામભેદ અને કલ્પનાભેદ છે. પરલોકને નહિ માનનારા કયામતના દિવસને માનનારા મુસલમાન ભાઈઓ પણ પીરોની કબરોને માને છે, ધૂપ દીપ કરે છે, શ્રીફળ વધેરે છે અને જન, મામા વગેરે ભૂત યોનીને પણ સ્વીકારે છે. આવા ભેદો માત્ર પોતપોતાને એક બીજાથી જુદા પડવા માટે જ ઉભા કર્યા છે એટલું જ નહિ પણ એક બીજા આવી બાબતોમાં પણ ખંડનમંડનનાં ટાયલાં કૂટયાં કરે છે. પણ ડોળા રહ્યાં છે.

બુદ્ધિવાદ કરતાં વિચારવાદ વધારે ઉપયોગી છે, બુદ્ધિવાદી વિશેષ બુદ્ધિને લઈને ઘણીવાર સત્યને અસત્ય અને અસત્યને સત્ય સિદ્ધ કરી બતાવે છે, પરંતુ વિચારકો આગળ એ સિદ્ધિ લાંબો કાળ ટકી શકતી નથી. વિચારકો ગંભીર-વિચારપૂર્વક સત્યાસત્યનો વિવેક કરી તેનો કારણકાર્યભાવ લોકોને સમજાવી શકે છે.

ભારતવર્ષના મનુષ્યોમાં એક એવી કુટેવ પડી ગએલી છે કે તેઓ પરાવલંબી જીવનને વધારે પસંદ કરે છે. રાજા કે શાહુકાર કરતાં જોશો તો નોકરોની સંખ્યા હજારગણી જોવામાં આવશે. કૃષિકાર કે દસ્તકારો સિવાયના મનુષ્યોનું જીવન બીજાઓના ઉપર અવલંબીને

રહેલું છે. તેમાં પણ સર્વથી પોતાને ઉચ્ચ કોટીમાં માનનારા બ્રાહ્મણો અને ધર્મગુરુઓ તદ્દન પરાવલંબી જીવન જીવી રહ્યા છે. ક્ષત્રિયો પણ એક રીતે નિરૂદ્યોગશીલ હોવાથી પરાવલંબી જ છે. પ્રવૃત્તિથી કે જાતમહેનતથી જેમ બીજા દેશોમાં પોતપોતાનું ગુજરાન ચલાવી રહ્યા છે તેમ આ ભારતવર્ષમાં તેથી ઉલટું જોવામાં આવે છે. એક માણસ કમાતો હોય તો ઘરના દશ માણસ નિરૂદ્યમી બેસી રહે છે. અને એક માણસની કમાણી ઉપર તાગડધિન્ના કરતા જોઈએ છીએ. આ સંસ્કાર ઘણા લાંબા વખતથી ભારતવર્ષના મનુષ્યોમાં ચાલ્યા આવે છે. તો જેમ ઉદરનિર્વાહના સંબંધમાં પરાવલંબી જીવને ભારતવાસીઓ જીવી રહ્યા છે તેમ બુદ્ધિ અને વિચારને માટે પણ એ જ પરાવલંબી દશા ભારતવર્ષના મનુષ્યોમાં રહેલી છે. પૂજ્ય અગર મોટેરા, ધર્મગુરુઓ અથવાતો અધિકારી કે રાજા જે કહે તે સાચું છે અને તે જ આપણે કરવું જોઈએ. મોટાઓ આગળ આપણે આપણું ડહાપણ ન ચલાવવું. એમ કરવાથી વિનયહીન અવિનીત ઠરીએ.

રાજા પ્રધાનની બુદ્ધિ ઉપર આધાર રાખતાં આવ્યા છે. શેઠ મુનીમની બુદ્ધિ ઉપર, પુત્ર પિતાની બુદ્ધિ ઉપર અને શ્રદ્ધાળુઓ ધર્મગુરુઓની બુદ્ધિ ઉપર આધાર રાખતા આવ્યા છે. પોતાની બુદ્ધિનો કે વિચારનો ઉપયોગ ઘણા ઓછાઓએ કરેલો છે. બુદ્ધિ અને વિચારમાં પણ ભારતવાસીઓ પરાવલંબી જ રહ્યા છે. ગમે તેવો ડાહ્યો માણસ હોય, વિચારક હોય પણ તેની આગળ ધર્મપુસ્તકનું લખાણ મૂકી દેવામાં આવે એટલે બસ, શાસ્ત્રકાર આમ ફરમાવે છે માટે એમાં આપણે આપણી બુદ્ધિનો કે વિચારનો ઉપયોગ કરીએ તો શ્રદ્ધામાં દોષ લાગે. તેઓ નથી વિચારતા કે શાસ્ત્રો કઈ વ્યક્તિએ લખેલ છે?

કયા સંયોગોમાં કયા કાળમાં કયા ઉદ્દેશથી લખવામાં આવેલ છે ? આજે આ લખાણ ઉપયોગી છે કે નિરુપયોગી ? વર્તમાનકાળને શાની જરૂર જરૂર છે એ તમામ વિચારપરંપરાને કોરે મૂકી દેવામાં આવે છે.

સુભાગ્યે હાલમાં વિજ્ઞાન અને વિદ્યાવિકાસે યુવકોમાં વિચારભાવના જાગ્રત કરી છે અને તેઓ વિચાર કરતાં શીખ્યા છે, અંધશ્રદ્ધાને કોરે મૂકી બુદ્ધિગમ્ય કલ્પનાઓથી સત્ય શું હોવું જોઇએ આવી [illegible] પ્રમાણ કસોટીએ કસી સત્યની શોધ તરફ વળ્યા છે. આ જોઇ [illegible] વિચારો અને ધર્મગુરુઓના સત્તાના સિંહાસનો કંપવા લાગ્યાં છે. યુવકોના પ્રશ્નોના ખુલાસા દેવામાં અશક્ત ધર્મગુરુઓ યુવકોને [illegible] જડવાદી, શ્રદ્ધાહીન કહી વગોવી રહ્યા છે. આ વગોવણું [illegible] વધારે અનાદર ઉભો કરે છે.

ભારતવાસીઓએ બીજા દેશો તરફ બીજા [illegible] તેમની ઉદ્યોગશીલતા તરફ અને વિચારશક્તિ તરફ [illegible] પોષણ માટે તેમ જ ધાર્મિક કે વ્યાવહારિક [illegible] સ્વાવલંબી બનવું જોઇએ. પરાવલંબી જીવનો [illegible] ગયો છે. હજુપણ જો નહિ સમજે તો બેહાલી [illegible] ભારતવાસીઓનાં જીવનની ખુવારી જ થવાની છે. [illegible] વાસીઓ ! તમારા જીવનનો પલટો કરી તમે [illegible]

## જેનો પ્રતિષેધ તેનોજ રૂપાંતરે સ્વીકાર

( ૧ )

હાલમાં નવા જમાનામાં નવીન કેળવણીથી નવી આંખે જોનારા સાક્ષરો અને યુવકો બીજા દેશોની ઉન્નતિ સાથે પોતાના દેશ બંધુઓની થતી અવનતિ જોઇ તેનાં કારણોમાં અનેક કારણો પૈકી નીચેનાં કેટલાક કારણોને આગળ ધરે છે. કન્યાવિક્રય જમણવારોમાં થતો ખર્ચ, બાળલગ્ન, વૃદ્ધલગ્ન અને કેટલીક ચાલી આવતી ધર્મની અંધરૂઢિ મુખ્ય સ્વીકારવામાં આવે છે. તેને પ્રતિષેધવા અને તેથી થતી હાનિ દર્શાવવા લેખોદ્વારા તથા ભાષણોદ્વારા તથા સ્વશક્તિ અનુસાર યથામતિ પ્રયત્ન કરી રહ્યા છે.

ઉપલ લખેલા કુરિવાજો, પૂર્વ ઇતિહાસ તપાસતાં હજાર પંદરસો વર્ષ પહેલાં આ ભારતવર્ષમાં બિલકુલ હતા નહિ. એમ કહીએ તો તે સકારણ છે. એ કબૂલ કરવામાં કેટલાક કારણો નીચે આપીએ

છીએ. પૂર્વકાળમાં રાધાવેધ સ્વયંવર મંડપ, અને સમસ્યાપૂર્તિ તેમજ અન્ય પ્રતિજ્ઞાઓની પૂર્ણતાને અંતે ઘણી કન્યાઓ પાણિગ્રહણ કરતી હતી. તે વાતમાં મદદ અને તેનો સ્વીકાર તે વખતમાં માતા પિતા પણ આનંદની સાથે સ્વીકારતાં. એટલે કન્યાવિક્રય જેવાં પાપી કાર્યનો રિવાજ તે વખતમાં ન હતો એમ માનવાને કારણ મળે છે. આ દોષના અભાવનું બીજું કારણ જ્ઞાતિ બંધારણનો અભાવ પણ હતો.

જમણવારો જોકે વિવેક પુરસ્સર અને જરૂરી પ્રસંગે પ્રથમ પણ થતા હતા. પરંતુ બીજા જરૂરી કાર્યોને ભૂલી જઈ માત્ર જમણવારોને જ અગ્રપદ આપવામાં આવતું નહિ. એટલે તે વખતના લોકો જનહિતના, કુટુંબહિતના, ધાર્મિક હિતનાં કાર્યો તરફ પણ પોતનું લક્ષ આપતા હતા. એટલું જ નહિ પણ કેટલીક વ્યવહારિક, આર્થિક અને ધાર્મિક રૂઢિઓ પણ તે વખતની અતિ ઉત્તમ હતી. તે વખતના લોકો વેપાર કરવા જળમાર્ગે દૂર દ્વીપાંતરે ગમન કરતા અને લાંબી મુસાફરી કરી વિપુલ દ્રવ્ય મેળવી સ્વદેશમાં આવતા. કેટલાક ધનાઢ્ય વેપારીઓ સાર્થવાહ-સાથપતિના નામથી ઓળખાતા હતા. સાર્થવાહ જ્યારે દેશાંતર જવા માલથી પોતાનાં વહાણો ભરી તૈયાર થતાં ત્યારે અનેક સાધારણ સ્થિતિના લોકોને પોતાને ખર્ચે સાથે લઇ જતા અને તેઓને પણ વેપાર કરાવી દ્રવ્યોપાર્જન કરાવતા અને પાછા પોતાનાં વહાણોમાં બેસાડી ઘરભેગાં કરતા. સાથપતિ સતત ગરીબો તરફ ખૂબ લક્ષ રાખતા, કરૂણાદષ્ટિ રાખતા તેમની ગરીબાઈ દૂર કેમ થાય તેવાં સાધનો તેમને મેળવી આપતા. એટલે તે વખતની પ્રજા બેકારી શી વસ્તુ છે તે સમજતી ન હતી. કવચિત્ ભાગ્યહીન ગરીબ દેખાતા હતા તે તેમનાં કર્મને લઈને

જમણુવાર એ એક પ્રીતિ વધારવાનું અને ઐક્ય કરવાનું કાર
તે વખતે મનાતું. ડાહ્યા માણસો સૂક્ષ્મ નિરીક્ષણથી જમણવારમ
જમનારાઓની સ્થિતિનું નિરીક્ષણ કરે તો તેમના પહેરવેશ વગેરેથ
આર્થિક સ્થિતિ કેવા પ્રકારની છે તે સહેલાઇથી સમજી શકે. અનુભ
વિઓને ગમે તે પ્રસંગ અનુભવ પેદા કરાવે છે. એટલે જમણવાર પણ
તદ્દન ઉપેક્ષા કરવા લાયક તો નથી છતાં આટલું ચોકક્સ છે કે હાલના
જમણવારો જેવા મૂર્ખાઇ ભરેલા જમણવારો તે વખતમાં ન હતા
એટલે તેવા જમણવારો માટે એકાંત ટીકા કરવી એ અનુચિત છે.

ચાર વર્ણાશ્રમની સ્થિતિ તપાસતાં ખુલ્લી રીતે સમજી શકાય છે
કે પૂર્વકાળમાં બાળલગ્ન કે વૃદ્ધલગ્ન અસ્તિત્વ ધરાવતાં ન હતાં. કેમકે
પહેલું બ્રહ્મચર્યાશ્રમ તે વિદ્યાધ્યયનનું જ આશ્રમ ગણાતું. બ્રહ્મચર્યાશ્ર-
મમાં રહી જ્યારે વિદ્યાધ્યયન પૂર્ણ કરતા ત્યારે તેઓ પરિપકવ વયને
પ્રાપ્ત થતા. તે પછી જ તેઓ ગૃહસ્થાશ્રમને સ્વીકારતા. આથી બાળ-
લગ્નને અવકાશ તે કાળમાં ન હતો. ગૃહસ્થાશ્રમમાં રહી અમુક કાળે
પુત્રાદિકને ગૃહભાર સોંપી ત્રીજું વાનપ્રસ્થાશ્રમ સ્વીકારવામાં આવતું
હતું. આ આશ્રમમાં પતિપત્ની બ્રહ્મચર્ય પાળતાં, સાંસારિક કાર્યનો ત્યાગ
કરી આત્મકલ્યાણતરફ વલણ રાખી ધાર્મિક પ્રવૃત્તિ એ જ પોતાનું
કર્તવ્ય માનતાં અને જ્યારે તેઓને ખાતરી થતી કે પતિપત્ની સાથે
રહેતાં પણ મનની ચંચલતાને જીતી રૂડી રીતે બ્રહ્મચર્ય પાળી શક્યાં
છે અને ગૃહકાર્ય તેમ જ પુત્રપુત્રાદિક ઉપરથી મોહને જીતી શક્યા છે.
આ રીતે મનની કસોટી કરી પૂર્ણ વૈરાગ્યની સ્થિતિ પ્રાપ્ત કરી પછી
સંન્યસ્તાશ્રમ ગ્રહણ કરતા હતા. આવી રીતે સંન્યાસ ગ્રહણ કરવાથી

તેઓ પ્રાયઃ ફરી સંન્યાસથી પતિત થતા ન હતા. આ સ્થિતિ જ્યાં હતી ત્યાં કોઈક જ ભાગ્યહીન સંન્યાસ વિનાનો રહેતો હતો, એટલે વૃદ્ધશ્રમનો તે કાળમાં સંભવ જ ન હતો, કેમકે વૃદ્ધાવસ્થા સંન્યસ્તદશામાં પૂર્ણ કરવામાં આવતી હતી.

ધર્મની રૂઢિઓની શરૂઆત સહેતુક અને સકારણ દેશકાળને અનુસાર પ્રચલિત થએલી હોવી જોઈએ, જે હેતુને સફળ કરવા ફળદર્શક રૂઢિ થઈ કરવામાં આવતી તે જ્યાંસુધી ફળદર્શક જણાતી ત્યાંસુધી જ તેનો સ્વીકાર કરવામાં આવતો. તે જ રૂઢિઓ પાછળથી મૂર્ખ અજ્ઞાની મનુષ્યોના હાથમાં આવવાથી નિરર્થક બની સાંકડી શેરીનું રૂપ પકડી એક બીજાથી જુદા પાડનારી કલેશ સંપર્કવાળી થઈ જવાથી અંધ રૂઢિ બની વર્તમાનકાળમાં તે રૂઢિ હાનિકારક થઇ પડી છે.

ઉપર લખેલા રિવાજો કયારે અને કેમ બદલાયા તે તપાસીએ. મધ્યકાળમાં હિન્દુસ્તાનમાં રાજ્યક્રાંતિ થઇ જવાથી કેટલાક હિન્દુઓના રીતરિવાજોમાં ફેરફાર થવા માંડયા અને વર્ણાશ્રમો ટળી જ્ઞાતિઓ ધારણ થવા માંડયાં. ક્રમે ક્રમે જ્ઞાતિઓમાં પણ ભેદ ઉપભેદ થવા લાગ્યા. એથી સંપ અને શાંતિનો નાશ, કલેશની અભિવૃદ્ધિ થવા લાગી. તેને લઈને એક એકથી એક બીજાને સહાયતા ન મળવાથી વિદ્યાહુન્નર, ઉદ્યોગ, નાશ પામવા લાગ્યા, આળસ, પ્રમાદ, લોલુપતા, અપ્રમાણિકતા વધવા લાગી. આથી અનાચાર અત્યાચારની વૃદ્ધિ થવા માંડી. વિજ્ઞાન તરફ દુર્લક્ષ થયું, આર્થિક સ્થિતિ નબળી પડવાથી દરિદ્રતા વધી, જ્યારે આવા દુર્ગુણો પેદા થાય છે ત્યારે માણસની બુદ્ધિ નાશ પામે છે. તેમાં પણ સૌથી ખૂરી ચીજ ઉદરનિર્વાહ છે. પેટ માટે માણસ

ગમે તે પાપ કરતાં પાછું વાળી જોતો નથી. જ્ઞાતિઓનાં સાંકડાં બંધારણોને લઇને એક તરફ કન્યાઓની અછત બીજી બાજુ ગરીબાઇથી કન્યાવિક્રય જેવો ઘાતકી રિવાજ પ્રથમ છાનો અને પછી પ્રગટ એટલે ખુલ્લી રીતે દાખલ થયો.

લોકો જ્યારે આળસુ, અને નિરુદ્યોગી બને છે ત્યારે તેઓ પરમુખપ્રેક્ષક થઇ બેસે છે. તે નિયમાનુસાર જમણવારમાં જમવાના લાલચુઓએ જમણવાર કરનારાઓની પ્રશંસા શરૂ કરી. પ્રશંસા એ એક મીઠી ચળ છે, કે તેનાથી દૂર કોઇક જ રહી શકયો છે. પ્રશંસાના ઇચ્છકોએ ઘર બેઠાં તીર્થ કરવા માંડ્યાં. અમુક અમુક પ્રસંગે જમણવાર આવશ્યક ક્રિયા મનાઇ. તેથી ભૂલે ચુકે તેવા પ્રસંગે જો કોઇ જમણવાર ન કરે અથવા ન કરી શકે તો તેનાની પેટભરા આળસુ લોકો નિંદાના કાકારવ કરવા લાગ્યા. તેના ભયથી અને પ્રશંસાની લાલચથી જે જમણવારો પ્રીતિભોજનરૂપે ગણાતા હતા તે ફરજિયાત થઇ પડ્યા. અને ક્રમે ક્રમે તેની જડ એટલી ઊંડી પેસી ગઇ કે જેથી થતી હાનિ આપણે આપણી નજરે જોઇએ છીએ. સમજાવતાં છતાં પણ લોકો હજુ તે કુરિવાજોને વળગીને બેઠા છે.

એક કાળ એવો હતો કે જે કાળમાં વિદ્યા, ઉદ્યોગ અને હુન્નરકળાની જ કિમ્મત ગણાતી હતી. દ્રવ્યતો તેમની પાછળ ઘસડાયા જ કરતું. તે કાળમાં કિમ્મત પણ તેઓની જ ગણાતી. દ્રવ્યવાનની કિમ્મત તે કાળમાં યતિકંચિત હતી. જ્યારથી વિદ્યા, ઉદ્યોગ અને હુન્નરકળા ઘટવા લાગી, રાજકર્તાએ પણ તેવા હુન્નર ઉદ્યોગોનો નાશ કર્યો. જે ચીજે એક કાળે હિન્દુસ્તાનમાં બનેલી ચીજોની બજારમાં વેચાતી

જેઇ વિદેશીઓને તે અસહ્ય લાગવાથી હિન્દુસ્તાનમાં કેટલાક એવા ઉપાયો પણ યોજવામાં આવ્યા કે જેથી કારીગરોનો નાશ થયો. કારીગરીની પડતી થઇ અને દ્રવ્યવાનોની કિમ્મત અંકાવા લાગી. કેમકે विद्वानेव विजानाति विद्वज्जनपरिश्रमं વિદ્વાનો ગયા અને તેની કિમ્મત કરનારાઓ ગયા. દ્રવ્યવાનો રહ્યા. દ્રવ્યની કિમ્મતનો સમય જેમ જેમ આવવા લાગ્યો તેમ તેમ આપણા પુત્ર કે પુત્રીને દ્રવ્યવાનને ઘેર પરણાવવા એ ભાવના સુદૃઢ થઈ. આવું ઘર આવો દ્રવ્યવાન આવો વેવાઈ નહી મળે. માટે આવું ઘર મળે છે તો સગાઇ કરી પુત્રપુત્રીઓને લગ્નની ગાંઠે બાંધી દઈએ. વળી આપણી જે સ્થિતિ વર્તમાનકાળમાં છે તે ભવિષ્યમાં રહેશે કે કેમ તેની ચિંતા હોવાથી અજ્ઞાન સ્ત્રીઓ અને પુરુષોમાં પુત્ર, પુત્રીને પરણાવી લ્હાવો લેવાની પડી ગયેલી ઉતાવળી ટેવને લઈને બાળવયમાં પુત્ર, પુત્રીઓના વિવાહ થવા લાગ્યા. મોટાનું અનુકરણ સૌ કોઈ કરે છે. તે નિયમાનુસાર સાધારણવર્ગના માણસોમાં પણ દેખાદેખીએ રિવાજ ઘુસી જવાથી બાળલગ્નનો ઝેરી પવન ચારે તરફ ફૂંકાવા લાગ્યો. જે પવનના ભોગ થઈ ઘણાં બાળકો અને ઘણી બાળિકાઓ વર્તમાનકાળમાં પોતાની જિંદગી કેવી નઠારી રીતે દુઃખમાં પસાર કરી રહ્યાં છે એ આપણે નજરે જોઇએ છીએ. બાળલગ્નથી નિર્બળ, સત્વહીન પુત્ર પુત્રીઓએ હિન્દુસ્તાનની પાયમાલી કરી છે. તેમ જ પુનર્લગ્નની આવશ્યકતા સ્વીકારવાનો પવન ચાલ્યો હોય તો તેનું મુખ્ય કારણ બાળલગ્ન છે. લોકોમાં, કુટુંબોમાં, ભાઇ ભાઇમાં કુસંપ કલેશ વધવાથી એક બીજાને શત્રુ જેવા માનવાથી ઘણા દ્રવ્યવાનો વૃદ્ધાવસ્થાએ પણ પરણવા તૈયાર થાય છે, તેનું મુખ્ય કારણ ગમે તે હો પણ એક કારણ આ પણ

ગમે તે પાપ કરતાં પાછું વાળી જોતો નથી. જ્ઞાતિઓનાં સાંકડ બંધારણોને લઇને એક તરફ કન્યાઓની અછત બીજી બાજુ ગરીબાઇથી કન્યાવિક્રય જેવો ઘાતકી રિવાજ પ્રથમ છાનો અને પછી પ્રગટ એટલે ખુલ્લી રીતે દાખલ થયો.

લોકો જ્યારે આળસુ, અને નિરુદ્યોગી બને છે ત્યારે તેઓ પરમુખપ્રેક્ષક થઇ બેસે છે. તે નિયમાનુસાર જમણવારમાં જમવાના લાલચુઓએ જમણવાર કરનારાઓની પ્રશંસા શરૂ કરી. પ્રશંસા એ એક મીઠી ચળ છે, કે તેનાથી દૂર કોઇક જ રહી શકયો છે. પ્રશંસાના ઇચ્છકોએ ઘર વેચી તીર્થ કરવા માંડયાં. અમુક અમુક પ્રસંગે જમણવાર આવશ્યક ક્રિયા મનાઇ. તેથી ભૂલે ચુકે તેવા પ્રસંગે જો કોઇ જમણવાર ન કરે અથવા ન કરી શકે તો તેવાની પેરબારા આળસુ લોકો નિંદાના કાકારવ કરવા લાગ્યા. તેના ભયથી અને પ્રશંસાની લાલચથી જે જમણવારો પ્રીતિભોજનરૂપે ગણાતા હતા તે ફરજિયાત થઇ પડયા. અને ક્રમે ક્રમે તેની જડ એટલી ઊંડી પેસી ગઇ કે જેથી થતી હાનિ આપણે આપણી નજરે જોઇએ છીએ. સમજાવતાં છતાં પણ લોકો હજુ તે કુરિવાજોને વળગીને બેઠા છે.

એક કાળ એવો હતો કે જે કાળમાં વિદ્યા, ઉદ્યોગ અને હુનરકળાની જ કિમ્મત ગણાતી હતી. દ્રવ્યતો તેમની પાછળ ઘસડાયા જ કરતું. તે કાળમાં કિમ્મત પણ તેઓની જ ગણાતી. દ્રવ્યવાનની કિમ્મત તે કાળમાં યત્કિંચિત હતી. જ્યારથી વિદ્યા, ઉદ્યોગ અને હુનરકળા ઘટવા લાગી, રાજક્રાંતિએ પણ તેવા હુનર ઉદ્યોગોનો નાશ કર્યો. જે ચીજે એક કાળે હિન્દુસ્તાનમાં બનેલી ઇંગ્લાંડની બજારમાં વેચાતી

કંકાસ વધારનારી અને આત્માને મલિન કરનારી થઇ પડી. કેટલાકને તો આ અસમંજસ વ્યવહાર તેજ ધર્મ છે એમ સમજાયું. આત્મા અને તેના કલ્યાણની વાતો તો આધ્યાત્મિક વાતો હોવાથી તે જાણવાથી આપણે ક્રિયાહીન બની જઇએ; કેમકે અધ્યાત્મ ક્રિયાહીન છે. આ રીતે ક્રિયાવાદી અને અધ્યાત્મવાદીઓમાં સામસામી અથડામણ થવા માંડી. તેથી કેટલાક તટસ્થ અને જિજ્ઞાસુઓને બને માર્ગમાંથી કયો માર્ગ સ્વીકારવા લાયક છે એ વાત ન સમજાયાથી તેઓ ઉભયભ્રષ્ટ થયા. ગેરસમજને લઇને વ્યવહાર અને અધ્યાત્મ એક બીજાને કેવા ઉપસહાયક છે તે ભૂલી જવાયું. ધર્મનીરૂઢિ એ અંધ રૂઢિના નામે પોતાનું કાર્ય કરવું માંડી કે જે દેખી કેટલાક આધુનિક સાક્ષરો અને યુવકોના મનમાં વર્તમાનકાળના ધર્મવ્યવહારમાં અનાસ્થા પેદા થઇ. જો ઉંડા ઉતરી વિચાર કરે તો આ બધું અણુ સમજણનું–ભૂલનું પરિણામ છે. વિદ્વાનો ભૂતકાળનાં પુસ્તકોનું અવલોકન કરી ભૂતકાળના ઇતિહાસ તરફ નજર ફેરવી શાંતિથી વિચાર કરે તો તેઓ સત્ય શું છે તે તરતજ સમજી શકે એ અમારી ખાતરી છે. લાંબો વિચાર કર્યા વિના જે વિચાર બાંધી લેવામાં આવે છે અને તેથી તે તરફ અભાવદર્શક ઉદ્‌ગારો કાઢવામાં આવે છે એ કોઇ રીતે પણ ઉચિત નથી.

હજુ પણ અમો આ લેખને લંબાવવા માંગીએ છીએ કેમકે ભૂલ બતાવનારાઓએ ભૂલ ન કરવી જોઇએ એ સૂત્ર વર્તમાનકાળના ભૂલ બતાવનારા ભૂલ્યા છે તે પણ અમો દર્શાવવા માંગીએ છીએ.

છે કે જો હું અપુત્ર મરી જઇશ તો મારી મિલ્કતના માલિક આ મારા દુશ્મનો બની મારી મિલ્કત ઉપર તાગડધીના કરશે. માટે એમાં પણ જો પુત્ર હોય તો મારી મિલ્કત કોઇના હાથમાં ન જાય. આ કારણે પણ ઘણા વૃધ્ધો વૃદ્ધલગ્ન કરે છે. પૂર્વકાળમાં કુટુંબકલેશ ન હતો. ભાઇને જમણી ભુજા ભાઇ માનતો. મારી મિલ્કત મારા ભાઇની જ છે માટે મારે હવે પરણીને શું કરવું ? અગર કરતાં તો ભાઇનો દીકરો દત્તક લઇ આત્મસંતોષ માનતા. પરંતુ આ નિમિત્તે વૃદ્ધલગ્ન કરતા ન હતા.

ધર્મ એ આત્મપદાર્થનો એક સ્વભાવ છે. અહીં વક્તવ્ય આત્મધર્મનો હોવાથી આત્માના ધર્મગુણ વધારે સ્ફુરે અને કર્મમેલ દૂર થાય તેને માટે મહાન્ ઉપકારી પુરુષોએ કેટલીક ધાર્મિક પ્રવૃત્તિ (રૂઢિ) દાખલ કરી. એટલે કે જે આજ્ઞાને અનુસરી વર્તવાથી અને જેને સેવવાથી અગર સ્વીકારવાથી સંસારની મલીન વૃત્તિ વધારનારી રૂઢિ ઉપરથી પ્રેમવાસના દૂર થાય, અથવા તો તે રૂઢિ અપ્રિય થઇ જાય અને તેને ભૂલી જવાય તેવા હેતુથી જ ધાર્મિક રૂઢિનું સેવન વધારે શ્રેયસ્કર સમજી મહાન્ મુનિઓએ તેની રૂઢિ આદરણીય માની હોય તેમ જણાય છે. અને તેથી જ ~~દુરતિ~~ ~~ફેરફાફેરફ~~ એ વાક્ય શ્રી યશોવિજયજી મહારાજે ઉચ્ચારેલ છે. જ્યાં સુધી મનુષ્ય જાતના વિચારોની અધિકતા નીતિમાર્ગની પ્રવૃત્તિ અને આચાર પંથે-ગમન કરવાની ટેવ હતી ત્યાં સુધી તો તે ધાર્મિક રૂઢિના હેતુની સફળતા કરનારાઓમાં દેખાતી હતી. પણ જ્યારથી લોકોના મનની નબળાઇને લઇને અપ્રમાણિકપણું અને વિષયાંધતા-લોલુપતા લોકોમાં વધવા માંડી ત્યારથી ધર્મની રૂઢિ માત્ર કર્તવ્યરૂપે રહી, તેમાં અજ્ઞાન, અવિવેક દાખલ થતા ગયા તેથી તેજ ધાર્મિક રૂઢિ સમજણના અભાવે કલેશ,

વાતને કંકુને ચાંદલે આપે છે અને પાછળથી તે પુત્રીનો જ વગ-વસીલા તરીકે ઉપયોગ કરી જમાઇના દ્રવ્યનો ગેર ઉપયોગ કરે છે. દીકરીના ઘરનું પાણી ન પીવાય પરંતુ દીકરીના ઘરના લાખો રૂપિયા પચાવી પાડવાની છૂટ, વળી દીકરી પોતાનાં માબાપને પોતાના ઘર-માંથી કાંઇને કાંઇ મોકલ્યા કરે તે લેવાની છૂટ. જમાઇના નામથી પોતે પોતાની મહત્તા વધારે છે. કર્મયોગે જમાઇના અભાવે વિધવા થએલી પુત્રીને પોતાને ઘેર અથવા પોતાના તાબામાં રાખી તેની મિલકતની સાર સંભાળ પોતે રાખે છે એમ દુનિયાની નજરે દેખાડી તે મિલકતનો ઉપયોગ પોતાને માટે તથા પોતાના કુટુંબ માટે કરવામાં બિલકુલ અચકાતા નથી. કન્યાવિક્રય બંધ કર્યો એટલે આ કન્યાવિક્રયનું રૂપાંતર સ્વીકાર્યું. આવી બાબતોનો પણ કન્યાવિક્રયમાં જ સમાવેશ થાય છે ત્યાં સુધરેલાઓ તેને કન્યાવિક્રય માનતા નથી એ ખેદનો વિષય છે.

હવે જમણવાર લઇએ તો સુધરેલાઓની મહેનતથી જમણવારો કેટલેક અંશે બંધ થયા છે, આ બાબતમાં સુધરેલા સાક્ષરોને આપણે મુબારકબાદી આપીએ. પણ સાથે સાથે લખવું પડે છે કે સુધરેલાઓએ બાકરું કાઢીને ઉંટ ઘાલવા જેવું કર્યું છે. મેળાવડા યોજી તેમાં માનપત્રો આપવામાં, મુબારકબાદી આપવામાં અભિનંદન આપવામાં, નોકરીમાંથી રીટાયર કે બદલી વખતે, સારા નંબરે પાસ થએલ હોય તે પ્રસંગે, સારી ડીગ્રી મેળવી હોય તે વખતે, વિદેશ વધુ અભ્યાસ કરવા જતો હોય તે પ્રસંગે, એમ સેંકડો પ્રસંગો ઉભા કરી ટીપાર્ટી, ગાર્ડનપાર્ટી કરતા નજરે જોઇએ છીએ. એમાં થતો ખર્ચ એ ઘણીવાર જમણવારોના ખર્ચોને પણ ઉલંઘી જાય છે. વળી ફુલોના હાર, ગજરાના ટોપલા ખાલી કરવા એ ખર્ચ તો હાલતાં ચાલતાં થતો હોવાથી હિસાબમાં

# જેનો પ્રતિષેધ તેનો જ રૂપાંતરે સ્વીકાર

## ( ૨ )

કન્યાવિક્રય અને જમણવારોમાં થતું ખર્ચ, બાળલગ્ન, વૃદ્ધલગ્ન તેમજ કેટલીક ચાલી આવતી ધર્મની અંધ રૂઢિઓને નાબુદ કરવા આધુનિક વિદ્વાનો, સાક્ષરો તેમજ યુવકવર્ગ સભામાં, મેળાવડામાં ભાષણોદ્વારા, લેખિનીદ્વારા તે કુરિવાજોને ધિક્કારવા લાગ્યા છે. અને તેને નાબૂદ કરવા શ્રોતાઓની દૃષ્ટિ આગળ તેવા પુરાવા રજુ કરી તેમના વિચારો બદલાવવા પ્રયત્ન કરી રહ્યા છે. વર્તમાનપત્રો અને લેખોમાં પણ આની આ વાતો ચર્ચાવા માંડી છે. આથી જૂના વિચારોના ભોળા માણસો પોતાની ભૂલો સ્વીકારવા માંડયા, પોતે બિનકેળવાયલા છતાં કેળવણી વગેરેમાં પોતાનું દ્રવ્ય આપવા લાગ્યા. અહીં સુધી તો આ પ્રયાસ સ્તુત્ય અને સરળ છે એમ લાગ્યું; પરંતુ બીજી રીતે બીજા માર્ગમાં વિપરીત ગતિ થતી જોઈ ખેદ થાય છે, અને સાક્ષરોનો પોતાનો પ્રયાસ જે હેતુથી કરવામાં આવે છે તે પ્રયાસની આડે કેટલેક અંશે પોતે જ આવતા હોય એમ દેખાય છે. જે વાંચનારાઓ નીચેની હકીકત ઉપરથી વિચારી જોશે.

કન્યાવિક્રયનું રૂપાંતર આપણે કેટલાકોમાં બીજી રીતે ઘૂસી ગયેલ જોઈએ છીએ. દાખલા તરીકે કેટલાક ગૃહસ્થો પોતાની પુત્રી દ્રવ્ય-

વાનને કંકુને ચાંદલે આપે છે અને પાછળથી તે પુત્રીનો જ વગ-વસીલા તરીકે ઉપયોગ કરી જમાઈના દ્રવ્યનો ગેર ઉપયોગ કરે છે. દીકરીના ઘરનું પાણી ન પીવાય પરંતુ દીકરીના ઘરના લાખો રૂપિયા પચાવી પાડવાની છૂટ. વળી દીકરી પોતાનાં માબાપને પોતાના ઘર-માંથી કાંઈને કાંઈ મોકલ્યા કરે તે લેવાની છૂટ. જમાઇના નામથી પોતે પોતાની મહત્તા વધારે છે. કર્મયોગે જમાઇના અભાવે વિધવા થએલી પુત્રીને પોતાને ઘેર અથવા પોતાના તાબામાં રાખી તેની મિલકતની સાર સંભાળ પોતે રાખે છે એમ દુનિયાની નજરે દેખાડી તે મિલકતનો ઉપયોગ પોતાને માટે તથા પોતાના કુટુંબ માટે કરવામાં બિલકુલ અચકાતા નથી. કન્યાવિક્રય બંધ કર્યો એટલે આ કન્યાવિક્રયનું રૂપાંતર સ્વીકાર્યું. આવી બાબતોનો પણ કન્યાવિક્રયમાં જ સમાવેશ થાય છે જ્યાં સુધરેલાઓ તેને કન્યાવિક્રય માનતા નથી એ ખેદનો વિષય છે.

હવે જમણવાર લઇએ તો સુધરેલાઓની મહેનતથી જમણવારો કેટલેક અંશે બંધ થયા છે. આ બાબતમાં સુધરેલા સાક્ષરોને આપણે મુબારકબાદી આપીએ. પણ સાથે સાથે લખવું પડે છે કે સુધરેલાઓએ ભરૂં કાઢીને ઉંટ ઘાલવા જેવું કર્યું છે. મેળાવડા યોજી તેમાં માનપત્રો આપવામાં, મુબારકબાદી આપવામાં અભિનંદન આપવામાં, નોકરીમાંથી રીટાયર કે બદલી વખતે, સારા નંબરે પાસ થએલ હોય તે પ્રસંગે, સારી ડીગ્રી મેળવી હોય તે વખતે, વિદેશ વધુ અભ્યાસ કરવા જતો હોય તે પ્રસંગે, એમ સેંકડો પ્રસંગો ઉભા કરી ટીપાર્ટી, ગાર્ડનપાર્ટી કરતા નજરે જોઇએ છીએ. એમાં થતો ખર્ચ એ ઘણીવાર જમણવારોના ખર્ચોને પણ ઉલંઘી જાય છે. વળી ફુલોના હાર, ગજરાના ટોપલા ખાલી કરવા એ ખર્ચતો હાલતાં ચાલતાં થતો હોવાથી હિસાબમાં

ગણાતો નથી. એટલે જમણવારોના આંકડા કરતાં આ આંકડાઓ ઘણીવાર વધી જાય છે. આના પરિણામે ધીમે ધીમે વિવેકબુદ્ધિ અને વિચાર નષ્ટ થતા જાય છે. નાનું કાર્ય મોટું રૂપ પકડતું જાય છે. હાલ જે આનંદનું કાર્ય મનાય છે તે ભવિષ્યમાં ધીમે ધીમે ફરજીયાત નહિ થઈ પડે એમ કોણ કહી શકે તેમ છે ? વળી દેખાદેખીથી શક્તિ હોય ન હોય તો પણ આવી પાર્ટીઓ આપતા નજરે જોઈએ છીએ. માટે જે સુધારકોએ જૂના જમાનાના જમણવારોને ધિક્કારી બંધ કરાવ્યા છે, તે જ સુધારકો ઉપર બતાવ્યા મુજબ રૂપાંતરે તેનો સ્વીકાર કરી રહ્યા છે.

બાળલગ્ન કરવા તરફ હાલના સુધારકો અનાદર બતાવી રહ્યા છે. અને તેને અટકાવવા માટે જે પ્રયાસ સેવી રહ્યા છે તે જ સુધારકોમાં આ સુધરેલા જમાનામાં એક એવી છૂટછાટ દાખલ થઈ ગઈ છે કે જે છૂટનું પરિણામ ભવિષ્યમાં નાનાં નાનાં બાળકોના મનોપર ખરાબમાં ખરાબ અસર કરી નાની ઉમ્મરમાં કુસંસ્કાર બાળકોમાં પેદા થાય છે. એક દિવસ એવો હતો કે પંદર પંદર વર્ષના પુત્ર કે પુત્રીઓમાં પરણવું એ શી વસ્તુ છે, વિષયવાસના શી ચીજ છે, તેની અસર પણ દેખાતી ન હતી. હાલમાં પણ રબારી ભરવાડ જે કેટલીક કોમો એવી છે કે જેમાં સોળ સોળ વર્ષની યુવાન કન્યાઓ તેવી જ ઉમ્મરનાં યુવકો સાથે જંગલોમાં ઢોર ચારવા જાય છે, અનેક રમતો રમે છે અને કેટલીકવાર તો બથોબથ આવી કુસ્તીમાં એક બીજા એક બીજાને પછાડે છે. છતાં તેઓમાં કુવાસનાની અસર પણ દેખાતી નથી. સુધરેલાં દંપતી પોતે છૂટથી વરતે છે. એક બીજા સાથે હરે છે ફરે છે, હાસ્ય વિનોદ કરે છે, નાટક સીનેમા જોવામાં મિજલસોમાં સાથે જ

હોય છે. બચ્ચાંઓ એટલાં છે કે રમે છે એ વાત ભૂલી જાય કેટલાંક દંપતી પ્રેમચેષ્ટાઓ પણ કરતાં અચકાતા નથી. એની અસર બાળકો ઉપર થાય છે. બાળકોનો સ્વભાવ સદા અનુકરણ કરવાની ટેવવાળો હોય છે કે તે નાની ઉમ્મરમાં નાનાં નાનાં બાળકો તેવી રમતો તેવી ક્રિયાઓ કરતાં આપણે ઘણી વાર જોઈએ છીએ. અને કેવો કળિયુગ આવ્યો છે આટલું કહી મનનું સમાધાન કરી લઈએ છીએ. આ રીતે બાળલગ્નનાં બીજ બાળકાળમાં બચ્ચાઓનાં મનમાં રોપાય છે એ રૂપાંતરે બાળલગ્ન નથી તો બીજું શું છે ?

સુધરેલાઓમાં હાલ તો કૃત્રિમ પ્રેમ જોઈએ છીએ. હાલતાં ચાલતાં એક બીજાના એક બીજા સાથે દિલ મળી જતાં. પોતાના જેવી જ કેળવણી ધરાવનારી સ્ત્રી જોઈ પુરુષ પરિણીત સ્ત્રી બચ્ચાંઓ કુટુંબનો ત્યાગ કરી કૃત્રિમ પ્રેમના પ્રવાહમાં તણાઇ બીજી સ્ત્રીઓ સાથે વર્ણાંતર લગ્ન કરે છે. તેમજ સ્ત્રીઓ પણ પરિણીત પતિ સાથે છૂટાછેડા કરી નવા સાથે ઘર માંડે છે. આ મૈત્રી લાંબો કાળ ચાલતી નથી અને પરિણામે બંને પસ્તાય છે. વળી કેટલાક તો એવા વિચારોના છે કે જિંદગી સુધી પરણવું નહિ એમ નક્કી કરી ઘણો કાળ કુંમારાવસ્થામાં વ્યતીત કરતાં જોઈએ છીએ. અને તે મહિલા જ કેટલાક જ્યારે કુમારાવસ્થામાં નથી રહી શકતાં ત્યારે મોટી ઉમ્મરે તેઓ લગ્નની ગાંઠે બાંધતાં અચકાતા નથી. આ વૃદ્ધલગ્ન નહિં તો બીજું શું ! આવા દાખલાઓ યુરોપ જેવા દેશોમાં સર્વ સામાન્ય થઇ પડ્યા છે. હિન્દુસ્તાનમાં પણ કેટલીક કોમોમાં એવા દાખલા મળી આવે છે.

પુનર્લગ્નની આવશ્યકતા સ્વીકારનારાઓ પણ એક રીતે વૃદ્ધલગ્નના જ હિમાયતી છે એમ કહેવું પડે છે. કેમકે જ્યારે પુનર્લગ્ન

એ કર્તવ્ય છે ત્યારે તે લગ્ન માટે અવસ્થાની હદ રહેતી નથી; તેમ એવાં લગ્નો પુનઃ પુનઃ કેટલી વાર કરવાં એ પણ મર્યાદા નથી રહેતી; જેથી કેટલાક વિષયાંધ શ્રીમંતો મીસીસ વિના મેળા અને મિજલસોમાં જતાં પોતાના પોઝીશનને ખાસ અપમાનિત માને છે. તેથી છેવટની અવસ્થાએ પણ લગ્નની ગડિ જોડાય છે એ શું વૃદ્ધ લગ્નનું રૂપાંતર નથી? અહીં સુધરેલાઓ આટલો બચાવ કરી શકશે કે જેઓમાં પુનર્લગ્ન નથી તેવાઓનાં વૃદ્ધલગ્નના અમો નિષેધક છીએ. જો કે અમુક અંશે આ વાત માનવા જેવી છે પણ પ્રવૃત્તિ એવી ચીજ છે કે ઉંચ કે નીચ, સમજુ કે અણસમજુ, સાક્ષર કે નિરક્ષર એ દરેક ઉપર પોતાની સરખી અસર કરે છે. પાડોશમાં રહેલ પાડોશી દારૂ પીતો હોય તો નહિ પીનાર પાડોશીને તેની અસર થયા વિના રહેતી નથી, અને તે હાલ આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. અસર એવી ચીજ છે કે સકારણ અથવા નિષ્કારણ સમજુ અને અણસમજુ બંને ઉપર પોતાની સરખી અસર કરે છે.

સંસાર વ્યવહાર રૂપી નદીનો પ્રવાહ ક્યારે અને કેણી તરફ પોતાના વેગથી માર્ગ કરશે તે કલ્પી શકાય નહિ. એક બીજાનું વર્તન, એક બીજાની સોબત, એક બીજાનું દર્શન, એક બીજાને અસર કર્યા વિના રહેતા નથી. મોહજનક તૃષ્ણા જેની વાસના અનાદિકાળથી જીવ સાથે રહેલી છે અને તે વાસના તિરોહિત અથવા પ્રાદુર્ભાવે મનને ચંચળ બનાવી દે છે. તેથી વિવેકચક્ષુને આચ્છાદિત કરી સમજુની સમજણને દબાવી જીવને અણસમજુ બનાવે છે, તો પછી અણસમજુને તેવો બનાવે એમાં આશ્ચર્ય શું? "બીજાને સુધારવો હોય તો પહેલા પોતે સુધરવું" એ કહેવત સાધારણ નથી. મનુષ્યજાતનું વર્તન

વૃદ્ધાવસ્થા સુધી એક સરખું હોય તો જ બીજાને લાભ કરનારૂં અને વૃદ્ધવિવાહ જેવાં અનિષ્ટ કાર્યોને અટકાવનારૂં થઇ પડે. ઘણા વૃદ્ધો મોજ્યાં ખાતાં વૃદ્ધાવસ્થામાં યુવાનોને પણ લજવે તેવાં કાર્યો કરતા નજરે પડે છે. માટે વૃદ્ધલગ્નનો નિષેધ કરનાર પોતે જ રૂપાંતરે વૃદ્ધલગ્નના પાયા કેવીરીતે ચણી રહ્યા છે એ જ બતાવવાનો અમારો હેતુ છે; એટલે જેનો નિષેધ કરવામાં આવે છે તેનો જ રૂપાંતરે સ્વીકાર કરે છે એ વાત પોતે સમજી શકતા નથી.

ધર્મની રૂઢિઓમાં, કેટલીક ધર્મની પ્રવૃત્તિઓમાં વચલાકાળમાં જ્ઞાનના અભાવે અવિવેકને લઇને લોકોમાં જે અજ્ઞાનતા દાખલ થઇ ગઇ શિથિલાચારી ગુરુઓએ ને ચલાવી લીધું જેથી ધાર્મિક પ્રવૃત્તિમાં અવ્યવસ્થાએ પોતાનું સ્થાન જમાવ્યું. વસ્તુ હોય તો તેને સુધારી શકાય છે પણ જ્યાં અભાવ હોય ત્યાં સુધારવાનો અવકાશ જ રહેતો નથી. ચાલતી રૂઢિઓમાં કેટલીક રૂઢિઓ રૂપાંતરે બની ગઇ છે. તે ઉપી સુધારેલાઓ ભડકે છે અને તેવા રૂઢિસેવકો તરફ તિરસ્કારની નજરે જુએ છે. પોતે તેમાં કાંઈ સાર માનતા નથી. તેમજ તેમ કરવા પોતાની ઇચ્છા ધરાવતા નથી, આ રીતિ જ યુક્તિયુક્ત નથી. ખરી વાત તો એ છે કે પોતે બીજાઓને કરી બતાવવું જોઇએ કે ખરી ધર્મક્રિયા આ છે; સામાયિક પ્રતિક્રમણ અવિવેકથી કરાતાં હોય તો વિવેકથી શીખીને કરવાં જોઈએ તે બતાવવું એ જ ઘટિત છે. એમ ન કરવામાં ઘણા જુના અને નવા વિચારવાળા ભૂલે છે. જુનાં અણસમજુની ભૂલ તેમની અણસમજણને લઇને આપણે દરગુજર કરીએ અથવા તો તેમને સુધારવાને આપણે પ્રયત્ન કરીએ તો આટલાંથી સંતોષ માની શકાય. પણ સમજુ અને સાક્ષરો જેમનાં મગજ કેળવાયલાં

છે અને જેઓ સારાસાર સમજવાની શક્તિ ધરાવનારા છે તેઓ તેમ ન કરતાં ક્રિયાનો અનાદર કરે છે એ શોચનીય છે, કેમકે ધાર્મિક ક્રિયાઓ એ ઉત્તમ પગથીએ ચઢવામાં સીડીનું કામ સારનાર છે. મહાગંભીર હેતુ અને ભાવાર્થને જે ક્રિયાઓ ધારણ કરે છે, મહર્ષિઓ અને જ્ઞાનીઓએ જેનો સ્વીકાર કરેલ છે અને તેમ કરવા બીજાઓને ફરમાવી રહ્યા છે, જેના હેતુદર્શક સ્વરૂપદર્શક અનેક શાસ્ત્રો લખાયાં છે; એ તરફ લક્ષ ન આપતાં માત્ર ક્રિયા તરફ અનાદર જ બતાવ્યા કરવો એ સુધરેલાઓનું અજ્ઞાન સિવાય બીજું કશું નથી. માટે સુધરેલાઓએ સમજવું જોઇએ, જાણવું જોઇએ. સમજીને જાણીને તે પ્રવૃત્તિમાં પોતાનું વર્તન જોડવું જોઈએ. પરંતુ હાલમાં જે સુધરેલાઓ પ્રતિક્રમણ, સામાયિક, પૂજા અને પૌષધ, ગાયત્રી, જાપ, સંધ્યાવંદન, પ્રભુભજન વગેરે પવિત્ર ક્રિયાઓ તરફ અણગમો બતાવે છે, અનાદર કરે છે, તેનું રહસ્ય સમજવા પ્રયાસ કરતા નથી, તેમજ તેમ કરવા પોતાની ઇચ્છા ધરાવતા નથી. આવા ડાહ્યા ડમરા સુધરેલાઓ કરતાં અમોને લાચારીથી કહેવું પડે છે કે અણસમજુ જે ક્રિયા કરી રહ્યા છે તે સારા છે. કેમકે જો અશુદ્ધ પણ પ્રવૃત્તિ ચાલતી હશે તો તે કોઈ કાળે શુદ્ધ થઇ શકશે. પણ જ્યાં પ્રવૃત્તિ જ અસ્ત થઈ જશે તેનો સદ્ભાવ જ નહિ રહે તો પછી સુધારવું કોને? અમારો આ લેખ લખવાનો હેતુ અને આશય એ છે કે સાક્ષરો અને યુવકો આધુનિક જમાનામાં જેનો નિષેધ કરી રહ્યા છે, તે નિષેધ તેની ઉત્પત્તિનાં કારણરૂપે અથવા તો તે નિષેધની વ્યાખ્યામાં આવે તેવાં વર્તનથી દૂર રહેવું, નહિ તો પ્રતિષેધનો રૂપાંતરે સ્વીકાર થાય છે એમ માનવું પડે છે.

Y

# ज्ञानक्रियाभ्यां मोक्षः

આપણા જૈનોએ અને આગમોએ જ્ઞાન અને ક્રિયા બંનેનાં સમાન સેવનથી મોક્ષ પ્રાપ્ત થાય છે એમ માન્યું છે. એકલાં જ્ઞાન કે એકલી ક્રિયાથી મોક્ષ પ્રાપ્ત થતો નથી. જો કે અપવાદ એના સંબંધમાં ક્વચિત્ દેખાતો હોય તો તે રાજમાર્ગ નથી અને તેવો પ્રસંગ પૂરાવામાં મૂકી શકાય નહિ. શ્રી ભરતચક્રવર્તીએ માત્ર જ્ઞાનપૂર્વકની ભાવનાથી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું છે. મા રૂશ, મા તુશ નામના બે મુનિઓ અજ્ઞાની હતા. માત્ર અંતઃકરણની શ્રદ્ધાથી મારૂશ, માતુશ શબ્દોનું પશ્ચાત્તાપ પૂર્વક અધ્યયન કરતાં કેવળજ્ઞાન મેળવ્યું. આ દાખલાઓ અપવાદિક છે. ખરી વાત તો એ છે કે, જ્ઞાન અને ક્રિયા બંનેના સંયોગથી મોક્ષ પ્રાપ્ત થાય છે. આ વાત નીચેના દાખલાથી બરાબર સમજી શકાય તેવી છે.

એક શહેરમાં ચારે તરફ અગ્નિ લાગ્યો. તેથી ગામનાં માણસો ગામ બહાર નાસી ગયાં. એક ઓટા ઉપર આંખે દેખતો, બને પગે પંગુ બેઠો છે. ચારે તરફથી અગ્નિ બળતો ચાલ્યો આવે છે, છતાં પગવિના તે માણસ પોતાનો બચાવ કરવાની સ્થિતિમાં નથી. એવી જ રીતે એક આંધળો માણસ અગ્નિના ભયથી ચારે તરફ દોડાદોડ કરે છે. પરંતુ આંખોવિના બહાર નીકળવાનો માર્ગ મેળવી શકતો નથી. એ વખતે પંગુ અંધને બોલાવે છે અને કહે છે કે, તું મને ઉપાડ હું તને રસ્તો બતાવું તેમ તું ચાલ તો આપણે બંને જીવતા નીકળી જઈએ. નહિ તો આપણા બંનેનું મૃત્યુ છે. આંધળાએ તેમ સ્વીકાર્યું અને બંને બળતા શહેરથી બહાર જીવતા નીકળી ગયા. જ્ઞાન એ પંગુ સમાન છે અને ક્રિયા અંધ સમાન છે. પરંતુ બંને સાથે હોય તો અવશ્ય તેનાથી કાર્યસિદ્ધિ થાય છે.

જેમ બે પૈડાં વિના રથ ચાલતો નથી, બે પાંખો વિના પંખી ઉડી શકતું નથી તેમ જ્ઞાનક્રિયાવિના કાર્ય સિદ્ધિ થતી નથી. આ મુદ્દાની વાત લક્ષ્યમાં લીધા પછી તેમાં કાળભેદે કેટલોક વિપર્યય થયો જોવામાં આવે છે.

શ્રી મહાવીર પ્રભુજીનાં નિર્વાણ પછીના કાળનું આપણે પ્રથમ અવલોકન કરીએ તો તે વખતમાં ચતુર્વિધસંઘની પ્રવૃત્તિ જ્ઞાન અને ક્રિયા સંયુક્ત હતી અને તેથી સકળસંઘનું બંધારણ જ્ઞાન ક્રિયા યુક્ત હતું. આથી ચારિત્ર વગેરે ધર્મવ્યવહારનું બંધારણ પણ ઉત્તમ રીતે ચાલતું હતું. કેમકે તે કાળમાં આચાર્ય સાધુઓ ક્રિયા સાથે જ્ઞાનને સાચવી શ્રાવક શ્રાવિકાને આદર્શરૂપ પ્રતીત થતા હતા. શ્રાવક શ્રાવિકાઓ પણ એ ઉત્તમ આદર્શમાં જ્ઞાન અને ક્રિયાને અવલોકી પોતે તદનુકૂળ

પ્રવૃત્તિ કરતા હતા. જૈનધર્મ તે વખતે મુક્તિનાં ભવ્યમંદિર તરફ મુમુક્ષુને આકર્ષી રહ્યો હતો.

મગધ વગેરે દેશોના રાજા-મહારાજાઓ ઉપર જૈનધર્મની ઉત્તમ છાપ પડી હતી, તેથી એ જૈનધર્મના અનન્ય સેવકો બન્યા હતા. તે પછી ધીમે ધીમે કાંઈક શિથિલતા આવવા લાગી. જ્ઞાનક્રિયાનું સંયુક્તપણું શિથિલ થવા લાગ્યું. કોઈએ જ્ઞાનમાં, કોઈએ ક્રિયામાં ન્યૂનાધિકપણું માનવા માંડ્યું, તેથી શ્રી સિદ્ધસેન દિવાકર અને તે પછી હેમચંદ્રાચાર્ય વગેરે આચાર્યોએ જૈનતત્વના રહસ્ય અને જ્ઞાનક્રિયાનું માહાત્મ્ય બતાવવા અનેક અપૂર્વ ગ્રંથો લખી બતાવી આપ્યું કે જ્ઞાન અને ક્રિયા વિના મુક્તિ નથી. આથી ફરી જૈનધર્મની વિજયપતાકા દિગંત સુધી ફરકી રહી હતી. જૈનેતરો વેદાનુયાયી તે વેળા યજ્ઞને વિસારી વીર પ્રભુના અહિંસાના સિદ્ધાંતના અનુમોદક બન્યા હતા. પરંતુ ઉદય અને અસ્ત ચડતી અને પડતી સ્થિતિ અને પરિવર્તન દેશનું, રાજ્યનું સમાજનું સદા થયાંજ કરે છે. આપણા જૈનધર્મના પરિવર્તનનો કાળ આવ્યો, **જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષઃ** એ સિદ્ધાંત જૈનોના મગજમાંથી ભૂંસાવા લાગ્યો અને શંકરમત પ્રવર્તકોના સિદ્ધાંતોનું પ્રબળ વધવા લાગ્યું. તેથી જૈનોએ ક્રિયા ઉપર વધારે ભાર મૂક્યો. આથી જ્ઞાનની બાજુ મંદ થવા લાગી એટલે તે સામે પોતાની ઉત્કૃષ્ટતાના પ્રતિપાદનમાં ક્રિયાની કાંઈક વિશિષ્ટતા બતાવવી શરૂ થઈ અને તેથી જ્ઞાનની પ્રવૃત્તિ તરફ ઉપેક્ષા થવાથી તે કાળે જો કે શંકરમતાનુયાયીઓ સામે ક્રિયાના જોરથી જૈનો ટકી રહ્યા પણ એનું પરિણામ એ આવ્યું કે અંદર અંદર ક્રિયારુચિની ભિન્નતા વધતી ગઈ. એકજ

જૈનધર્મમાં માંહોમાંહે ગચ્છ, તડાં, ભેદોએ વિધિભેદ ઉભો કર્યો. આટલા કાળ સુધી જ્ઞાનની ગૌણતા અને ક્રિયાનું આધિક્ય જૈનપ્રજામાં દર્શન આપી રહ્યું હતું. તે પછી જ્ઞાનદશાના પ્રવેશક ક્રિયારૂચિના પ્રવાહના આધિક્યમાં તણાતા જૈનો ભૂલવા લાગ્યા અને ભિન્નતા વધી જતાં પરસ્પરના કદાગ્રહને લઇને એક પછી એક કેટલોક અવિધિ ક્રિયામાં ભેળવાતો ગયો અને અંતપર્યંત જે ક્રિયાની દિશા પણ વિશુદ્ધ અને નિર્મળ હતી તે પણ વિકૃત થવા લાગી. જે પ્રવૃત્તિ રાગદ્વેષના પરિહાર માટે હતી તે પ્રવૃત્તિ રાગદ્વેષને પોષવા માંડી. જે પ્રવૃત્તિ આત્માના સ્વરૂપમાં રમણ કરાવનારી હતી તે આત્માને વિભાવબદ્ધ રાખવા વિજયશાળી નીવડવા લાગી. આમ વિધિમાર્ગ દબાતો ચાલ્યો. નિષેધ વિધિનાં રૂપમાં પરિણમવા લાગ્યો. છતાં અહીં સુધી પણ વિધિમાર્ગની ગૌણતા થોડે ઘણે અંશે સચવાઇ રહી હતી. અહીં સુધી જૈનો ક્રિયાથી ભલે ગૌણ અને કેટલીક વૃત્તિઓથી યુક્ત હોવા છતાં જૈનદર્શનને પ્રકાશિત રાખી શક્યા હતા. આ જૈનોનો પૂર્વ ઇતિહાસ છે.

હાલમાં પાશ્ચાત્ય વિચારોના સંસર્ગથી ભારતવર્ષના ધર્મમાં અવ્યવસ્થા થવા લાગી તેમ જૈનદર્શનને પણ તેનો ચેપ લાગ્યો.

વિચારનું સામ્રાજ્ય વિતર્કશાળી બુદ્ધિનો વિલાસ જે સમાજને, દેશને અને ધર્મને નિરુપયોગી છે, જે મનુષ્યને પરમ નિશ્ચયથી દૂર રાખે છે તેવા બુદ્ધિવિલાસ ( વિચાર ) નું સામ્રાજ્ય વધતાં જ્ઞાન ક્રિયા ઉભયનું પર્યવસાન માત્ર વિતર્કશીલ વિચારમાં આવી લાગ્યું છે. દરેક સંપ્રદાયમાં તેના અનુયાયિઓમાં ભ્રાંતિનો સહચાર વધવા લાગ્યો છે. ભ્રાંતિ વિતર્કની સહચરી છે, જ્યાં વિતર્ક અપરિમિત હોય ત્યાં ભ્રાંતિ

મનુષ્યને ક્ષણે ક્ષણે મૂંઝવે છે. ભ્રાંતિથી નિશ્ચયબળ મંદ પડે છે અને નાસ્તિકતા અશ્રદ્ધા અનાસ્થા વધવા માંડે છે. જુદા જુદા સંપ્રદાયોના અનુષ્ઠાનવિધિઓમાં પરમ રહસ્યની દશામાં શંકિતતા અને અસ્થિરપણું વધવા લાગ્યું, એક બીજાના સંસ્કારની ભેળસેળ થવા લાગી. આથી ખરો જૈન જૈન રહ્યો નથી, ખરો મુસલમાન મુસલમાન રહ્યો નથી, ખરો બૌદ્ધ બૌદ્ધ રહ્યો નથી, ખરો વેદાંતી વેદાંતી રહ્યો નથી: સર્વમાં એક બીજાની ક્રિયાની ભેળસેળ એટલી બધી વધી ગઈ કે એને સૌ પોતપોતાની માની બેઠા છે. મુસલમાનો મૂર્તિને પૂજતા નથી છતાં કબરોને પૂજે છે, તાબૂત કરે છે. વેદાંતી ઈશ્વરને કર્તા તરીકે માનનારા નથી છતાં માને છે, મૂર્તિઓને પૂજે છે. એવી જ રીતે જૈનોમાંથી નીકળેલ સ્થાનકવાસી સંપ્રદાય મૂર્તિને માનનાર ન હોવા છતાં દેવદેવીઓની માનતાઓ માને છે, તેને પગે લાગે છે. કેટલાક તો અંબાજી વગેરેની ખાસ યાત્રા કરવા જાય છે. આર્યસમાજીઓ જે મૂર્તિના કટ્ટા વિરોધી છે તેઓ પણ શ્રી પરમહંસ દયાનંદ સરસ્વતીના ફોટાને હાર તોરા ચઢાવે છે. આ રીતે એકબીજાનું મિશ્રણ એકબીજામાં દાખલ થઈ ગયું છે. કેટલાક પંડિતમન્ય ફિલોસોફરો એને ઉદારતા વિશાળતા માને છે. પરંતુ ખરી રીતે વિનિમય એ ઉદારતાનું પરિણામ નથી પણ અજ્ઞાનનું પરિણામ છે, એથી તો ઉલટી અવ્યવસ્થા વધે છે. એવી ઉદારતા આજના જમાનામાં ઉદાર ફિલોસોફરોને જ મુબારક હો. બ્રાહ્મણ પોતાના વર્ણાશ્રમનો ત્યાગ કરી ક્રિશ્ચિયન બની જાય, તેની જોડે ખાય, ખવરાવે, ધંધો કરે ઇત્યાદિને શું ઉદારતા કહેવાય ? જ્ઞાન સાથે જ્ઞાતિને સંકોચ મેળવવાનો પ્રતિબંધ નથી. જાતિ, વય ઇત્યાદિકને જ્ઞાનનો હક અપ્રતિબદ્ધ છે, પણ ક્રિયાનું તો બંધન દરેક વર્ણાશ્રમને

અનુક્રમે સાચવવું જ જોઇએ. ઉદારતા કર્યા કહી શકાય કે જ્યાં બ્રાહ્મણ જૈનના સિદ્ધાંતમાંથી જે સુંદર હોય તે ગ્રહે. જૈન બ્રાહ્મણોના સિદ્ધાંતોમાંથી જે ગ્રાહ્ય હોય તે ઉદારતાથી ગ્રહણ કરે. એમ એક બીજામાં જ્ઞાનનો અભેદ વ્યવહાર આવશ્યક છે પણ વર્ણાશ્રમ બંધારણની ક્રિયાનો લોપ ઈચ્છવા યોગ્ય નથી. બ્રાહ્મણો કે જૈનો ક્રાઈસ્ટનાં બાઇબલમાં કે ઇસ્લામીઓનાં કુરાનમાં જે વ્યવહારબંધન પ્રતિપાદન કરેલ હોય તે પણ કરવા મંડી પડવું તે પણ યોગ્ય નથી, તે ઉદારતા નથી; પણ તે અવિચારીપણું છે. આમાંથી સંકરતા ઉપ્તન્ન થાય છે. એ જ્ઞાન નથી; પણ અજ્ઞાન છે. ઉદારતાની વ્યાખ્યા તો એ છે કે પોતપોતાની ભૂમિકામાં રહી અન્યમાંથી જે તત્વ હોય તે ગ્રહણ કરવું.

આ બધું સત્યાનાશ વિતર્કશીલ વિચારના જમાનાએ વાળી નાંખ્યું છે. વ્યવહાર નિશ્ચયનું બળ સંપ્રદાયોમાં, સમાજોમાં સર્વત્ર ઘટાડી નાંખ્યું છે અને પ્રત્યેક ધર્મને સ્થાને અધર્મ, જ્ઞાનને સ્થાને અજ્ઞાન, ક્રિયા વિધિને સ્થાને અવિધિ ઉભા કરી દીધા છે. કોઇપણ સંપ્રદાયવાળો પોતપોતાના શુદ્ધ સિદ્ધાંતનું સ્વરૂપ સમજાવી શકશે નહિ. અગર તો જે ક્રિયા કરી રહ્યા છે તે ક્રિયાનું રહસ્ય શા માટે આ ક્રિયા કરવામાં આવે છે તેનો ફલાદેશ કોઇપણ યથાર્થ કહી શકશે નહિ.

યશોવિજયજી ઉપાધ્યાયે પાંચ પ્રકારની ક્રિયા કહી છે. ઐહિક લાલચથી જે ક્રિયા કરવામાં આવે તે વિષક્રિયા (૧) પરભવની એટલે ઉચ્ચગતિ મેળવવા વગેરેની લાલચથી જે ક્રિયા કરવામાં આવે તે ગરલ ક્રિયા. (૨) એક બીજાની દેખાદેખીએ જે ક્રિયા કરે તે અન્યોન્ય ક્રિયા (૩) ક્રિયા જે ક્રિયાનો જે હેતુ છે તે હેતુ સુધી પહોંચવા જે ક્રિયા કરવી

તે તદ્હેતુ ક્રિયા (૪) એમ આત્મમય આંતર વિશુદ્ધિ પૂર્વકની જે અકૃત્રિમ ક્રિયા તે અમૃત ક્રિયા (૫) આ રીતે ક્રિયાનાં સ્વરૂપને સમજી જે ધર્મ આપણને પ્રિય છે તે ધર્મ પ્રત્યે આપણી આદર બુદ્ધિ છે, તે ધર્મને અનુકૂળ ક્રિયા કરવી એ દરેક ધર્મવાળાનો સિદ્ધાંત હોવો જોઈએ.

અમે જૈન, અમે બૌદ્ધ, અમે વેદાંતી, અમે ઇસ્લામી ઇત્યાદિ કથનમાત્ર વણિકવૃત્તિઓ છે. સંપ્રદાય સંસ્થા કે દર્શનના જે અનુયાયીઓ છે તેના નિર્દિષ્ટ માર્ગમાં જ તેઓનું અનુયાયીત્વ સિદ્ધ ઠરશે. નહિકે વાણીના પ્રલાપ માત્રથી ક્રિયા અને જ્ઞાન ઉભયથી યુકત પ્રવૃતિ જે જેના અનુયાયિઓમાં હશે તે જ તે યથાર્થ જ્ઞાન ક્રિયાયુક્ત ગણાશે.

જળાશયના સામા કિનારે જવા ઇચ્છનારાએ ત્યાં જવા માટે તરવાની ક્રિયા અવશ્ય કરવી પડશે. માત્ર કાંઠે ઉભા રહી તેવા વિચારો કર્યા કરવાથી સામા કિનારે જવાશે નહિ. એતો માત્ર જ્ઞાનની અભિલાષા છે. એ અભિલાષાને સફળ કરનાર ક્રિયા છે. જ્ઞાન છતાં ક્રિયા વિના શાંતિની પ્રાપ્તિ નથી. ક્રિયા વિના કેવળ અભિલાષા વિચાર માત્રથી પૂરી થતી નથી. ક્રિયા રહિત વિચારો એ મનોરથના હવાઈ કિલ્લાઓ છે. ક્રિયા તેને યથાર્થ સ્વરૂપમાં લઇ જનાર છે. ઉપાસનામાર્ગ એ અભેદ સાગરમાં આત્મનિમજ્જન કરાવનાર છે. પૃથક્ત્વથી તેનો આરંભ થાય છે. અભેદમાં તે વિરમે છે. ઉપાસના પૃથક્ત્વથી પ્રવેશ કરાવી પૂર્ણ એકત્વમાં ઉપાસકને સ્થાપે છે. એવી જે ક્રિયા તે ક્રિયાના લોભથી ઇંદ્રિયવિહાર પ્રવૃત્તિમાં પ્રવેશ કર્યાથી હોઇ શકે ! ઉપાસના એ જ્ઞાનની સમજવી. તે ઉપાસનાના વિચારોનો રસાસ્વાદ ક્રિયા વિના થઇ શકતો

નથી. એટલે કે જ્ઞાન શકિતનો ખરો અનુભવ કરાવનારી ક્રિયા છે. ગોળ કેવો છે સાકર કેવી છે ઇત્યાદિ વસ્તુનું અનુભવ જ્ઞાન ક્રિયા વિના થઇ શકતું નથી. માટે ક્રિયા રહિત વિચારથી જ્ઞાનની ભવ્યતાનો આનંદ લઇ શકાતો નથી. એટલે જ્ઞાન અને ક્રિયા એ બને એટલા સામીપ્યવર્તી છે કે એક બીજાને એક બીજા વિના ચાલતું નથી. તેનો અભ્યાસ કીડીની ગતિની જેમ ક્રમશઃ પગથીએ પગથીએ ચડવાની માફક કરવાનો છે.

સુવર્ણને પણ નિઘર્ષણ છેદન તાપ તાડનની કસોટીમાં પોતાની પ્રતીતિ માટે પહેલાં ઉતરવું પડે છે. તેમ આપણે ક્રિયારૂપી કસોટી ઉપર અભેદ દશાને અજમાવવા ચડવું પડે છે. તલવાર પોતાની ધારની પ્રતીતિ કરવા સરાણે ચડે છે તેમ આપણે ક્રિયાની સરાણે ચડયા વિના આત્મજ્ઞાની બની શકશું નહિ. માટે જ્ઞાનક્રિયા સંયુકત પ્રવૃત્તિથી મોક્ષ છે એમ જૈનો માને છે અને તેથી જૈનોનો સિદ્ધાંત છે કે **ज्ञानक्रियाभ्यां मोक्षः**



નથી. એટલે કે જ્ઞાન શક્તિનો ખરો અનુભવ કરાવનારી ક્રિયા છે. ગોળ કેવો છે સાકર કેવી છે ઇત્યાદિ, વસ્તુનું અનુભવ જ્ઞાન ક્રિયા વિના થઇ શકતું નથી. માટે ક્રિયા રહિત વિચારથી જ્ઞાનની ભવ્યતાનો આનંદ લઇ શકાતો નથી. એટલે જ્ઞાન અને ક્રિયા એ બન્ને એટલા સામીપ્યવર્તી છે કે એક બીજાને એક બીજા વિના ચાલતું નથી. તેનો અભ્યાસ કીડીની ગતિની જેમ ક્રમશઃ પગથીએ પગથીએ ચડવાની માફક કરવાનો છે.

સુવર્ણને પણ નિઘર્ષણ છેદન તાપ તાડનની કસોટીમાં પોતાની પ્રતીતિ માટે પહેલાં ઉતરવું પડે છે. તેમ આપણે ક્રિયારૂપી કસોટી ઉપર અભેદ દશાને અજમાવવા ચડવું પડે છે, તલવાર પોતાની ધારની પ્રતીતિ કરાવા સરાણે ચડે છે તેમ આપણે ક્રિયાની સરાણે ચડયા વિના આત્મજ્ઞાની બની શકશું નહિ. માટે જ્ઞાનક્રિયા સંયુક્ત પ્રવૃત્તિથી મોક્ષ છે એમ જૈનો માને છે અને તેથી જૈનોનો સિદ્ધાંત છે કે **ज्ञानक्रियाभ्यां मोक्षः**

